શ્રી

# નવરત્ન.

રચનાર

કવિ ગિર્ધરલાલ હરકિસનદાસ

સુરત.

---

# NAV RATNA

OR

*NINE SUBJECTS TREATED POETICALLY*

BY

KAVI GIRDHARLALL HARKISANDASS

SURAT.

AHMEDABAD.

Printed at the Ahmedabad United Printing and General Agency Company "Limited" by Ranchhorlal Gungaram.

---



---

*Samvat 1945.* *A. D. 1889.*

Price Rs. 1-8-0.

મૂલ રૂપિયો દોઢ.

# DEDICATION.

SIRDAR KHAN BAHADOOR

DASTOOR HOSHUNG

Jamasp Ph. D.

*High Priest of Deccan & Malwa.*

In respectful recognition of the
encouragement he gives
to rising authors,

and as a token of Respect,
for his holy and virtuous life,
This small volume
is dedicated by the

AUTHOR.

# અર્પણપત્ર.

નેકનામદાર ખાનબહાદુર હોશંગજી જામાસ્પ દસ્તુર
દક્ષણ અને માળવાના મુખ્ય દસ્તુર. પુણા.

### વસંત તિલિકાવૃત.

ઐશ્વર્ય ઉત્તમ યથા કુળ શ્રેષ્ટ રાજે,
વિદ્યા વિવેક વિનયે વધુ માન છાજે;
પૃથ્વી પરે પરમ આબરૂ ઘોશ ગાજે,
બુદ્ધિ વિશુદ્ધ ગુણ જ્ઞાન વિચાર ઓજે. ૧

કલ્યાણ દેશ મહિં બેશ ઉપાય યોજે,
ઇચ્છે થવા સુજન ઐક્ય અપાર મોજે;
જાણે કરી કદર સદ્ગુણસાર રોજે,
શોભે ઘણું વદન જેમ ખિલ્યું સરોજે. ૨

પામ્યા પરાક્રમ થકી શુભ નામદારી,
રક્ષા કરી ત્યમ વધારિ સુકિર્તિ ભારી;
શ્રી કૈવિ તારિફ જહાં જગ ખ્યાતિ સારી,
ગ્રંથાર્પણે અમર રો ચહ્યું ગીરધારી. ૩

# અનુક્રમણિકા.

# શ્રી

# नवरत्न.

## રમણરાજ.

### દોહરા.

કર જોડી શ્રી કૃષ્ણજી, વંદૂં વાર હજાર;
કરૂણા દૃષ્ટી રાખજો પડે યત્ન મુજ પાર. ૧
સત્ય એક છો શ્રી હરી, જપે જોગી નિત જાપ;
આપ અનુગ્રહથી બળે, જન્મ મર્ણું સંતાપ. ૨
રટણ કરે પ્રભુ નામનું, વ્યાપે ઉર આનંદ,
ફંદ તુટે જગ જાડૂનો, ઉગે જ્ઞાનનો ચંદ. ૩
પ્રભુ કૃપા થઈ તો પછે, સિદ્ધ થયાં સઉ કામ;
અખંડ સુખને અનુભવી, પામે અવિચળ ધામ. ૪
હે દેવાધીદેવ હું, અલ્પ મતી અજ્ઞાન;
ઇચ્છું કરૂણારસ તણું, રચવા શુભ આખ્યાન. ૫
દેજો રૂડી બુદ્ધિ ત્યમ, વાણીમાં રસ પૂર;
સુણતાં સજ્જનના હૃદય, બને રસે ચકચૂર; ૬
રમણનગર રળિયામણું, ભદ્રા તીરે માન;
રમણરાજ નૃપ રસકળા, રાણી રૂપ નિધાન. ૭
રાજ મ્હેલ તેના રૂડા, શોભાનો નહિ પાર;
છજાં જરૂખાં બારિ ને, ઊંચિ અટારી સાર. ૮
ઉત્તર દક્ષિણ પૂર્વને, પશ્ચિમ દિશે પ્રમાણ;
એકએક છે મ્હેલને, વચમા વાડી જાણ. ૯
એક મ્હેલની જે ખુબી, તે બીજામાં ન્હોય;
ભિન્ન ભિન્ન રચના ભલી, દેવ દૈત મન મ્હોય. ૧૦
ચાર ચાર છે માળને, ભૂમી રત્ન જડીત;
ભીંતો પર કંચન તણી, વેલો મણી સહીત. ૧૧
બેઠકના મંદિર વિષે, આસન હારોહાર;
નરમ સુહાળાં શરીરને, સુખ શાંતી કરનાર. ૧૨

વિવિધ મનોહર આરસા, તેમાં છબીઓ જોઈ;
અચરત થઈ શંકા કરે, જીવંત બેઠા કોઇ. ૧૩
બિલોર સ્ફટિક સુકડને, સીપ તથા ગજદંત;
તેની અદભુત વસ્તુઓ, નજરે પડે અનંત. ૧૪
સુગંધ અત્તર ફુલની, બ્હેકે સુખકર સાર;
ઘડિક બેસિયે તો પછી, આવે નિદ્રા નાર. ૧૫
નિશ સંકડો ચંદ્ર જ્યમ, ઉદય થાય આકાશ;
તેવિ રોશની ઝળહળે, ઊપજે મન ઉલ્હાસ. ૧૬

ચોપાઈ.

બેઠક મંદિરની શોભાય, લખતાં ગ્રંથ વધી બહુ જાય;
માટે શયનતણાં જે ધામ, તેમાં જોઇએ કેવાં કામ. ૧૭
કનક તણા ઢાળ્યા પલંગ, ઉપર રેશમ ગાદી નવરંગ,
મખમલનાં ઓશિકાં સાર, મલમલના તેપર ઓછાડ. ૧૮
ચોર્યાસી રતીના આસંન, જોતાં કામ થાય ઉત્પન;
એવા તખતા ટાંગ્યા સહી, પંખા સુંદર લટકે તહી. ૧૯
વસ્ત્રાભુષણ વિધ વિધ સાર, ખાન પાન સઘળાં તેયાર;
રસ સહિતને સુખદ જેટલું, સર્વ સાહિત્ય ત્યાં તેટલું. ૨૦
પછિ ગાયન ગ્રહ અવલોકંન, કરતાં મન થઇએ પ્રસંન;
છત્રીશ જાતના વાદ્ય ધર્યાં, પુસ્તક રાગ તણાં સઉ ભર્યાં. ૨૧
રાગ રાગણી કેરાં રૂપ, રંગ સહિત દિસે અનૂપ;
કશી વાતની ખામી નહી, અમરાપુરી ઇંદ્રની સહી. ૨૨
પુસ્તક મંદિરનો વળિ બ્હાર, પર્મ મનોહર વિણ તકરાર,
વેદ પુરાણ કથાને કોક, શાસ્ત્ર કાવ્ય ગાથાના થોક. ૨૩
આયુધ મંદિર અતી વિશાળ, બરછી ભાલા સાંગ કરાળ;
કરથી ચક્ર ગદા લે પ્રાણ, ખડ્ગ ત્રિશૂળ ધનુશ ને બાણ. ૨૪
મંદિર દેવતણુ વળી રમ્ય, ધ્યાન વિશે જોવા પરિભ્રમ્ય;
યોગાસન ચોરયાસી તહાં, ધુપ દીપ સામગ્રી જહાં. ૨૫
ગોલોકવાસી શ્રી ગોવીંદ, શંકર બ્રહ્મા ને દેવેંદ્ર;
ચિત્ર તેમના ચારે ઘણાં, રૂષી મુની ને તપસ્વી તણાં. ૨૬

તે પછિ ભોજન મંદિર ભલું, ત્યાંતો મોટું થાય્યે ગળ્યૂં;
ચાંદી સોના કેરા પાત્ર, ઇંદ્ર વૈભવ ત્યાં કોણુજ માત્ર. ૨૭
રંગ નવિન નકશીની છટા, શોભે જ્યમ ચોમાસે ઘટા;
એવી રીતે સઘળી સ્હેલ, મળે એવા છે ચારે મ્હેલ. ૨૮

## દોહરા.

એ મ્હેલો વચ્ચે જુઓ, રચી વાડિ રચનાય;
તે મધ્યે સર એક છે, શી કેવી શોભાય. ૨૯
ચાર બાજુથી બાંધિયૂં, આરસ પ્હાણે સારે;
સ્વચ્છ ચળક ઓપે ઘણી, પાળ ઉપર નિરધાર. ૩૦
નિરમળ જળ ભરપૂર છે, પવને લ્હેરો લેય;
કમળ ખિલેલાં તેહની, ઉપર ભ્રમર યુથ રેહ. ૩૧
માનસરોવરથી અધિક, સુંદર સર પ્રિયકારે;
વૃક્ષ વિવિધ ડોલી રહ્યાં, પુષ્પ પ્રિમલનો બ્હાર. ૩૨
ગુલાબ ચંપો મોગરો, બોરસળી ને જાઈ;
બકુલ માલતી મોતિયો, આદિ રહ્યાં છવાઈ. ૩૩
દાડમ જાંબુ અંજીરો, રામફળો રસપૂર;
સીતાફળ જમરૂખ ને, નારંગી સેતુર. ૩૪
આંબા કોઠી આંમલી, આસોપાલવ તેમ;
વડ પીપર ને લીમડા, ઝુકે મસ્ત જન જેમ. ૩૫
પક્ષીઓની વાણિથી, પ્રાણી મન રીજાય;
મોર કીર મેના મધુર, કંઠ સુખદ સોહાય. ૩૬
રાજ ભુવનને વાડિમાં, કીધો સેજ પ્રવેશ;
હવે કહું રાજા તથા, રાણી ગુણને વેશ. ૩૭
ચોવિસ દીવાળી દિઠી, ભૂપતિ એવો જવાન;
ઘઊંલ રંગે પાતળો, મનહર મુખની શાન. ૩૮
વિશાળ ભાળ ભ્રકુટિ ભરી, નયન મોહનો ફંદ,
અધર રસિક કટિ અલ્પને, કર ઉર દે આનંદ. ૩૯
રાજ કાજ વિદ્યા ભર્યો, નીતી ધર્મ સુજાણ,
ચતુર શૂર ટેકી અને વિવેકિ પાપ અજાણ. ૪૦

રસિક સુઘડ પ્રેમી પુરો, લહે ઈશ્વરી જ્ઞાન;
પ્રમાણીક પરહીત ચિત, ચહે વાદ્ય ને ગાન. ૪૧
રાણી એની રસકળા, વિમળા વર્ષજ સોળ;
જોબન રંગ ખિલ્યો સરસ, જેમ કસુમ રંગરોળ. ૪૨
કટિયે પડતા કેશને, દેખી નાગ ભ્રમ થાય;
કૃપાળ કાંતી ઉપરે, નજર નહી ઠેરાય. ૪૩
ભ્રમર બીજ શશી સારખી, નયન મદનના દ્વાર;
અધર ગુલાબી પાનને, ઉરે અનાર ખુબિદાર. ૪૪
શરિર સકોમળ ઘાટ શુભ, કટિ ગજ રિપુ સમ માન;
જંઘા કદળી જાણવી, ગુલાબિ વપુનો વાન. ૪૫
રાજા રાણી જોડલૂં ચંદ્ર રોહિણી જેમ;
વય રૂપ ગુણમાં શોભતું, જોતાં જણાય તેમ. ૪૬

## છપય.

પ્રભુની પૂરી મ્હેર, હોય તો રૂપને પામે.
પ્રભુની પૂરી મ્હેર, હોય તો ગુણ યશ ઝામે;
પ્રભુની પૂરી મ્હેર, લ્હેર લક્ષ્મીની લાવે;
પ્રભુની પૂરી મ્હેર, રાજ પદ્ધિએ ચડાવે;
ગણ પ્રભુની પૂરી મ્હેર જો, સ્ત્રી રૂપ ગુણવાળી મળે;
કે ગિરધર તેમજ નારિને, નાથ જેથી સ્ત્રી ચિત હળે. ૪૭
કૃપા કરે કિરતાર, બાર ભૂપતિ અતિ રાખે;
કૃપા કરે કિરતાર, મિષ્ટ મેવા નિત ચાખે;
કૃપા કરે કિરતાર, દામ વણ કામ કરે સહુ;
કૃપા કરે કિરતાર, ધામ બેઠા ધન દે બહુ;
જો કૃપા કરે કિરતારતો, છત્રપતી આસન ચડે;
ગિરધર કિરતાર કૃપા થકી, સાંજ પ્રાત નોબત ઝડે. ૪૮
ઇષ્ટ દેવની દયા, થાય તો દુશ્મન હારે;
ઇષ્ટિ દેવની દયા, પુત્ર પરિવાર વધારે;
ઇષ્ટદેવની દયા, મોજ મન ગમતી કરાવે;
ઇષ્ટદેવની દયા, મૂઢને વેદ ભણાવે;

જો દયા દેવની હોયતો, અગ્ની આંચ લાગે નહીં;
કે ગિરધર દેવ દયા થકી, ધાર્યા કામ બને સહી. ૪૯
રીજે શ્રી હરી કૃશ્ન, એષ્ટ સઘળું સુખ મ્હાલે;
રીજે શ્રી હરી કૃશ્ન, યગ્ન કરી ધન બહુ આલે;
રીજે શ્રી હરી કૃશ્ન, પરાક્રમ પૂરૂં આલે;
રીજે શ્રી હરી કૃશ્ન, તેથિ બ્હીતો રે કાળે;
જો રીજે શ્રી હરિ કૃશ્નતો, ત્રણ લોકમાં પરવરે;
ગિરધર રીજે શ્રી કૃશ્નતો, આપ સમો જનને કરે. ૫૦

ચોપાઈ.

પરમેશ્વરની કૃપા અપાર, રમણરાજ ઉપર નિરધાર;
નગર મનોહર સુંદર ઘણું, વાત થોડિ તેની અહિ ભણું. ૫૧
વસે વર્ણ અષ્ટાદસ જહાં, મોજમઝા છે સઘળી તહાં;
આપ આપણો પાળે ધર્મ, અનાચાર નહિં નહિં અધર્મ. ૫૨
ભૂપતીને જાણે ભગવાન, પ્રજા લાડ પાળે રાજાન;
એમ સુખે દિનવામે સર્વ, આવ્યું વિજયદશમીનુ પર્વ. ૫૩
સ્વારી ચડવાની ધુમધામ, ચાલી નગરમાં ઠામેઠામ;
સૈન્ય ભેગૂં થયું અગણીત, પાળા ગજ રથ અસ્વ સહીત. ૫૪
નિશાણ ડંકાને રણતૂર, વાગે વાજાં બોલે શૂર;
દળ ચાલ્યું દેવી પૂજવા, રજે સૂર્યતો ઝાંખા હવા. ૫૫
અમલદાર સુબા અમીર, કારભારી મુસદ્દી વજીર;
સીપાઈ પાળા સઉ ચાલિયા, રથ ઘોડાને વળિ હાથિયા. ૫૬
નિયમ પ્રમાણે ચાલે સહૂ, સ્વારી જોઈ જન હરખે બહૂ;
જ્યારે આવ્યો નૃપ બંધુ સાથ, ચકિત થઈ જુએ તે ઠાઠ. ૫૭
કંચન અંબાડી મહિ ભુપાળ, સિરપેચ રત્ન મોતીની માળ;
મહા મનોહર તે મ્હારાજ, નિરખે પુરવાસી તજી કાજ. ૫૮
નગર બ્હાર દેવીનૂં ધામ, આવ્યું છે ત્યાં બાંધું ગામ;
પૃથ્વી પતિએ પૂજા કરી, નીકળ્યા બ્હાર પરકમા ફરી. ૫૯
હસ્તી ઉપર બેસે રાજન, થવા લાગ્યા તવ માન સુકન;
બોલ્યા સામ વિશ્રી શીયાળ, ગગન રંગ થયો વિકરાળ. ૬૦

એવે અનુચર ત્યાં આવિયા, સમાચાર માઠા લાવિયા;
ભિલ ભુપે લશ્કર સહીત, કીધો નગર પ્રવેશ ખચીત. ૬૧
સુણી વચન મંત્રિ કરિ સાન, તેડી કહ્યું થાઓ સાવધાન;
સુભટવીર સઉ શસ્ત્રો ધરી, ચાલ્યા નગર ભણી રીસ કરી. ૬૨
ભાટ ચારણો કવિતા ભણે, વાજાં શૂરતણા સઉ સુણે;
ઉછળે તન શુર વ્યાપે સબળ, સીપાઈ દ્રગથી વરસે અનળ. ૬૩
કેટલા કર નાગી તરવાર, ચમકે વિજ જ્યમ ઘન મોઝાર;
ભાલા ભોગળ બરછી બાણ, બંદુક ચક્ર ગદા પરમાણ. ૬૪

દોહરા.

એ રીતે દળ આવતૂં, ત્વરા થકી નિરધાર;
તેને મૂકી વાટમાં, જઈયે નગર મુઝાર. ૬૫
રમણ નગરથી કોસ દસ, પહાડિ દેશ પ્રમાણ;
ભીલ જાતનો ભૂપ ત્યાં, રાજ કરે નિરવાણ. ૬૬
ઘણા વર્ષથી તેહનૂં, રમણનગર પર મંન;
અવસર સાધી આવિયો, સમજ્યો ભેદ સજંન. ૬૭
કુંચી સહીત ભંડાર જ્યમ, હોય ઉઘાડે બાર;
નજર પડે ત્યાં ચોરની, જતા લક્ષ્મી શીવાર. ૬૮
તેમ નગરે સૂનૂં હતૂં, હતું ન કો પુછનાર;
એકદંમ ભિલ ભૂપનૂ, લશ્કર પેઠૂં સાર. ૬૯
રાજ મ્હેલમાં ધૂસિયા, બિહામણા બહુ ભીલ;
રાણીએ કહ્યું દાસિને, નાસો તજીને ઢીલ. ૭૦
તે બોલી રસ્તા વિશે, આ વેશે ન જવાય;
ચીર ઉતારી ધારિયે, આ ફાટા ચૂંથાય. ૭૧
તેમ કરી પાછળ તણી, બારીથી બે નાર;
નાઠિ માત્ર લઇ જીવને, અલ્પ અંગ સણગાર. ૭૨
સાંજ સમે પુર છોડીયું, લીધી વનની વાટ;
મધ્ય નિશાએ રસકળા, કહે દાસીને વાત. ૭૩
નથી ચલાતૂં મૂજથી થાકીછુ અહિં બેશ;
હશે થયૂં શી રીત ત્યાં, ચિત દાઝે લખિ કલેશ. ૭૪

યૂક વિશે શું હારશે, શૂરવીર ભૂપાળ;
કેમ થશે એ ઇશ્વરા, આવ્યો મારો કાળ. ૭૫

પ્રાત થતાં તૂં નિકળજે, નગર તરફ ધરિ હામ;
ખબર લાવજે રાજની, ઠરીશ હું આ ઠામ. ૭૬

એટલૂં કહિને રસકળા, મુંગી રહિ તે ઠાર;
દાસીએ તરૂ પાનની, સેજ કરી તેયાર. ૭૭

ઇશ્વરની લીલા જુઓ, અદભુત અપરંપાર;
ક્યાં રાણીને ક્યાં વિકટ, જંગલ આ દુખકાર. ૭૮

વાહન વિણ નવ વિચરતી, મ્હેલ થકી જે બ્હાર;
તે ઉઘાડે પગ અરે ! આવિ કોસ અગિયાર. ૭૯

પગ તળીઆં તો ચારણી, થયાં રૂધિર બહુ જાય;
દુખ તેનૂં જોઈ દાસિનૂં, કાળજ ફાટી જાય. ૮૦

કનક પલંગે પોઢતી, નરમ ગાદિપર નીત;
તે વન ભૂમીપર પડી, ભીખારીની રીત. ૮૧

જેના મંદિરમાં થતી, રોશની ભભકાદાર;
તે ચાંદરણે પોઢિછે, ઝાડ પાનપર સાર. ૮૨

હજાર દાસી હોય નિત, હુકમ તણી ઝિલનાર;
તે રાણી પાસે નથી, એકથી બીજી નાર. ૮૩

પકવાનો પાંચે અને, ભાત ભાતના શાક;
વાળુ વખત આરોગતી, તે પડિ ખાઈ થાક. ૮૪

ઘડિ ઘડિ દુખ બેન્હેનથી, ઉઘડે રાણિ નેન;
કોમળ અંગે ખૂંચતી, ધરા પડે કયમ ચેન. ૮૫

અલ્પ વસ્ત્રછે શરિરપર, ત્હાડે ધ્રૂજે નાર;
ઉંઘતી માગે શાલ પણ, અરે કોણ દેનાર. ૮૬

દાસી કે બાઈ કાળજૂ, તમ દુખ જોઈ કપાય;
ધીરજ રાખો કષ્ટમાં, શ્રી હરિ કરશે સહાય. ૮૭

એ બેને સૂતાં મુકી, પુરની થઈ શી પેર;
રમણરાજ દળ આવિઓ, બહુ થયો ત્યાં કહેર. ૮૮

### ચોપાઈ.

સૈન્ય ભીલનું હતું તૈયાર, લડાઈ થઈ જબરી તે ઠાર;
બંદુક ગોળિનો ચાલે માર, વાગે તેને પડતાં નહિ વાર. ૮૯
બેય પાસથી છુટે તીર, વિંધાય કઈના છાતી સીર;
વરશે શસ્ત્રોનો વરસાત, મરે માનવી અસંખ્યાત. ૯૦
એક તાસ એવું યુદ્ધ થયું, રમણરાજ દળ માર્યું ગયું;
હાર થતી જોઈ જે વાર, કોપ્યો નૃપ તવ અપરંપાર. ૯૧
હાથીપરથી હેઠો ઉતરી, અસ્વ ઉપર સ્વારી ઝટ કરી;
વીણી કાઢેલા શુરા સ્વાર, તેમ બીજા સાથે સરદાર. ૯૨
દુશ્મનપર તે તૂટી પડ્યા, કાપ્યા ભીલ જેવાં ચીભડાં;
ભાલા બરછી ને તરવાર, માર મારના થાય પુકાર. ૯૩
વેવડાવી નદી લોહિની તહીં, જેને ધડ રૂપી કાંઠા સહી;
મસ્તક રૂપી મછવા મહિતરે, રીઝી રણ દેવી અંતરે. ૯૪
એવે મંત્રી ઉરમાં તીર, વાગ્યો કે પડ્યો રણધીર;
રમણરાજ તે જોઈ ઘણું, દુખ પામ્યો મુખથી શું ભણું. ૯૫
કરી અસ્વ આગળ તે થયો, અધર ડસી ભાલો કર ગ્રહ્યો;
જે ભીલ મંત્રી મારિયો, તેજ નૃપે ભાલે વીંધીઓ. ૯૬
બીજા પણ માર્યા બહુ ભીલ, જેના પ્રૌઢ હસ્તીસમ ડીલ;
શુરાતનમાં નવ રાખી મણા, તોપણ ભીલયોદ્ધા અતીઘણા. ૯૭
ચાર ઘડી ચાલ્યો એ જંગ, ગોળી એક લાગી નૃપ અંગ;
તરત તુરી ફેરવ્યો નરેશ, દળ દીઠું થોડું રહ્યું શેષ. ૯૮
મુઆ શુરા સરદાર અમીર, થયું જખમી પોતાનું શરીર;
એવું લહી રણ ભુમી ત્યાગ, કરી રમણરાજે લઈ લાગ. ૯૯
નથી અસ્વ વણ સાથી કોય, શોક મુરતી જાણે જતી હોય;
જતાં જતાં આવ્યું મેદાન, રણ રેતીનુ પડયું વેરાન. ૧૦૦
હય થાક્યોને થાક્યો રાય, હેઠો ઉતર્યો પોતે ત્યાંય;
પડ્યો જમીનપર થઈ નિશ્વાસ, અરે દૈવ શો કિધો નાશ. ૧૦૧

### છપય.

કોપ કરે કિરતાર, વાર ઘડિની નવ લાગે;
કોપ કરે કિરતાર, શત્રુ બળિયો શિર જાગે;

કોપ કરે કિરતાર, રાજ રિદ્ધિ લૂટાએ;
કોપ કરે કિરતાર, નાર પ્યારી દુર થાએ;
જો કોપ કરે કિરતાર તો, દુખ તન ધન કેરૂં થશે;
ગિરધર કોપે કિરતારતો, દોરિ સાપ થઇને ડસે. ૧૦૨
રૂઠે જગનો રાજ, તાજ માથાનો જાએ;
રૂઠે જગનો રાજ, લાજ લલના લૂટાએ;
રૂઠે જગનો રાજ, કાજ એકે નવ થાએ;
રૂઠે જગનો રાજ, સાજ સુંદર બળિ જાએ;
જો રૂઠે જગનો રાજતો, આજ બુડે જોખમ ભર્યાં;
ગિરધર રૂઠે જગરાજતો, જન્મી ન જીવે છોકરાં ૧૦૩
રીશ કરે રષિકેશ, દેશ છોડાવે દાડે,
રીશ કરે રષિકેશ, કેશ સિરના ઉખાડે;
રીશ કરે રષિકેશ, ઘેંશ પણ ન મળે ખાવા.
રીશ કરે રષિકેશ, બેશ જન થાએ બાવા;
જો રીશ કરે રષીકેશ તો, મેશ પડે મુખ ચોગવી;
ગિરધર રીશ રષીકેશની, થતાં જાય ભુત ભોળવી. ૧૦૪
ખીજે શ્રી ભગવાન, માન પામે નવ ક્યારે;
ખીજે શ્રી ભગવાન, રાન રખડે સૂત નારે;
ખીજે શ્રી ભગવાન, જાનનું જોખમ થાએ;
ખીજે શ્રી ભગવાન, દાન કદી નવ દેવાએ;
જો ખીજે શ્રી ભગવાન તો, જ્ઞાન ધ્યાન જન વીસરે;
ગિરધર ખીજે ભગવાન તો, ધાન છતાં ભુખે મરે. ૧૦૫

## દોહરા.

એ રીતે રાજાતણી, રજની ગઈ દુખમાંય;
માર્ગ લિધો રવિ ઉગતાં, જળ વિણ કંઠ સુકાય. ૧૦૬
આતુર થઈ જળને જુએ, કળ ન પડે પળ વાર;
ખાન પાન વણ બેચના ઉતર્યા મુખ તે ઠાર ૧૦૭
રણમાં વ્યાકુલ ચિતથી, આમ તેમ અથડાય;
અંત નથી કહીં આવતો, મનમાં મસ મૂંઝાય. ૧૦૮

સૂર્ય મધ્ય બીંદુ વિશે, આવ્યો જત્ર આકાશ;
અસ્ત પડ્યો અવનિ ઉપર, આવ્યો તેનો નાશ. ૧૦૯
રેતી તપેલી તાપથી, પગ દેતાં જીવ જાય;
સૂર્ય તાપ સિરપર તપે, કેમ કરી રેવાય. ૧૧૦
ધાણીવત શેકાયછે, હય ને રાજા ત્યાંય;
અરસપરસ નીરખિ વદન, દીન થઈ દુખાય. ૧૧૧
ભૂખ તરસનું દુઃખને, રેતી તપ્યાનું દુઃખ;
તાપ દુઃખ તન ઉપરે, ચારે તરફનું દુઃખ. ૧૧૨
તરફડતો લખિ તેજીને, નરપતી નયને નીર;
ચાલ્યાં અષાડ મેહવત, રહી ન મનમાં ધીર. ૧૧૩
અરે અશ્વ જાતી વિશે, શ્રેષ્ટ ઘણો તું ભાઈ;
દુખ તારૂં જોઈ માયરૂં, કાળજ જાય કપાઈ. ૧૧૪
સુરતવાન તું શોભિતો, પૂરો પાણીદાર;
પાણી વીણ પ્યારા પડ્યો, ઓ મારા આધાર. ૧૧૫
ચંચળ તારી ચાલપર, મગ્ન હતૂં મુજ નમં;
તે તૂં અનવણ જાયછે, તજીઆ સુંદરે તંન. ૧૧૬
પશુ જાતી પણ જ્ઞાનમાં, ભાઈ ઘણો ભરપૂર;
મનમાનીતો માહરો, જવા થયો જમપૂર. ૧૧૭
તારા વિણ ઓ ઘોડલા, ઘેલો થઈ હું ફરીશ;
ભૂંડા આ મેદાનમાં, રખડી રઝળી મરીશ. ૧૧૮
તારિ મદદથી આવિયો, અહિં સુધી મારા વીર;
નહિતો દુશ્મન હાથથી, જાતે મારૂં શીર. ૧૧૯
તેમ થયૂં હત જો કદી, તો માનત ગુણ ઈશ
મને બચાવી જાય તૂં, એ ઘા કેમ સહીશ. ૧૨૦
હાય હાય ઉડી ગયો, ઘોડા તારો હંસ;
બોલચાલ ગઈ માહરી, પૂર્ણ થયો સુખ ધ્વંસ. ૧૨૧
રાજ પાટ રાણી ગયાં, ગયો તેજી મુજ વીર;
કોણ જન્મનાં કર્મ આ, નડ્યા મને બળવીર. ૧૨૨
શો ખપ છે મારો હવે, પરમેશ્વર આ ઠાર;
ઠાર કરીદે મૂજને, કેમ લગાડે વાર. ૧૨૩

સર્વ વાતે સંતાપિયો, ઈશ્વર શું કેવાય;
અસ્વ મડાને મૂળથી, ભુમી દાગ દેવાય. ૧૨૪
તેટલિ પણ શક્તી નથી, એવો છું નાચાર;
હાલ જોઇ આવા મને, લાગેછે અંગાર. ૧૨૫
આવી દશા કરવી હતી, સૃજવોતો કંગાલ;
તો દુખ આ નહિ લાગતે, સુખમાં જાતે કાળ. ૧૨૬
કરી પ્રતીક્ષા અહિં થકી, જાઉંછું શ્રીરામ;
દુખ જઈ સુખ થાશે કદી, તો આવિશ આ ઠામ. ૧૨૭
અસ્વ અંગના શેષને, દઇશ હું ભુમી દાગ;
તે પછિ કુમકુમ તિલકને, ધારિશ કરી અનુરાગ. ૧૨૮
એમ કહીને ઉઠિયો, રમણરાજ ધરી ધીર;
ચાલ્યો તે મેદાનમાં, જ્યાં નથી તરૂવર નીર. ૧૨૯
બે ગાઉ જવ આવિયો, ત્યારે દીઠાં ઝાડ;
પક્ષી પર્વતને પશૂ, જંગલિ પાડે રાડ. ૧૩૦

## ચોપાઇ.

રમણરાજને ફરવા દઈ, સુણો રાણિની શી ગત થઈ;
નિશાં પાછલી રહિ ઘડી ચાર, વાઘ એક આવ્યો તે ઠાર. ૧૩૧
દાસી પુઠ ફેરવિને પડી, વાઘ તણી દૃષ્ટે તે ચડી;
ગરદન મુખમાં ગ્રહી ચાલિયો, મ્હેજ સણસારો તેથી થયો. ૧૩૨
એટલે રાણિ જાગી ગઇ, જુએતો દાસિછે નહિ;
દૂર નજર કરતાં લહી પેર, જાય લઇ દાસીને શેર. ૧૩૩
થર થર ધ્રુજવા લાગ્યું તંન, ફીકું પડ્યું રાણી વદંન;
બેબાકળી બીચારી થઈ, અર્ધ ઘડી બોલાયું નહિ. ૧૩૪
દેશત દિલમાંથી મટી ગઇ, રૂદન રાણિયે માડ્યું તહી;
સુણતાં કમકમી છુટે તંન, દુઃખ દેખી ભેદાએ મંન. ૧૭૫

## દોહરા.

અરે દેવ આ શું થયું, ક્યાં ગઇ મારી દાસ;
કોણ જશે શુધ લાવવા, નાશ થઇ મુજ આશ. ૧૩૬

કેમ હવે મુજ કંથના, સમાચાર પામીશ;
દાસી દૈવત માયરૂં, તેપર પ્રભુ કરિ રીશ. ૧૩૭
એથિ ભવિશ સૂઝે મને, તેમજ ભૂત પ્રમાણ;
પ્રાણપતી મુજ હારિયા, થઇ અપરિમિત હાણ. ૧૩૮
જેમ તેમ દાસી વડે, કરત પીઉની ખોળ;
મુજ અંધાની લાકડી, ખૂંચી વાળ્યો રોળ. ૧૩૯
મ્હેલ તજાવ્યો ત્યારની મોઇ પડીતી હાય;
દાસી લઇ પૂરી કરી, દાઝ્યાપર લુણ થાય. ૧૪૦
મન રાખણ મારી અરે, દુખે દાજતી રાંક;
પાપી પશુએ પ્રાણ તુજ, લિધા વિન કંઇ વાંક. ૧૪૧
મુખથિ વચન કહું ત્યાં કરે, પ્રસન થઈ મુજ કામ;
તેનું મુખ જોઊં કંહાં, કહર થયો શ્રીરામ. ૧૪૨
રૂંએ રૂંએ વ્યાપી રહી, સખ્ત વેદના શ્યામ;
ડામ કયે કીધો તમે, પ્યારા કંથ સુકામ. ૧૪૩
સેજે મુખ ગ્નાની થતૂં, મારૂં કોઈ વાર;
સેવક તેમજ સ્વામીજી, પુછતા વાર હજાર. ૧૪૪
પાણિ માગું તો દુધના, દેતા પ્યાલા નાથ;
આજ પાણિ વિણ સૂકિયો, કંઠ પછાડું હાથ. ૧૪૫
થુંક પડતું જ્યાં માયરૂં, ત્યાં લોહીની ધાર;
કરતા વ્હાલા કંથજી, આજ પડી નાચાર. ૧૪૬
પગ તળીયાં આળાં થયાં, નથી ચલાતૂં હાય;
સંકટરૂપી સામટી, લાગી તનમન લ્હાય. ૧૪૭
રાજપાટ મૂક્યાતણું, દુખ વળી દાસી નાશ;
અન્ન પાણિ દુખથી મરૂં, મન પામૂં અતિ ત્રાસ. ૧૪૮
દુખ સૌથી પ્રીય સ્વામિનું, પ્રચંડ પીડે પ્રાણ;
અગની પ્રવેશથી અધીક, પ્રોઢું પુરૂષપુરાણ. ૧૪૯
વિછોહ વ્હાલાનો થયો, કવણ પાપથી હાય;
પાપિ પ્રાણ આ પિંડથી, કેમ હજી નવ જાય. ૧૫૦
શા માટે બેશી રહ્યો, શી છે તારે આશ;
સ્વામિ વિના સુણ પાપિયા, માન થયો તુજ નાશ. ૧૫૧

કેશ પાશ ઘાલી મરૂં, કિંવા ૫્હાડ પતંન;
કે જીભ કરડી જીવડો, કાઢું એમ છે મંન. ૧૫૨
એમ રસકળા એકલી, વિલાપ કરતી વંન;
અશક્ત તેથી મૂરછા, આવે પામિ પતંન. ૧૫૩
સૂર્યોદય થાતાં ફરી, શુદ્ધિ આવિ શરીર;
વિચાર કીધો કે પતી, ખોળું ધારી ધીર. ૧૫૪
અબળા એમ લહી ઉઠી, ફરતી જંગલ માંય;
આવિ જળાશય જ્યાં હતું, વિરામ પામી ત્યાંય. ૧૫૫

## ચોપાઈ.

ભાવે પીધૂં પાણી ભામની, તૃષા નિવૃત્તી ત્યારે બની;
વૃક્ષ નીચે કીધો વિશ્રામ, જુઓ બન્યું ત્યાં કેવું કામ. ૧૫૬
તે વૃક્ષ ઉપર સમડીનો ડાર, લાવેલી તે રત્નનો હાર;
રમત કરતાં ઝટ નીચે પડયો, હાર તે રસકળાને જડયો. ૧૫૭
તેણે મનમાં કિધો વીચાર, વસ્તી પાસે હશે નિરધાર;
કઈં કરતા જો પુરમાં જવાય, દુખડું અન્ન પાણીનું જાય. ૧૫૮
મલિન વસ્ત્ર ફાટેલૂં ઘણું, શુષ્ક વદન દાખે દીનપણું;
ભીખારી નારી સમ હાલ, ચાલે લડથડતી તે ચાલ. ૧૫૯
સાંજ સમે પુર પોળે ગઈ, સુખના આશા પેદા થઈ;
ધર્મશળામાં બેઠી નાર, ભુખે દુખણી થઈ અપાર. ૧૬૦
પાસે નાણું છે નહિ નામ, માગવું એતો નીચૂં કામ;
ઘડભાંજ કરી એ રીતે ઘણી, વધી ભૂખ પીડા પાપણી. ૧૬૧
સેવટ મૂકીને મનથી માન, ચાલી માંગવા ખાવા ધાન;
ભરાયું અંતર નારી તણૂં, દુખ તેનૂ કઈ રીતે ભણું ૧૬૨

## છપય.

અન્ન એજ આધાર, માનવી કેરો મોટો;
અન્ન વિના સંસાર, ખૂબ સમજો છે ખોટો;
અન્નવડે નરે નાર, પ્યારથી રમતાં રંગે;
અન્નવિના પરિવાર, પ્યારનો થાએ ભંગે;
છે અન્ન ઇષ્ટ સઉ લોકને, પ્રાત સાંજ પરમાણજો;
વિણ અન્ન સરસ આ તનને, ગિરધર ત્યાગે પ્રાણજો. ૧૬૩

અન્ન મળે તો તંન, બને રંગે રઢિયાળું;
અન્નવિના ધન તંન, કોઈ નવ લાગે વ્હાલૂં;
અન્નવડે આનંદ, છંદ સુખકંદ મનાએ;
અન્નવિના પ્રભુ જ્ઞાન, ધ્યાન પણ નાજ ધરાએ;
છે અન્ન ઇષ્ટ જગ અખિલને એમાં સંશયછે નહી;
વિણ અન્ન માન મોટાઇને, ગિરધર જન મૂકે સહી. ૧૬૪
અન્ન કરાવે કામ, અન્ન પરદેસ ફરાવે;
અન્ન મગાવે ભીખ, અન્ન દુરવચન સુણાવે;
અન્ન નચાવે નાચ, અન્ન તો ચોરી કરાવે;
અન્ન મરાવે તંન, અન્ન નારી વેચાવે;
છે પ્રપંચ જે જે જગતમાં, તે સઘળા અનના સહી;
વિણ અન્ન રાજ મ્હારાજને, એક દિવસ ચાલે નહી. ૧૬૫
અન્ન આશ નહિ હોત, કોઇની આશ ન કરતે;
અન્ન આશ નહિ હોત, કોઇથી કદી ન ડરતે;
અન્ન આશ નહિ હોત, નિરાંતે બેસી રે તે;
અન્ન આશ નહિ હોત, કદી કંઈ લેત ન દેતે;
જો અન્ન આશ નહિ હોતતો, નિશ્ચિંત નિત રેતે સહી;
પણ અન્ન આશના પાશથી, ગિરધર જન છૂટે નહી. ૧૬૬

દોહરા.

સાંજ સમય તે શહેરમાં, ભીખ માગવા નાર;
નિકળી ઉર સંતાપથી, આંખે વહે જળધાર. ૧૬૭
અવાસ ઉચો એક જ્યાં, છજાં અટારી ગોખ;
બે ત્રણ નારી ઓટલે, બેઠીતી ધરી શોખ. ૧૬૮
ત્યાં જઈ ધીમે સાદથી, બોલિ દયાળુ બાઈ;
અન્ન વિના મુજ આતમા, પિડાય દેશો કાંઈ. ૧૬૯
એક જણી એવું સુણી, ઉચરી છણકે વાત;
ઘડિક બહાર બેઠાં તહાં, આવિ ક્યાં કમજાત. ૧૭૦
કે બીજી ટળ અહિં થકી, ઊભિ સ્થંભવત આમ;
હરામના ટુકડા નિતે, માગે કરની કામ. ૧૭૧
ત્રીજી બોલી શૂં નથી, માટી તારો કોય;
કે નિકળીછું માગવા, કાલી થઈ વળી રોય. ૧૭૨

વચન બાણથી રસકળાં, રદય વિધાયું છેક;
રૂંએ રૂંએ દવ લાગિયો, નિરાશ ચાલી નેક. ૧૭૩
ટેક કહે નહિ માગવું, ભૂખ કહે કંઈ આપ;
એમ બેઉ વચે ઉઠ્યો, ઝઘડો દુખદ અમાપ. ૧૭૪
અંતે ભૂખ પ્રબળ વધ્યું, ટેક ગયો તેવાર;
નિચું મંદિર આવિયું, ત્યાં દીઠી બે નાર. ૧૭૫
તે આગળ ઊભી રહી, ક્ષુધા પિડિત સ્ત્રીજન;
બોલી ઇશ્વર વાસ્તે, દેશો બેનો અન્ન. ૧૭૬
બેમાંથિ એક બોલિ ગઈ, હા લાવુંછું બેશ
બીજી કે તું કોણ છે, કયો તાયરો દેશ. ૧૭૭
વાણી તારી સાંભળી, ઉપજે દયા અપાર;
ભાસેછે તૂં ભામની, મોટા ઘરની નાર. ૧૭૮
ધારી જોતાં મૂખને, નિશ્ચય થઈ એ વાત;
માટે કર અહી ધામમાં, તેડી ગઈ સુજાત. ૧૭૯
યથાસ્થીત આસન દઈ, પીરસી મૂક્યું પાત્ર;
જમી રહી જવ રસકળા ત્યારે બોલી વાત. ૧૮૦
સાચેસાચૂં તો નહીં, સઘળું અહિં કેવાય;
એવું ધારી એટલું, ઉચરી નારી ત્યાંય. ૧૮૧
મોટા ઘરની છું ખરી, તોપણ આજે માત;
વખત ભીખનો મૂજપર, ગુજર્યો છે ઉત્પાત. ૧૮૨
પતિ મારાથી હું પડી, છુટી દુખ મોઝાર;
ઉપર આભ નીચે ધરા, અવર નથી આધાર. ૧૮૩
મુજ દુઃખણીના દુઃખમાં, લીધો આપે ભાગ;
ઈશ્વર અખંડ રાખજો, તમ બેનો સૌભાગ્ય. ૧૮૪
એ રીતે જવ સાંભળી, પૂર્ણ શોક ભરિ વાત;
કોમળ સ્ત્રી કંપી ઘણું, શિથિળ થઈ ગઇ જાત. ૧૮૫
ગદગદ કંઠે ગોરડી, બોલી પ્રીત બોલ;
એમજ છે તો બાઇ તૂં, કરજે અમશું કલોલ. ૧૮૬
ઘર આ ગણજે તાયરૂં, કરજે બનતૂં કામ;
રેજે જ્યાં સુધી તાયરો, આવિ મળે પ્રિય શ્યામ. ૧૮૭

## છપય.

બને ત્યાં સુધી કરો, પારકૂં દુઃખ નિવારણ;
બને ત્યાંસુધી કરો, દયા પરની દિલ ધારણ;
બને ત્યાંસુધી કરો, રંક દુરબળ ને રાજી;
બને ત્યાંસુધી કરો, સદાવૃત પરબો ઝાઝી;
બને ત્યાંસુધી પ્રીતે કરો, વિશામા ધર્મશાળા વડી.
કવિ ગિરધર કે બનતાંસુધી, બંધાવો કુપ વાવડી. ૧૮૮
પર દુખ હરતાં દામ, ખરચતાં દિલ નવ ડરશો;
પર દુખ હરતાં દામ, હામ હૈયામાં ધરશો.
પર દુખ હરતાં દામ, ઠામ આપી જન ઠારો;
પર દુખ હરતાં દામ, કામને ના ગણુગારો.
પર દુખ હરતાં ધન માલને, ઉદાર થઇ ઉડાવજો;
કવિ ગિરધર કે પર પીડને, દેખી દિલમાં દાઝજો. ૧૮૯
શક્તી હોય તો સદા, ઉમંગે પર દુખ હરવું;
શક્તી હોય તો સદા, કોઇનું સારૂં કરવું;
શક્તી હોય તો સદા, શરીર પર અરથે વાળો;
શક્તી હોય તો સદા, ગરીબને હોંસે પાળો.
શક્તી હોય તો હેતે સદા, પરોપકાર કરતા જરી;
માન મોટાઈ નહિ રાખણો, ગિરધર કે જાવું મરી. ૧૯૦
જીવતર તેનૂં ધન્ય, કરે પર કારજ પ્રીતે;
જીવતર તેનૂં ધન્ય, ધરે પર પીડા ચિત્તે.
જીવતર તેનૂં ધન્ય, હરે નિરબળની અડચણ;
જીવતર તેનૂં ધન્ય, રંકશું રાખે ભલપણ;
જીવતર તો તેનું ધન્ય છે, પર અરથે તન ધન તજે;
કવિ ગિરધર કે વિધિ વિશ્વમાં, એવા નર થોડા સરજે. ૧૯૧

## ચોપાઈ.

લોભી પામે ધન અપાર, અંધ નેત્ર પામે નિરધાર;
બધિર વાણિ નિર્મળ જ્યમ સુણે, મુંગો વેદ ચારે મુખ ભણે. ૧૯૨
પંગુ પામે સુંદર પાય, ક્ષઈ રોગ જેનો મટીજાય;
એવો હર્ષ પામી રસકળા, ધન્ય ધન્ય બોલી વીમળા. ૧૯૩

તે રજની તો વીતી ગઈ, સવાર બીજા દીનની થઈ;
કામ કાજ ઘર કેરાં થયાં, વેળાયે ભોજન કરિ રહ્યાં. ૧૯૪
રાણિ રસકળા સખિને કહ્યા, જો તમ પિઉ આવે ચિંતેય;
એમ કહી દરશાવ્યો હાર, જડયો હતો જે વન મોઝાર. ૧૯૫
એના દામવડે નિરવાહ, મારો ચાલે ભાર ન થાય;
ઠીક કહી લીધો તે હાર, દીધો પીઉને કહીને સાર. ૧૯૬
તેણે ઝવેરીના હાથમાં, મૂકી મૂલ પૂછ્યું સાથમાં;
ઝવેરી બોલ્યો કિમ્મત ઘણી, રાએ જે પૃથ્વીનો ધણી. ૧૯૭
ત્યાંથી હાર લઈને બે ગયા, રાજમ્હેલમાં દાખલ થયા;
હાર જોઈ રાજાનો ભેદ, ગયો બેયને કીધા કેદ. ૧૯૮
રાજપુત્રી કેરો એ હાર, બે દિન થયા ગયોતો સાર,
સ્નાન કરી કુંવરી રૂપવતી, અગાસિમાં બેઠેલી હતી. ૧૯૯
કેશ ઓળની તેણે ઠાર, ઉતારિ મૂકી પાસે હાર;
જારે ઘરમાં ગઈ સુંદરી, હાર અગાસીમાં વીસરી. ૨૦૦
ઘડી પછી જઈને ત્યાં જુએ, દીઠો નહિ ત્યારે બહુ રૂએ;
તે વાતનું થયુ નૃપને જાણ, રોશે રાજા કે લઉ પ્રાણ. ૨૦૧
એવામાં હારજ લાવિયા, તપાસ પછી ચાલી તહાં;
છેવટે નામ આપ્યું નારનું, તેડું થયું તવ દરબારનું. ૨૦૨
આવી રસકળા નારી તહીં, ઠર્યું હાર એ ચોરી ગઈ;
બંધીખાનામાં નાખી નાર, દુઃખ તેનું છે અપરંપાર. ૨૦૩
અકળ કળા ઈશ્વરની અપાર, પડ્યા ઉપરે પાટુનો પ્રહાર;
તેમ રસકળાની ગત થઈ, કાળા ગ્રહમાં બેઠી જઈ. ૨૦૪
પાપી પાખંડી ને ચોર, કપટી કલેશી કિનાખોર;
કુકરમી કામી ને ચાડિયા, અધમ જનો એવા ઘાલિયા. ૨૦૫
તેનિ સંગાથે સ્ત્રી સકુમાર, કેમ રહેશે સુખ મોઝાર;
વાત સુણી તેની સુંદરી, કહે બ્હેરી કર ઓ શ્રી હરી. ૨૦૬
નીચ નઠારા નરનાં નેણ, નારીને ભાલા દુખદેણ.
શરિર મલિન દે ભુંડી વાસ, સહે રસકળા એવા ત્રાસ ૨૦૭
તેમાં વળી દળવા દે અન્ન, હાથે બળવા લાગી અગંન;
એણે શું કીધું છે કામ, કે એનાથી બને આ ઠામ. ૨૦૮

દળતાં દળતાં દુખે ઘણું, શરીર સુકાયૂ રાણીતણું;
ઝીણો લોટ નવ જુએ દાસ, ગાળ દઈને બેસે પાસ ૨૦૯
વખતે નિરદય મારે માર, કષ્ટ કેટલું વરણું સાર;
દિવસ ગયા એ રીતે ચાર, ચાર યુગોસમ જાણ્યા નારે. ૨૧૦
એ દુખમાં કસર કંઈ પડી, તેથી આફત બીજી નડી;
એક કેદી જોઈને રૂપ, મદે અંધ કહે નારી અનૂપ. ૨૧૧
તારે ધણી જોઈયે નિરધાર, મારે મંન ગમી તું નાર;
જો તું સમજે મારી સાથ, તો સુખ લહે ઉભયની જાત. ૨૧૨
દળવૂં તુજને અઘરૂં પડે, તે સેલું થાશે મુજ વડે;
ભેગાં બેશી કરશું વાત, સુખ ભોગવશું દિનને રાત. ૨૧૩
જોબન તારૂં જાએ વૃથા, માન કહ્યું મારૂં સર્વથા;
થોડે દિવસે નિકળીશ બહાર, તને છોડવીશ હૂં નિરધાર. ૨૧૪
રાખીશ મારા ઘરમાં તને, ઉત્તર હસીને દેની મને;
એમ કહી કર ગ્રેવા ગયો, પ્રભૂ સાહ્ય પેલીને થયો. ૨૧૫

## દોહરા.

જેવો કેદી જાયછે, કર ધરવા કરિ હાંસ;
તેવો હડસેલી દિધો, કામિનીએ કરિ રોશ. ૨૧૬
ચતોપાટ તવ ચોરતે, પડ્યો ભૂમીપર સાર;
સિર મધ્યે પેસી ગઈ, પથ્થર કેરી ધાર ૨૧૭
ફરી નામ લીધું નહી, પાપીએ દુખમાંય;
અવધ પુરી થઈ એટલે, ત્યાંથિ થયો વિદાય. ૨૧૮
ઘેર ગયો પોતા તણે, કીધી જખ્મની પેર;
થોડે દીવસે ઘા રૂઝયો, નિશાનિ રહિ તે ઠેર. ૨૧૯
કષ્ટ સહેછે રસકળા, કાળાગ્રહ મોજાર;
તેનિ વાત તજી જોઈયે, ક્યાંછે રાજકુમાર. ૨૨૦
રણ જઈ વન ઝાડી વિશે, આવી પોંચ્યો રાય;
ફળ જળ ભક્ષ કરી ફરે, વસ્તી મન અતિ ચ્હાય. ૨૨૧
ચડે પ્હાડ વળી ઉતરે, નાળાં કોતરમાંય;
અંધારે અથડાઈ પડે, તન કરિ સોરાય. ૨૨૨

અંગ વસ્ત્ર ફાટે અને, લાગે જારે થાક;
અરે રામ કહિ બેસતો, દીસે દુરબળ રાંક. ૨૨૩
પૂર્વે સ્થિતી સંભારિને, રાજા દિલગિર થાય;
કઠણ કરે મન તોયપણ, આંખે આંસૂ જાય. ૨૨૪
કંચન સિંહાસન ઉપર, હરતે સુખ બેસંત;
તે હું આજે ધર્ણીપર, બેસૂ કમળાકંત. ૨૨૫
ચારપાસ ચામર ઢળે, ખમાખમા કે દાસ;
તે હું આજે તાપમાં, રખડું કોઈ ન પાસ. ૨૨૬
નિત નવિ નવિ ગુણકા કરે, મારી આગળ નાચ;
તે હું આજે પશૂ તણા, શબ્દ સુણું શું સાચ? ૨૨૭
બંદીજન જશ બોલતા, છત્રીશ વાજાં વાય;
તે મુજ આગળ મ્હાડના, પડધા કપરા થાય. ૨૨૮
મ્હેલ વિશે મુજ આગળે, સેવક દાબેમાગ;
તે હું ભૂલો પડિ ભમૂ, આજે હરિ આ જાગ. ૨૨૯
કનક પલંગે ઘૂઘરી, કરે ઘણી ઘમકાર;
આજે મારા અંગમાં, ખુંચે કાંકરિ અપાર. ૨૩૦
ભાત ભાતના ભોજનો, ભાત ભાત સુખ ભોગ;
ભોગવતો તે આજ હું, બેઠો જ્યમ ધરિ જોગ. ૨૩૧
મરજી વરતી માયરી, કરતા સેવક કામ;
તે હું ભૂખ્યો આથડું, એકાકી આ ઠામ. ૨૩૨
ક્યાં મ્હેલોછે માયરા, ક્યાં ચતુરંગી સેન્ય;
ક્યાં દરબારી દાસીને, ક્યાં રાણી મૃગનેન. ૨૩૩
ક્યાં રથ મેનાને વળી, ક્યાં સુખપાલો સાર;
ક્યાં નોબત ડંકા અને, વાડી મ્હેલ વિહાર. ૨૩૪
ક્યાં આભુષણ અંગના, ક્યાં પીતાંબર પાગ;
ક્યાંછે માળ ગુલાબની, ક્યાં રસ પૂરણ રાગ. ૨૩૫
ક્યાં ગઈ મારી નગરીને, ક્યાં રઈયત નર નાર;
ક્યાં મુજને પ્રભુ નાખિયો, ક્યાં રાણી દિલદાર. ૨૩૬
શૂં નાજુકડી નારિ મુજ, રહી ભીલની સાથ;
શું અલબેલી એકલી, નાઠી કે થઈ ઘાત. ૨૩૭

શૂં કરશે કોમળ તનૂ, કદિ હશે ગઈ ક્યાંય;
હાય વ્હાલી ક્યમ ના મળી, મનમોહન રંભાય; ૨૩૮
એમ શોક કરતો અતી, દુખિયો કાપે પંથ;
દેખી પુરના કાંગરા, લહ્યું આવ્યો વન અંત. ૨૩૯

## ચોપાઈ.

જેમ જેમ પાસે આવ્યો રાય, દ્દષ્ટે પડી વસ્તી શોભાય;
માણસ જાત નજરે ન્યાળિને, હરખ્યો મનથી દુઃખ ટાળિને. ૨૪૦
એક સાધુ મંદિર જોઇ સારે, નિશ રેવા કીધો વિચાર;
પ્રેમદાસ સાધુનું નામ, સુવા રજા દીધી તે ઠામ. ૨૪૧
વાતો પુછતાં નિકળ્યો સાર, નગરે નામ મોહનપુર ધાર;
પ્રેમદાસ પાખંડી ઘણો, મંત્ર જંત્ર ભુતાવળ ભણ્યો. ૨૪૨
નરનારી તાં આવે રોજ, પ્રેમદાસ કરતો નિત મોજ;
કોને મંત્રી પાણી પાય, કોને કહે દી ચડતો થાય. ૨૪૩
કોને વસ કરવાનું કહે, કોને કે ઝાંપડિ નવ રહે;
ભલા ભલાના ઘરની નાર, સાધૂ સંગ રમે નિત જાર. ૨૪૪

## છપય.

જગ પૂજે પાખંડ, વેશ સાધુનો જોઈ;
જગ પૂજે પાખંડ, ભભૂત જટાને મ્હોઇ.
જગ પૂજે પાખંડ, મૂરતી મંદિર સણગારે;
જગ પૂજે પાખંડ, વેદ વાણી ઉચ્ચારે.
નિત જગ પૂજે પાખંડને, આડંબર જોઈ આકરો;
કે ગિરધર અંદર ખોળતાં, ઢોંગ નજર આવે ખરો. ૨૪૫
સિર સિંધુરની આડ, કરેલી હોયે જેણે;
કરમાં પેર્યાં હોય, કડાં બે ત્રણ જો તેણે.
તો નર નારી કહે, એનિ પાસે કાંઈ હોસે;
ચાલો જઇ પુછિયે, ખરી વાતો એ જોસે;
ચરણે લાગી મ્હારાજને, કરગરી પૂછે કોડથી;
મ્હારાજ હોઠ ફફડાવીને, ગિરધર કે ખુબ તોડથી. ૨૪૬
અડદ લીંબુ ને ધુપ, મગાવે રાતા કકડા;
કમળકાકડી તથા, હાર શ્રીફળ ફુલ ફડા.

નાણું ને નૈવેદ્ય, ખાઇને દોરો બાંધે;
મધ રાતે મ્હારાજ, સાધના સુંદર સાધે.
એ રીતે અજ્ઞાનીતણાં, તન ધન જોબન જોગવે;
કે ગિરધર ભોળા ભાવિકો, પાખંડી સુખ ભોગવે. ૨૪૭
કિમિયાગરની તરાં, લુટવાની છે ન્યારી;
તે રૂપાનું કરે, કનક રસ રેડી ભારી.
પછી પલાયન કરે, રૂપું લઇ અરધી રાતે;
કંચનનો લેનાર, રડે દઇને કર માથે.
તેમજ મોહન મારણતણા, એજ ફેલ સઉ જાણજો;
કે ગિરધર સંત મહંતનો, લક્ષ પ્રથમ પીછાનજો. ૨૪૮

## દોહરા.

પ્રેમદાસને તે સ્થળે, થયા હતા દસ માસ;
મતલબ પાર પડે હવે, એવો લાગ્યો ભાસ. ૨૪૯
નગરશેઠની સુંદરી, નવ યોવન શુભ વેશ;
વીસ વર્ષ વીતી ગયાં, ન થયો પુત્ર પ્રવેશ. ૨૫૦
તે નિત આવે દરસને, મનમાં મોટી હામ;
પ્રેમદાસ રીજે કદી, તો થાએ સઉ કામ. ૨૫૧
માલ પારકા ખાઇને, સાધુ બન્યો હલમસ્ત;
રૂપ રંગે સોહામણો, જાણે ભેદ સમસ્ત; ૨૫૨
શેઠાણી ચડતે મદે, રોજી અંતર એમ;
એક પંથ બે કાજનો, ઘાટ બનેછે જેમ. ૨૫૩
તેમ અર્થ મારો થશે, પુત્ર પામવા જેહ;
અગર નહિતો વિષયનો, અનુભવ મળશે તેહ. ૨૫૪
એય વાતથી મુજને, સુખની રેછે આશ;
પણ મુખથી નથી બોલતા, પ્રેમદાસ મુજ પાસ. ૨૫૫
પ્રેમદાસ જાણી ગયો, પણ કે પાકે પૂર;
તો મતલબ મારી બને, દીસે નાર ચતૂર. ૨૫૬
એક દિવસ સ્ત્રી એકલી, હતી સાધુની પાસ;
સમય જોઇ તે સુંદરી, બોલી કરિને હાસ્ય. ૨૫૭

સુખ સંપત છે સાહ્યબી, મોટા મ્હેલાવાસ;
નગરશેઠ મુજ નાથ છે, એક પુત્રની આશ. ૨૫૮
પ્રતાપ જોઈ આપનો, મરજી થઈ મ્હારાજ;
કૃપા કરી આશા પુરો, રહે જગતમાં લાજ, ૨૫૯
પ્રેમદાસ સિર ધુણિને, બોલ્યો નહિ મુખ બોલ;
તેમ તેમ તે તારૂણી, મન વાધ્યો અતિ તોલ. ૨૬૦
આંખે આંસૂ આવિયાં, ઉદાસી ઉપજી ચિત;
ત્યારે સાધુ બોલિયા, રહેજ વાત શુભ રીત. ૨૬૧
એમ વાત ચાલી પછી, જાત મળી થયું જાર;
આગળ શી રીતે બન્યૂં. તેનો સુણજો સાર. ૨૬૨
નિત નવલી શોભા કરે, ખાન પાન રસ રંગ;
એક વખત શેઠાણિએ, સજ્યા ભૂષણો અંગ. ૨૬૩
હાર હિરા ને મોતિના, જેનાં મોઘાં મૂલ;
નખથી શીખા સુધિ ભૂષણો, પેર્યાં હર્ષ અતૂલ. ૨૬૪
લગ્ન વિશે ગઇતી કહીં, નિશાં સમે તે નાર;
તે વખતે મનમથ ઉદય, થયો સાંભર્યો યાર. ૨૬૫

### ચોપાઇ.

ઘેર જવાનું બાનું કરી, પ્રેમદાસ પાસે પરવરી;
તેણે પ્રેમ બતાવ્યો બહુ, ભલે આવી હસીને કહ્યું. ૨૬૬
આલિંગન દઈ લીધી એક, રમે જાર થઈ ઉભય નિશંક;
પાપ બુદ્ધિ પેલાની થઇ, લક્ષ્મી લખીને યુક્તી લહી. ૨૬૭
રંડીને ઠાર કરૂં આવાર, માયા પામું અપરંપાર;
માટે માઝમ કર મધે ધરી, કહ્યું પ્રિયા લે પ્રીતે કરી. ૨૬૮
મદાંધ થઈ હતી માનની, ખબર રહી ન તેને જાનની;
કેફ વિશે થઈ ગઈ ચકચુર, નિદ્રા નારીને આવી પૂર. ૨૬૯
મધ્ય કરતાં ઝાઝી ગઇ રાત, પ્રેમદાસે સ્રીની કરિ ઘાત;
પછે પોતે કીધો વિચાર, ખુન થયું તે થાશે વાર. ૨૭૦
અહીં ને અહીં અટકે એ વાત, ત્યારે મુજને વળે નિરાંત;
એવું ધારી નિકળ્યો બ્હાર, ગયો કબરસ્તાન મોઝાર. ૨૭૧

**દોહરા.**

ઘોર એક પછિ એકને, પાપી જોતો જાય;
એક જગે ઉભો રહ્યો, માટી નવી જણાય. ૨૭૨
ઇસલામી અદનાતણી, ઘોર લહી નિરધાર;
ખોદી શબને કાડિયું, હિમ્મત રાખિ અપાર. ૨૭૩
ખભે નાખિ લઈ આવિયો, વસ્ત્ર હતાં જે આપ;
તે શબને પેરાવિને, મૂકયો ગરદન કાપ. ૨૭૪
ધડથી શિર જુદું કરી, સિરને જેવર નાર;
લઇને નાઠો ત્યાં થકી, નિરદય ખુની યાર. ૨૭૫
બીજે દિન શેઠાણિની, ખોળ થઈ ઘરમાંય;
ક્યાં ગઈ ક્યાં ગઈ સૌ કહે, આમ તેમ જન જાય. ૨૭૬
પ્રાતઃકાળે જાયરે, રમણરાજ જે ભુપ;
પ્રેમદાસની ટેલ તે, કરવા ઉઠ્યો અનુપ. ૨૭૭
જુએ જઈ ઘરમાંય તો, નર નારીની લોથ;
નજરે પડતાં ચમકિયો, આશો ઈશ્વર કોપ. ૨૭૮
અહીં રેવું નહિ આપણે, એમ કહી ધરિ વાટ;
કોસ એક નહિ આવિયો, ગ્રહ્યો કોઈયે હાથ. ૨૭૯
રાજાનો સીપાઈ તે, કહે કેમ ક્યાં જાય;
ખુન કરી મંદિર મહી, અચરત કેવો થાય. ૨૮૦
બાંધી લાવ્યા બાપડો, જ્યાં છે નૃપ દરબાર.
પ્રેમદાસને શેઠની, મારી નાખી નાર; ૨૮૧
એવો વાંક મુકી કરી, તપાસ ચાલી સાર;
ફાંસી ઠરી ઇનસાફથી, પ્રભુ ગતિ અકળ અપાર. ૨૮૨
નગર બ્હાર મેદાનમાં, તૈયારી સૌ થાય;
પ્રેમદાસ પંથે પળ્યો, સુણજો તેની કથાય. ૨૮૩
ત્રીસ કોસ નીકળી ગયો, બે દિવસ મોજાર;
નદી એક નિરમળ વહે, આવ્યો તેણે ઠાર. ૨૮૪
વિશાળ વડના વૃક્ષની, છાંયાં નીચે આપ;
બેઠો નિરભય મનથી, જાણે મારી ધાપ. ૨૮૫

કરવુંછે કિરતારનું. તે નહિ મિથ્યા થાય;
સેતુને હિમગિરિ મળે, જો પ્રભુજી મન ચ્હાય. ૨૮૬

છપય.

લલાટ લખિયા લેખ, વિધિયે જેહ વિચારી;
લલાટ લખિયા લેખ, મેખ પાનાળે મારી.
લલાટ લખિયા લેખ, ટળે નહિ કેના ટાળ્યા;
લલાટ લખિયા લેખ, વળે વસ થઈ જન વાળ્યા;
જે લલાટ લખિયા લેખ તે, મિટે ન રાજા રાવથી;
કે ગિરધર નિશ્ચય જાણજો, શિદ ફાંફા મારો મથી. ૨૮૭
નિરમ્યૂં જે જગનાથ, તેજ થયું થાય થવાનૂં;
નિરમ્યૂં જે જગનાથ, નક્કી તે નહિ ફરવાનું;
નિરમ્યૂં જે જગનાથ, દુઃખ સુખ દેહ ધારીને;
નિરમ્યૂં જે જગનાથ, રૂપ ગુણ સુત નારિને;
છે નિરમ્યૂં જે જગનાથનૂં, તેજ મળે તે અવસરે;
કે ગિરધર નિશ્ચય જાણજો, ક્રોડ ઉપાયે નવ ફરે. ૨૮૮
હરિ ઇચ્છા જે હોય, કોય તેને નવ જાણે;
હરિ ઇચ્છા જે હોય, રોયથી સુખ નવ આણે;
હરિ ઇચ્છા જે હોય, તેજ આવે નિત ભાણે;
હરિ ઇચ્છા જે હોય, તેજ જગક્રમ પરમાણે;
હરિ ઇચ્છા જેવી હોયછે, તેવી મત સૂજે સહી;
કે ગિરધર પંડિત પાપને, હરિ ઇચ્છાથી ડરે નહી. ૨૮૯
જો ચાહે જગભૂપ, કરૂપને દે રૂપાળી;
જો ચાહે જગભૂપ, ચતુરને વાગે પાળી;
જો ચાહે જગભૂપ, મૂર્ખને મંત્રી સ્થાપે;
જો ચાહે જગભુપ, જ્ઞાનીને ગાળો આપે;
જો ચાહ્ય કરી જગભૂપતો, પથ્થરની વૃષ્ટી કરે;
કે ગિરધર વળિ પળમાંયતે, પથ્થરથી અમૃત ઝરે. ૨૯૦

દોહરા.

રાણિ રસકળા કેદથી, છુટી હતી નિરધાર;
તે ભમતી ત્યાં જઈ ચડી, પાપી નજરે નાર. ૨૯૧

અગર અંગ અબળા તણું, દુખે થયું બદરંગ;
તોપણ ખુબી સૌ મૂળની, હતી રાજતિ અભંગ. ૨૯૨
સુંદરતાને જુવાનિથી, પ્રેમદાસનો પ્રેમ;
જાગૃત જોતામાં થયો, ઉઠયો જડપથી જેમ. ૨૯૩
પાસે જઈને પેખતાં, વિસ્મય સતીને ઓર;
ઉભય ઓળખીને થયાં, રિઝ્યો પાપિ મનઓર. ૨૯૪
એ મનમોહન માયરી, ઉરવશિ કેરી જોડ;
બન્ને મળી આ અવસરે, પુર્યાં પ્રભુએ કોડ. ૨૯૫

## ચોપાઈ.

કાળાગ્રહમાં મળિતી નાર, વ્હાલી છે તે દિનથી અપાર;
અગર દીયો ધિઃક્કારી ત્યાંય, કે પ્યારી હવે જઈશ ક્યાંય. ૨૯૬
તુજ માટે રળી આવ્યો ધંન, રખે હવે દુભે મુજ મંન;
હીરા માણેક મોતી હાર, જો આ કંચનના સણગાર. ૨૯૭
તૂં નારી ને હું તુજ નાવ, લઈએ પ્રિય સંસારી લાવ;
ચાલ જઈએ વેગે ઘર ભણી, હસી બોલ પ્યારી હિરકણી. ૨૯૮
એમ કહી કર ગ્રેવા જાય, સુંદરી હાંહાં કહી દુર થાય;
વિચાર્યું મન મધ્યે તેવાર, ઉજડ જગ્યા છે આ નિરધાર. ૨૯૯
નથી ત્રીજું માણસ અહિં સાર, યુક્તિ કરી બચવું આવાર;
મંદ હસીને વાણી કહી, વાત મારી માનજો સહી. ૩૦૦
ઋતુવંતી છે મારી કાય, માટે અડવા કહું છું નાય;
દિવસ ચોથે થઈ પવીત્ર, માનીશ તમને મારા મિત્ર. ૩૦૧
રાજી રાજી પાપી તવ થયો, આડી અવળી વાતોમાં વહ્યો;
એ રીતે ત્યાં તો પડિ રાત, થંડી લ્હેરે ધ્રૂજે ગાત્ર. ૩૦૨
અલ્પ વસ્ત્ર પાપી લાવિયો, ઓઢવાનૂં લેવા આવીયો;
જોડ સાડી હતી સ્ત્રી પાસ, તેમાથી એક આપી ખાસ. ૩૦૩

## છપય.

સ્વાર્થ સમૂ કંઈ નથી, વિશ્વમાં વ્હાલું જાણો;
સ્વાર્થ સમિ રે' નજર, અખંડિત નિત્ય પ્રમાણો.
સ્વાર્થ શ્રવણને કાજ, કાન આતુર અતિ રેતા;
સ્વાર્થ સાધવા મંન, બુદ્ધિ ધર્મ તજી દેતા.

છે સ્વાર્થ સુલક્ષણ સુત થકી, અધિક એમ જોયૂં જગે;
કે ગિરધર ભય કિરતારનો, નથી સ્વાર્થ જનની રગે. ૩૦૪

સ્વાર્થ વિચારે સત્ય, સૂઝે નહિ એક લગારે;
સ્વાર્થ વિચારે લાજ, લોકની નાવે ક્યારે.
સ્વાર્થ વિચારે દયા, દિલે નવ લેશજ લાવે;
સ્વાર્થ વિચારે પ્રેમ, નેમને વિસરી જાવે.
છે સ્વાર્થતણો વીચાર જ્યાં, સારાસારજ ત્યાં નહિ;
કે ગિરધર સ્વાર્થ વિચારમાં, જ્ઞાન માન ભૂલે સહી. ૩૦૫

સ્વાર્થ થકી જન રંક, નિડર ને નિશંક થાતા;
સ્વાર્થ થકી નવ ગણે, પુત્ર સજ્જન વધુ ભ્રાતા.
સ્વાર્થ થકી અન્યાય, આચરે થઈ મદમાતા;
સ્વાર્થ થકી ચિત ચ્હાય, ભુંડું પરનૂં હરખાતા.
છે સ્વાર્થ થકી કુડ કપટમાં, પ્રવિણ ઘણા જગ પ્રાણિયો;
કે' ગિરધર સ્વાર્થ થકી કરે, મોટી ખોટી કહાણિયો. ૩૦૬

સ્વાર્થ સધાતો હોય, વચન ખાણે વિંધિ નાખે;
સ્વાર્થ સધાતો હોય, કસર કશિએ નહિ રાખે.
સ્વાર્થ સધાતો હોય, કરે પાખંડો ભારે;
સ્વાર્થ સધાતો હોય, રડે બનિને નાચારે.
જો સ્વાર્થ સધાતો હોય તો, અબળસબળ કળ બળ કરે;
કે' ગિરધર સ્વાર્થિ જંન જે, અન્ય વસ્તુ દાઝે હરે. ૩૦૭

## દોહરા.

મધ્ય નિશા ગઈ તે સમે, પુરૂષ એક તે ઠાર;
ઉંટ ઉપર ચડી આવિયો, રજપૂત શુર સરદાર. ૩૦૮
મોહનપુર વાટે જતો, ઉતર્યો વડની હેઠ;
સાડી ઓઢી સૂતિકો, નારી સમજ્યો નેટ. ૩૦૯
ચંદ્ર ગગન ચડિયો સુખદ, મારૂત વ્હેતો મંદ;
માનનિ સૂતી માનિને, મદને થયો સ્વછંદ. ૩૧૦
રજપુત મનમાં રીઝીયો, ઓળખીને પટકુળ;
એજ નારી તે સૂતીછે, રડતી જે ખૂલખૂલ. ૩૧૧

જોબન રૂપને ચાતુરી, તે સાથે મળ્યું દુઃખ;
ખારી કરી રાખ્યું ઘરે, આપું સઘળું સૂખ. ૩૧૨
એમ ધારી ધારે રહી, ઉઠાવિ ઉંટપર લીધ;
ઝોલું કટીએ બાંધિને, સાન ઉંટને કીધ. ૩૧૩
વેગ ઘણે ઉંટ ચાલતો, આવ્યો પુર પરભાત;
રજપુત મંદિર ઉતર્યા, થયો ત્યહાં ઉતપાત. ૩૧૪
સુંદરિ જાણી લાવિયો, રજપુત જેને ઘેર;
તે નરજાતે જોઇને, પુછવા માંડી પેર; ૩૧૫
પ્રેમદાસ દ્રગ ખોલિને, જુએ આમને તેમ;
વ્યાકુળ મનથી પૂછતાં, મોહનપુર છે કેમ. ૩૧૬
રજપુત કે ખરી વાતછે, મોહનપુર આ ગામ;
સાડી ઓઢી કેમ તૂં, સૂતો તો તે ઠામ. ૩૧૭
એ ગડબડ થઈ એટલે, મળ્યા લોક દસવીસ;
ઢોંગિ સાધુને ઓળખી, પાડી ઉઠયા ચીસ. ૩૧૮
એતો પેલા સાધુછે, પ્રેમદાસ નિરધાર;
ખૂન થયૂં હતું એહનૂં, ભૂત થયોછે યાર. ૩૧૯
ચરચા ચાલી લોકમાં, ત્યાંથી રાજ દરબાર;
સેવક આવ્યા દોડતા, પકડયો ઢોંગી સાર. ૩૨૦
તપાસ કરતાં તેહની, નિકળી પોટલી એક;
દાગિના મણી રત્નના, નિકળ્યા મહિથી અનેક. ૩૨૧
નગરશેઠને દાખવ્યા, તુર્ત ઓળખ્યા તેહ;
શેઠાણીના સર્વએ, સાધૂ ખૂની એહ. ૩૨૨
બધી રીતે બંધઈ ગયો, પાપી તેણી વાર;
ખૂન માન્ય કીધૂં અને, કિંવો કપટ વિસનાર. ૩૨૩
રાજાએ ત પાપિને, ફાંસી દીધો જાણ;
પેલો કેદી છોડિયો, ઝાઝાં કરી વિખાણ. ૩૨૪
કુલિન સદગુણી જાણિને, રાખ્યો ભુપે પાસ;
રાજકાજમા તેહની, મસલત લે પછિ ખાસ. ૩૨૫
દિન દિન તે નર ઉપરે, રાજાની વધી પ્રીત;
મિત્ર ગણે નિજ માનિતો, બેઉના એકજ ચિત. ૩૨૬

પ્રેમદાસની વાતથી, થયું તું નૃપને જાણ;
તેથી ખોળ કરાવિને, મગાવિ આી નિરવાણ. ૩૨૭
તે નારીતો રસકળા, નીકળી નીશ્ચય સાર;
રમણરાજ તે સાધુનો, સેવક રાજકુમાર. ૩૨૮
પરસ્પરે મુખ ન્યાળતાં, દ્રગ ચાલી જળધાર;
રાજાએ પૂછ્યું તદા, કારણ કહો નિરધાર. ૩૨૯
એકાંતે બેઠા મળી, રમણરાજ ને ભુપ;
રાણિ રસકળાછે તહાં, મળી નિજ સ્વામી અનુપ. ૩૩૦
આદિ થકી નિજ વારતા, માંડિ કહી નૃપ પાસ;
સદગદિત રદય થયું રાયનું, નેને નીર પ્રકાશ. ૩૩૧
ત્રણ વરસે નર નારિએ, મોહનપૂર મુકામ;
મળ્યા પ્રભૂ કરૂણા થકી, હરખ્યાં મન અભીરામ. ૩૩૨
હર્ષ તેમનો ક્યમ કરી, કે કવિ વરણ્યો જાય;
યથામતી અંતર વિશે, સમજો સજન સદાય. ૩૩૩

છપય.

વાધે અંગ ઉમંગ, પ્રિયા પ્રિયને જવ પેખે;
વાધિ અંગ ઉમંગ, દક્ષ સુત માતા દેખે.
વાધે અંગ ઉમંગ, ભ્રાત મળવાથી અલખે;
વાધે અંગ ઉમંગ, પ્રતાપી કર્મની રેખે.
અતી વાધે અંગ ઉમંગ તો, નિરખે જવ નિજ તાતને;
વાધે ઉમંગ ગિરધર કહે, ન્યાળી રતન જમાત્રને. ૩૩૪
વાધે અંગ ઉમંગ, મિત્ર દર્શન કીધાથી;
વાધે અંગ ઉમંગ, રાજ પદવી લીધાથી.
વાધે અંગ ઉમંગ, હોડ કંઈ જીતે ભારે;
વાધે અંગ ઉમંગ, પરણી ઘર જાએ જારે.
અતિ વાધે અંગ ઉમં તો, નવિન વસ્તુઓ ન્યાળતાં;
વાધે ઉમંગ ગિરધર કહે, કેશર રંગ ઉછાળતાં. ૩૩૫
વાધે અંગ ઉમંગ, તિર્થ યાત્રા કરવાથી;
વાધે અંગ ઉમંગ, ચાંદનીમાં ફરવાથી.

વાધે અંગ ઉમંગ, દીનનું દુખ હરેવાથી;
વાધે અંગ ઉમંગ, ખજાને ધન ભરવાથી.
વળી વાધે અંગ ઉમંગતો, મીઠા મેવા અહારથી;
વાધે ઉમંગ ગિરધર કહે, કટી તેગ તોખારથી. ૩૩૬
વાધે અંગ ઉમંગ, પ્રીત જત્ર કરીયે પેલી;
વાધે અંગ ઉમંગ, ઘટા ઘન ન્યાળી હેલી.
વાધે અંગ ઉમંગ, વાદ્ય નાદે મન જાણું;
વાધે અંગ ઉમંગ, સુણી ગુણકાનું ગાણું.
અતિ વાધે અંગ ઉમંગતો, કાલું સુણી શીશુનુ વચન;
વાધે ઉમંગ ગીરધર કહે, શુશિળ સ્ત્રીનું જોતાં વદન. ૩૩૭

ચોપાઈ.

મોહનપુરનો મહિપતી જેહ, વાત વીચારી તેણે એહ;
રમણરાજને સ્હાયજ થવું, રાજ અપાવું એનું ગયું. ૩૩૮
કેવા રૂપે રૂડો રાય, કાંતી જોઈ ચંદ્ર લજાય;
તેને પડિયું કષ્ટ અપાર, સુણતાં તન લાગે અંગાર. ૩૩૯
જેના વૈભવનો નહિ પાર, કીધું દાસત્વ થઈ લાચાર;
જેને ખમા ખમા કે' દાસ, કાળાગ્રહમાં કીધો વાસ. ૩૪૦
અડતા અભ્રને જેના મ્હેલ, તે પડતો જંગલ એકેલ;
જેને પોઢણ સેજ પલંગ, તેને કાંકરી ખુચતી અંગ. ૩૪૧
જેને ચડવા ગજ રથ તુરી, તેને પગ મોજડિ નહિ પુરી;
જેને ઓઢણ સેલાં શાલ, તાપે તેની બળતી ખાલ. ૩૪૨
જેની આગળ ગણિકા ગાય, તે આગળ પશુઓ અરડાય;
જેને જમવા અમૃત થાળ, તેણે ભુખ સહી ત્રણ કાળ. ૩૪૩
હજારો રે'તા જેનિ હજુર, તેને લોકે લખ્યો મજુર;
જેની કૃપા કટાક્ષે લ્હેર, તે રખડ્યો દુરબળને ઘેર. ૩૪૪
જેને સ્વપ્ને શોક ન હોય, શોક વિના તે કશૂ ન જોય;
એવી કૃષ્ણની લિલા અઘાત, કેટલી વરણવી જાએ વાત. ૩૪૫
મારૂં સૈન્ય કરૂં તૈયાર, સોપું મીત્રને કરીને પ્યાર;
કરે લડાઈ રમણ એ રાજ, જીતી શત્રુને મેળવે રાજ. ૩૪૬

બોલાવી શૂરા સરદાર, આજ્ઞા કરી ભુપે તે ઠાર;
સૈન્ય સજ્જ કરીને આજ, જાઓ કરવા મીત્રનું કાજ. ૩૪૭
એના દુશ્મનને કરી ઠાર, ફરી આવજો આ દરબાર;
રમણ રાજે કહ્યું માહારાજ, કૃપા કરશો જગતનો રાજ. ૩૪૮
રસાકળા રાણી લઈ સંગ, ચડ્યો યુદ્ધ સહિત ઉમંગ;
અંગો અંગથી અગ્ની ઝવાળ, નિકળે રૂપ દીશે કરાળ. ૩૪૯

દોહરા.

ચતુરંગી સૈન્યા લઈ, રમણરાજ શુરવીર;
રમણનગરને ઘેરીને, કાઢ્યું વચન અધીર. ૩૫૦
ભીલભૂપ સજ થઈ હવે, વઢવા વેગે આવ;
ચોર ચતુરાઈ તાહરી, યોગણિ આજ ચલાવ. ૫૫૧
અણજાણે તેં મૂજને, ગભરાવી લિધું રાજ;
ફળ તેના પાક્યાં હવે, આવ ચખાડું આજ. ૩૫૨
ભીલ ભૂપ મન ભડકિયો, સુણી ને કરડી વાત;
લશ્કર લઈ કીલ્લે ચડ્યો, વાવરવા નિજ હાથ. ૩૫૩
આમણ સામણ શસ્ત્રનો, ચાલુ થયો વરસાત;
તીર તેગ ફરસી ગદા, ગોફણ ગોળા સાથ. ૩૫૪
બાણ છુટે બહુ બ્હારથી, કિલેદારના પ્રાણ;
જાય ટપોટપ જોરથી, વળતો કચ્ચર ઘાણ. ૩૫૫
કેટલાક સૂરા જનો, ચડ્યા કોટ પર જાણ;
ભીલતણા શીર કાપતાં, થાય ઘણું ઘમરાણ. ૩૫૬
મારમાર મુખ કે ઘણા, ઉડે લોહીની છોળ;
પુર દરવાજા ભાંગિને, વાળ્યો પૂરો રોળ. ૩૫૭
રમણ રાજનું સૈન્ય સઉ, ઘુસ્યૂં નગર મોજાર;
નદી વેવડાવી રકતની, માર્યા ભીલ અપાર. ૩૫૮
રજે છવાયું ગગનને, વરતો અતિ અંધકાર;
ઘોર શબ્દ રણતૂરનાં, થાય ઘણા હોકાર; ૩૫૯
લશ્કર ભીલ તણું ઘણું, નાશ થયું જે વાર;
ભીલ ભૂપ ક્રોધે કહે, સાથીને તે ઠાર. ૩૬૦

જતાં મરદી ક્યાં ગઈ નરો, કેમ થયા બળહીણ;
શું નારી તન ધંનમાં, મંન થયાં લયલીન." ૩૬૧
કયમ પાછી પાની કરો, કયમ લજવો નિજ માત,
કયમ યોદ્ધાના મણથી, નથી ચલવતા હાથ. ૩૬૨
ચલો ચલો રણમા પડો, મારો રિપુને આજ;
બિક તજી બાહુ વાવરો, આણો બંધુની દાજ. ૩૬૩
વાર તજી તલવારની, વાર ચલાવો ચોટ;
કરે પદ કટિને કોટના, કરોની કટકા કોટ. ૩૬૪
વીર વકાર્યા ભીલના, ધસ્યા આણી મન રીશ;
શીશ અગણિત ધડથી પડે, દીઠી જાય નહિ દીશ. ૩૬૫
કંઈ શૂરા પૂરાતણા, લિધા જાન લવ માંય;
ત્રાહ્ય ત્રાહ્ય પુરે જન કરે, કોપ્યા શ્રીજદુરાય. ૩૬૬
અશ્વ ગજોને આદમી, લખ્યું નાજ કરાય;
જ્યમ નીધી ઉલટે શસ્ત્રનો, ત્યમ સહુ માર્યા જાય. ૩૬૭
ઢગો વાળ્યા જન લોથના, ચડ્યું લોહીનું પૂર;
શીશ કમળ ધસડાય મહીં, ભારથ જાણું જરૂર. ૩૬૮
ભિલે પાડ્યું ભંગાણ ત્યાં, હઠ્યા રજપુતો સાર;
રમણરાજ તે અવસરે, ભિડ્યો ભીલ મોઝાર. ૩૬૯
અશ્વ ઉપરે અજઅેલડો, કરે મધ્યે તલવાર;
માર માર કરતો ધસ્યો, જ્યાં ભિલ રાજકુમાર. ૩૭૦
જમણા કરપર જોરથી, દિધો સપાટો જેમ;
કાંડામાંથી કાપીયો, ભીલ તણો કર તેમ. ૩૭૧
વધી આગળે ભીલને, માર્યો બીજો હાથ;
ધડથી સીસ ધરણી વિષે, પાડ્યું ત્યાં સાક્ષાત. ૩૭૨
બીજા પણ બહુ મારિયા, ભીલો તેણે ઠાર;
તે સમયે રજપુત વિરે, કીધો જય જયકાર. ૩૭૩
ભીલ મરાયા અતિઘણા, જુજ રહ્યા કંઈ શેષ;
કેદ કિધા ઝટ તેમને, જીત કરી લીધો દેશ;
રાજમ્હેલમાં પરવર્યો, રમણરાજ મ્હારાજ;
રાણિ રસકળા સંગમાં, જય જય થાય અવાજ. ૩૭૪

**છપય.**

ચક્રવર્તી ભુપાળ, અંશ ઈશ્વરના કેહાવે;
કોટયા વધી મનુષ્ય, ચરણપર શીશ નમાવે.
સ્હેજ રિશે દ્રગ કરે, તેથી જગ સર્વ ધ્રુજી રે,
ઠોકે પગ થઈ અધીર, દિસે જ્યમ પૃથ્વી ડગી રે.
અભિમાની ક્રોધી એહવાં; રહ્યા કાળના હાથમાં;
રજ શક્તી વિણ જ્યમ બાળકો, રાક્ષસકેરી બાથમાં ૩૭૫
જો આજ્ઞા એમની, થયે સિર ધડથી પડતાં;
તોય વાળ નિજ શિરે, એક પણ શુભ્ર થઈ જતાં.
અટકાવી નવ શકે, વળી ઈચ્છાથી ભારી;
દેશ ઉજડ થઈ જાય, તોય લવ એક વધારી.
શકતા નથી નિજ આયુષ્યમાં, એવિ ખુબીછે કાળની;
કે' ગિરધર જ્ઞાની તે લહે, કૃપા થકી ગોપાળની. ૩૭૬
શેનશાહ જે થયા, સર્વ તેથી અતિ બળીયો;
શેનશાહ છે કાળ, કોઈનો જાય ન કળીયો.
સર્વ થકી જે ક્રૂર, થયા નૃપ આગળ ક્યારે;
તેને પણ દિલ દયા, હશે ઉપજી તલભારે.
પણ કિંચિત નિરદય કાળને, દયા ન ક્યારે જાણજો;
છે લક્ષણ અનિયમિત ઉલટું, કાળતણું પરમાણજો. ૩૭૭
જે જન દુખમાં હોય, કાળ છે ધીમો તેને;
જાણે પગ ઉપરે, વજન લોખંડી તેને.
તેમજ પાંખો થઈ, શિસા વજને અતિ ભારે;
તેથી હળવે ગમન, કરે દુખ ટળે ન કયારે.
વળી જે જન સુખ સૌ ભોગવે, વેગ કાળનો લ્હે યથા;
જ્યમ ચંચળ પક્ષી જાયછે, વાયુવત નભ સર્વથા. ૩૭૮

**ચોપાઈ.**

ગયલું રાજ ફરી લીધું સાર, પ્રભુ કૃપા થઈ તવ શી વાર;
દુઃખના દાડા પૂરા થયા, સુખ સઘળાં પાછાં આવિયા ૩૭૯
કરી વ્યવસ્થા રાજની સહૂ, નીમ્યા પ્રધાનો લાયક બહૂ;
યથા ધર્મ પાળે નિજ પ્રજા, ધર્મ તણી બાંધીછે ધજા. ૩૮૦

પાપી લુચ્ચા ચોર લબાડ, અધરમી કપટી ભૂંડા ચાડ;
તેવા લોક કીધા હદ પાર, રામ રાજ ચાલે સુખકાર. ૩૮૧
વિદ્યા હુન્નરની શાળા ભલી, ઔષધશાળા બાંધી વળી;
પ્રજા સર્વ પાળે નિજ ધર્મ, કરે નહિ કાંઈ ખોટું કર્મ. ૩૮૨
નિત પ્રતિ દિવાળી જ્યમ હોય, આનંદ ઊત્સવ તેવા હોય;
લક્ષ્મી કેરી લીલાલ્હેર, કૃષ્ન ભગતી દીસે ઘેર ઘેર. ૩૮૩

## દોહરા.

રમણરાજના રાજમાં પ્રજા કરે સુખ લ્હેર;
એક દિવસ દરબારમાં, આવ્યો કવિ અલબેલ. ૩૮૪
કવિતા કીધી ભુપની, રીઝ્યો મનમાં રાય;
અક્ષર કવિતાના ગણી, બક્ષીશ આપી ત્યાંય. ૩૮૫
નવસે ને ત્રેપન થયા, અક્ષર તેટલી મ્હોર;
સુવર્ણની કવિને દિધી, જુઓ કદરનું જોર. ૩૮૬
કવિએ કહ્યું શાબાશ નૃપ, કાવ્ય કદર છે સાર;
હું સમજ્યોતો જે રીતે, અગાઉ તે કહું સાર. ૩૮૭
કવિતા સવિતાથી અધિક, અંતર કરે ઉજાશ;
આગિયાથી ઉતરી થતાં, કદરદાનનો નાશ. ૩૮૮
કવિતા સદગુરૂ સમ સબળ, કરતી જ્ઞાન પ્રકાશ;
પામર તુલ્ય બની થતાં, કદરદાનનો નાશ. ૩૮૯
કવિતા પારસ મણી સમી, સ્વરૂપ બનાવે ખાસ;
પથરા તુલ્ય બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૦
કવિતા અમૃત સારખી, આપે સરસ મીઠાશ;
વિષ જેવી થઈ ગઈ થતાં, કદરદાનનો નાશ. ૩૯૧
કવિતા કંચનથી અધિક, શોભાવે સુખરાશ;
કથીર તુલ્ય બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૨
કવિતા ચંદનથી ચડે, પ્રસરે કીર્તિ સુવાસ;
બાવળ તુલ્ય બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૩
કવિતા પદ્મની જેહવી, ઉપજાવે મુખ હાસ્ય;
સંખણી સારખી બની થતાં, કદરદાનનો નાશ ૩૯૪

કવિતા પટકુળની વસ્તુ, રક્ષણ ગુણથી આશ;
ચીંથરા તુલ્ય બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૫
કવિતા મેડીથી અધીક, આપે વિશ્વ નિવાસ;
ઝુંપડી જેવી બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૬
કવિતા મોહિની અતિ સુખદ, દે મનમોદ વિભાસ;
દરિદ્રતાસમ બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૭
કવિતા મિત્ર સમાન ગણ, કરતી મન ઉલ્હાસ;
શત્રુ જેવી બની થતાં, કદરદાનનો નાશ. ૩૯૮
કવિતા કામદુધા સમી, ગિરધર પુરે આશ;
બકરી સરખી બનિ થતાં, કદરદાનનો નાશ. ૩૯૯
આ વિચાર મુજ મંનથી, કીધો આપે દૂર;
મ્હેર કરી મુજ કાવ્યની, વધશે કવિતા નૂર. ૪૦૦

## છપય.

દિન દિન આયુષ નાશ, અજાણે પ્રાણી થાએ;
રૂપ રંગનો નાશ, જરા આવે થઈ જાએ.
ધન દારા સુત નાશ, વાસ મંદિર પડિ જાએ;
ફુલવાડીનો નાશ, ગાડિ ઘોડા ક્ષય થાએ.
છે પદાર્થ ક્ષણ ભંગુર સઉ, નિશ્ચય નર તું જાણજે;
કે' ગિરધર અમર જગે રહે, કીર્તિ એક પ્રમાણ જે. ૪૦૧
વાધે કિર્તિ વિશ્વ, શાસ્ત્ર ભણવે ગણ ભાઈ;
વાધે કીર્તિ વિશ્વ, દેશ જીતે સરસાઈ.
વાધે કીર્તિ વિશ્વ, મ્હેલ મેડી બંધાવે;
વાધે કીર્તિ વિશ્વ, સદાવૃત્ત નિત્ય અપાવે.
એ કીર્તિ હદમાં રે' સહી, તે પછિ કોઈ જાણે નહીં;
કહે ગિધર હદમાં રહે નહીં, જે કવિયે વરણી સહી. ૪૦૨
હરિશ્ચંદ્ર નળ ભોજ, ભૂપ વિક્રમની કીર્તિ;
દશ દિશ વિશે ગવાય, થાય સુણતાં અતિ પ્રીતી.
ગયા યુગો યદ્યપી, રહી કીર્તિ જગ ગાજી;
ગયો વંશ ને રાજ, તોય કીર્તિ છે તાજી.

ક્રુર કાળ હણે જડ જીવને, તેનું બળ ચાલે નહીં;
ગિરધર પ્રતાપ કવિતાતણો, એવો સમર્થ છે સહી. ૪૦૩
ભરતખંડની સ્થિતી, પરાધીન થઈ દુખકારી;
તેનૂં કારણ લહો, ધર્મ ભૂલ્યા નરનારી.
માટે ઉદ્યમ રચ્યો, ધર્મ સાચો સમજાવા;
ધર્મ લહે ફરિ થશે, ચઢતિ જાઇને દિન આવા.
નૃપ રમણરાજ જેવા ગુણી, કાવ્ય કદરના રાખશે;
કે' ગિરધર ત્યારે દેશિઓ, સ્વતંત્રતામૃત ચાખશે. ૪૦૪

## દોહરા.

હતા કવિ દરબારમાં, તે સમયે કો નાર;
આવિ કે' ફરિયાદ છે, ન્યાય કરો નિરધાર. ૪૦૫
ત્રિયા કહે કંથે તજી, વિના સત્ય મુજ દોષ;
કાંતો પતિ ધરમે મુને, રાખે તજીને રોષ. ૪૦૬
અગર નહિતો મૂજને, દેય જવા ધર બ્હાર;
તો હું પુરૂષ પરખી લઉં, લેવા સુખ સંસાર. ૪૦૭
ધણિને બોલાવી પૂછ્યું, શી છે સ્ત્રી તકરાર;
તેણે કહ્યું એ સ્ત્રી મને, વરી નથી નિરધાર. ૪૦૮
પરણ્યા પતિએ ત્યાગી તવ, રહિ મુજ પાસે નાર;
પ્રેમી જાણી રાખિ મે, એ છે ગરજી સર. ૪૦૯
મારે મતલબી નારનું, નથી રાજાજી કામ;
માટે હું રાખું નહીં, જાય ગમે તે ઠામ. ૪૧૦
સ્ત્રીએ કેવું પુરૂષનૂં માન્ય કર્યું તે જોઇ;
ભુપે કહ્યું તૂં સારખી, સ્ત્રી દીઠી નહિ કોઈ. ૪૧૧
માટે શિક્ષા તૂજને, દઉં છું રે' પુર બ્હાર;
પ્રવેશ કરતી નહીં કદી, નગ્ર વિષે તિય નાર. ૪૧૨
કવિએ તે ઉપર કહ્યું, તેનો થોડો સાર;
છે નીચે દરશાવિઓ, વાંચી કરો વિચાર.
નામ હોય ગંગા કદી, અશુદ્ધ તેના કર્મ;
રતન ગુણે પાષાણ ત્યમ, ચંદા મંદા ધર્મ. ૪૧૩

પ્રેમી પ્રેમ લહે નહી, ઇચ્છા વિણ ઇચ્છાય;
મણી કણી જેવી અને, અંબા હેડંબાય. ૪૧૪
કેસર કસ્તુરિ નામની, તેમા નહીં સુવાસ;
પારવતી બિજી તાડિકા, દિવાળિ હોય ઉદાસ. ૪૧૫
નામ નવી જુની દિસે, ચંચળ આળસુ જાણ;
તારા અંધારા સમી, લક્ષ્મી અલક્ષ્મિ પ્રમાણ. ૪૧૬
નામ પ્રમાણે લક્ષણો, હોય તેનિ બલિહાર;
તેમ નહિ તો કવિ કહે, નામ લજાવે નાર. ૪૧૭
કવિની કવિતા સાંભળી, રાય મંત્રિ સરદાર;
પરમ પ્રસન મનમાં થયા, ધન્ય ધન્ય કહ્યું સાર. ૪૧૮
અંતઃપુરમાં રાયજી, ઉઠિ ગયા તે વાર;
કચેરિ પછિ બરખાસ થઈ, લ્હેર વિષે નિરધાર. ૪૧૯
ખાન પાન મન માનતાં, રમતાં રંગ વિલાસ;
સદાચરણ રાખે સુખે, સેવે હરિ થઈ દાસ. ૪૨૦
રમણરાજ પાળે પ્રજા, પુત્ર પ્રમાણે સાર;
જોખમ નહિ જર જુવતિને, જો અમથાં રે દ્વાર. ૪૨૧
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને, શૂદ્ર જાતિ જે જંત,
સઉ નિજ ધર્મ પ્રમાણથી, વરતે સુખ અનુદિન. ૪૨૨
રાજા રાણી બેઉએ, સત્ય રાખ્યું તો રાજ,
ગયલું પાછું પામિયા, સુખ સંપતિ અતિ સાજ. ૪૨૩
ટેક નીતિ ને ધર્મનો, રાખે થયું કલ્યાણ;
દુરાચારિ ડૂબ્યા ખચિત, સાર વાતનો જાણ. ૪૨૪
ઇષ્ટ કૃપાથી પુરૂં થયું. કરૂણા રસ આખ્યાન;
કવિ ગિરધરલાલે કહ્યું, સજન રાખશે ધ્યાન. ૪૨૫

# संगित रामसिंह.

## પંચાંકી નાટક.

| પાત્રો. | પદવી. |
| --- | --- |
| રમણસિંહ. | રંગપુરનો રાજા |
| ચંદ્રપ્રભા. | તેની રાણી. |
| કસ્તુરી. | દાસી. |
| રામસિંહ. | રાજકુમાર. |
| ચંદ્રમયૂખ. | પ્રધાન. |
| કમળાક્ષી. | તેની સ્ત્રી. |
| રતીરાજ. | સેનાધીપતી. |
| અરવિંદા. | તેની સ્ત્રી. |
| દેસાઈ. | જમીદાર ગ્રહસ્થ. |
| અંબા. | તેની દીકરી. |
| ઘોરદંડ. | અમરાવતીનો રાજા. |
| રંજની. | તેની રાણી. |
| મંજુળા. | કુંવરી. |
| શૂરસિંહ. | પ્રધાન. |
| પ્રચંડવીર. | સેનાપતી. |
| રંભાને ચંદ્રા | કંચનીઓ. |

ચોપદાર શીપાઇઓ ઇત્યાદી.

# અંક ૧ લો.

## પ્રવેશ. ૧ લો.

### સ્થળ—રંગભૂમી.

સૂત્રધાર ઈશ્વર સ્તુતી કરેછે.

(છે જન પાળક ટાળક દુઃખનો) એ રાગ.

જય પરમેશ્વર સરવેશ્વર, જયજય કરૂણાકર સ્વામી;
તૂં સત ચિત આનંદ સંપૂરણ, અનંત સૃષ્ટી તારૂં સ્ફુરણ;
તૂં દિન બંધૂ અશરણ શરણ, અકળ પ્રબળ બહુ નામી. જય. ૧
અહંકાર મહતત્વ પ્રકૃતી, પંચ તત્વ આદી ઉત્પત્તી;
તૂંથી થાય મહત તુજ શક્તી, તૂંછે અવિચળ ધામી. જય. ૨
અનંત અગોચર સઉનું કારણ, કરી રહ્યો કોટી યુગ ધારણ;
ભવભય સંકટ કરે નિવારણ, રે દ્રષ્ટી તુજ સામી; જય. ૩
અસત જગત તુટે આસક્તી, ચિદાનંદ સદ રૂપમાં વૃતી;
જોડી કહે ગીરધર મન શાંતી, કરજે લક્ષ્મી સ્વામી. જય. ૪

## પ્રવેશ. ૨ જો.

### સ્થળ—રંગપુરના મ્હારાજાની કચેરી.

રાજા—

કેમ ખોલું પ્રીતમ ઘૂંઘટો, એ રાહ.

દિન વિજય દસમી આજનો, દીપે જો દિલ ગુલજાર રે;
તન રંગ રસ ઉછરંગ ઉલટે, એવો બને કૈં બ્હાર રે. દિન.
સુરમધુર તાલ સહીત જો, કરે નૃત્ય રમઝમ સાર રે,
ગાયન ઘટા સુંદર બને, આનંદ છંદ અપાર રે. દિન.

રંભાને ચંદ્રાનુ નૃત્યને ગાયન.

ગજલ. (ગઈ એક બ એક જો હવા.)

મહિ મંડળે માહારાજની, મારતંડ સમ શોભા બની;
યશ કિરતી પ્રીતી સહિત, વાધી નીતી તેવી નિરમળી. મહિ.

નિજ પ્રજા પાળે પુત્ર સમ, જાણે ન જન જરિયે જુલમ;
સત્કર્મ ધર્મ પ્રભા વધારે, દિલ દયાળૂ છેવળી. મહિ. ૧
ઓદાર્ય આદર શૂરવીર, નિર રાખવે અરજુન ધીર;
સિર રીપુ નવ ઉંચકે કદી, દુરબળ દિલે રેછે બળી. મહિ. ૨

ચંદ્રા. (છોડ ચલા બનજારા એ રાહ.)

શરદ ઋતુનું વરણન.

અહા શરદ નિશા શી રૂપાળી; અંગો અંગ ઉમંગે હદવાળી.
મંદ સુગંધ યુકત સમીરે, પુર આનંદ વાધિ શરીરે રે;
ઠરે નયન ખુબિઓ નિહાળી. અહા શરદ. ૧
શશીકિરણું સુધા વરસાવે, તન શીતળતાથી સુહાવે રે;
ચહે ચિત્ત રમત રસ વાળી. અહા શરદ. ૨
સ્વચ્છ આકાશ સુંદર જોઈ, મન રસિકના રે છે મોહી રે;
કેવી ચાંદની છે બટકાળી. અહા શરદ. ૩
શુક સારિકાના સ્વર મીઠા, પુષ્પ રંગ બીરંગી દીઠા રે;
ધન વાડી ધન વનમાળી, અહા શરદ. ૪

પ્રધાન શાબાશી આપેછે.

ગજલ. ઈંદ્રસભાની.

માહરાજ મન પ્રસન થયા, એવું નૃત્ય છટાદાર;
મધુર સુરે તાલ ગાને, ખૂબ કીધા બહાર. ૨
ઈંદ્રસદન વિષે જેવી, અપ્સરા સોહાય;
તેવી ઉભય સુંદરી છો, આ કચેરી માંય. ૨
ચુમચા સહિત દ્રવ્યભૂષણ, આજનૂં ઈનામ;
હર્ષ રંગથી અપાયું, માનજો મુદામ. ૩

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—કચેરીનો રસ્તો.

ચોપદાર ને સીપાઈ.

લાવણી. (ગોરી ચલી સાસરે એ રાહે.)

ક્યાં રહોછો દોસ્ત નથી આજ ક્યાંએ દેખાતા,
નથી આગળ જેવા હાલ મને કંઈ ચ્હાતા.
મોટા મોટાની સાથ કરીછે યારી,
પછિ અલબત અમ જેવાની યારી વિસારી.
પણ જોજો મોટા કચરી નાખે નહિ મારી,
અમ જેવા વખતે લેશે દુખથી ઉગારી.
મેવાને મિઠાઈ હશો હાલ બહુ ખાતા,
નથી આગળ જેવા હાલ મને કંઈ ચ્હાતા. નથી. ૧
શી માંડી મશ્કરી આજ અતીશય કરવા,
ગયો એકજ દિન હું હતો બાગમાં ફરવા;
તેપણ આગ્રહથી લાગ્યા ઘણું કરગરવા,
તેથી હું શામીલ થયો બાકી નથી પરવા.
જુઓ આજ તુર્ત બોલાવ્યા કેવા જાતા; નથી. ૨
વાહ એતો ઠીક પણ કોણે કાટલૂં કીધૂં,
ચંદ્રા ગુણકાનૂ જરજેવર બધું લીધૂં;
જેવર માટે શી જુવાનનું ખુન કીધું,
મોટામાં મોટૂં પાપ મસ્તકે લીધૂં.
શૂં સાંભળ્યું ફળ ચોકથી હજુરમાં થાતા, નથી. ૩
એ ઘોર કર્મથી પર્મ શોક નૃપ પામ્યા,
ચોતરફ ચલાવી શોધ અંતે વીરામ્યા;
નિર્ણય તો એટલો થયો રાજ સભામાં,
કોઈ પરદેશીએ જરે સારૂ હણી રામા.
શિક્ષા કરવી પાપિને ઘટિત પકડાતાં; નથી. ૪

સીપાઈ કેહેછે.—

ગજલ. ( ગઈ એક ખએક જો હતા. )

પ્રિય મિત્ર શરદ પુનમ છે, આજે રજની ફરવાની રૂડી;
ચિત ચાંદની લખિ મુદિત થાશે, સુસ્તી તન જાશે ઉડી. પ્રિય.
નાગરની શેરીમાં નવલ, ગરબે ઘુમે ચંચલ ચપલ;
છજ બલ છટાની ઘટાથી આનંદ અરણવમાં બુડી; પ્રિય. ૧
નિશ ઘટી જામ જતાં જરૂર, મોતીચોકમાં મળજો ચતુર;
દુર પલ્લે જવું છે લ્યો સલામ, અતિ તાબેદારી છે કુડી. પ્રિ. ૨

# પ્રવેશ ૨ ત્રીજો.

## સ્થળ—અમરાવતી રાજા ઘોરદંડની કચેરી.

રાજા—કેમ ખોલું પ્રીતમ ઘુંઘટો એ રાગ.

જેમ જાય આળશ અંગથી, વળિ થાય રંગ ઉલ્લાસરે,
ઉઠે ઉમંગ તરંગ નિધી સમ, તેજી તન મન ખાસરે. જેમ.
ઝટ આવિ જાગ્યે જાગૃતી, આકૃતી ચમક રતાસ રે;
ખુબિ એવિ કર સુરતાનની, મન માની આવે મિઠાશ રે. જેમ.

રંભા ગાયછે.—

રાગ મ્હાડ.

ખોઈ આવી જોડરે, હુંતો ખોઇ આવી જોડ,
મારા મનના રહી ગયા કોડરે; હુંતો ખોઇ આવી જોડ.
બાળ સનેહી મુજ બેનડીરે, અળગી પળ નથી કીધ;
કળ વળતી નથી પ્રાણુનેરે, કાળે અચાનક લીધરે. હુંતો. ૧
એની બાળા વય વિશેરે, શોભા પામી પૂર;
જેવી કળી ખીલી ફુલનીરે, તેવી કાં થઈ દૂરરે. હુંતો. ૨
તારા વિના એની મૂજને રે, તન ધન જોબન ઝેર;
ઝુરી ઝુરી હુંતો જઇશ મરીરે. હાય થયો શો કહેરરે. હુંતો. ૩
ગુણની ગણના શું કરૂં રે, આવે નહિ કદી પાર;
તારા વિરહના તીરથી રે, વીંધાઈ ગઈ આરપારરે. હુંતો. ૪

રાજા ઘોરદંડનુ ક્રોધયુક્ત ગાયન.

ઇંદ્રસભા. (અરે લાલદેવ ઇસ તરેફ.)

અહા રંગપુરમાં બન્યો એ બનાવ, ગફલત કેવી રાજની આસીછે સાવ.
વિચિક્ષણ લક્ષણવાળી લલીત, અનુપમ ઉત્તમ મોઈ શી રીત.
ન ખુનની કીધી યથાર્થ તપાસ, નથી શું એ નૃપને જરા મારો ત્રાસ?
પ્રબળ બાહુબળ મારૂં જાણે ન કેમ, હળે દંડ એવો લહે શુપ જેમ.
નથી ગાદી લાયક એવો ગમાર, ઉઠાડી મુકું એને મારીને માર.
ઉતાવળથી તૈયારી ખારા પ્રધાન, કરો ચઢી જઇએ લેવા રિપૂજાન.
કહો એને રાજે દિલ ખાતર જમાં, ગુન્હેગાર મારા ન લહેશે ક્ષમા.

પ્રધાન—કંચનીને કેહેછે.

દાદરો.

સુણીને વાત તારિરે, થયું ઉદાસ દિલ;
અમરાવતીની તૂં રેહેનારી, ચંદ્રા મરણથી થઈ દુખિયારીરે. થયું.
ફિકર નહી કર રંગપુર ઉપર, ચઢાઈ કરી જઈએ બારીરે. થયું.
રાજ લઈને શિક્ષા દઈને, કરશું ચંદ્રાની નામદારીરે. થયું.

---

## પ્રવેશ. ૪ થો.

### સ્થળ—(કવાયતનું મેદાન)

સેનાપતી—સૈન્યને કહેછે.

જીલ્લો-કફી-ઠુમરી.

સજીને શુરવીર તૈયાર રહો, રણમાં દિપવા રણધીર બની. સજી.
વન સિંહપરે વિકરાળ કરે, રીપુને હણવા દળમાંય વિણી. સજી.
ઘર બાર પ્રિતી કરો ત્યાગ અતી, તરવાર ધરો કરમાંય તિણી. સજી.

સૈન્ય—

ઝીંઝોટીની ઠુમરી.

જવાનું રણરંગ સુણી અંગમાં ઉમંગ.
ઉપજ્યો છે અતીસે મન વેગે ધસે;
ક્યારે જઈ કરીએ રિપુ તન ભંગ. જવાનું.
રૂંએ રૂંએ આતુરતા. વઢવાની અધીરતા;
વધી એવી વેળા જઈ, જમાવીએ જંગ. જવાનું.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—(રંગમ્હેલ.)

(ઘોરદંડ ને રંજની.)

રંજની—

ગજલ. (કલ્યાણની.)

વિનતી કરૂંછું કે તમે રણમાં પધારો શામ નહીં,
લશ્કર જશે તેથી થશે મતલબ તમારૂ કામ નહીં. વિનતી.

રણ સંકટો છે વિકટ બહુ કોમળ શરીર સહી એ કેમ;
નિશદિન ફિકરના ફંદમાં લવલેશ જ્યાં આરામ નહી. વિનતી.
સપાટા સંગરામના બહુ ત્રાસકારક મહારાજ;
સ્વપ્નમાં પણ જાવાનું સ્વામી લેશો નામ નહિ. વિનતી.

પોરદંડ—

રાગ (છોડ ચલા બનજારા.)

જરા સમજીને જુઓ વિચારી, તજી વાણિયાની મતી પ્યારી; ટેક.
આપણા રાજમાં રેતી એવી, મર્ણ પામી ભુંડી રીતે કેવી રે;
સુંણી હકીકત છુટે ધ્રુજારી, જરા સમજીને જુઓ વિચારી. ૧
નવ દીધું લક્ષ જરાએ, કીધી ખુનીને નહિ શિક્ષાએ રે;
કેવી બેપરવાઈ નઠારી, જરા સમજીને જુઓ વિચારી. ૨
રાજનીતીની રીત ન જાણે, કંઈ ભય મારો નવ આણે રે,
ઘટે શિક્ષા કરવી ભારી, જરા સમજીને જુઓ વિચારી. ૩
દીધી જોઈએ ઉશ્કેરણી એવી, તૃપ્ત રક્તથી થાય રણ દેવી રે;
ધર્મ ક્ષત્રીનો એવો ધારી, જરા સમજીને જુઓ વિચારી. ૪
કરે લશ્કર શું મુજ વીના, મરે વ્યર્થ ગણાઈએ બ્હિનારે;
માટે આપો રજા સકુમારી, જરા સમજીને જુઓ વિચારી. ૫

રંજની—

ગજલ. ( અરે ઓ પરી સબ્જ ઓ બે હયા ).

જો એમજ મરજી તમારી હશે, તો અટકાવ મારેથી કેમ થશે;
શુરાતન શકતી વધો તંન વિષે, વિરાજો રણે સ્વામી વિજય હશે.
સદા સનમુખ રહી રિપુને હણો, વરતાવજો ત્રાસ યુદ્ધે જઈ ઘણો;
થયા પુરૂષ આગલ નર મહા બળી, તેવી કિરતી લેજો રીપૂને દળી.

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

## સ્થળ—રંગપુરની નિકટનું મેદાન.

મોરદંડ—

### તોટક.

નવ યોવન નારીનું ખૂન થયૂં, ત્રિય તે મુજ વરિતનિ એમ લહ્યું;
વળિ આગળ સાંભળી વાત નવી, ખુનની નથિ કાંઈ તપાસ હવી.
ક્યમ કે તમને નથિ બહીક જરા, કરવા પડશે હલકા નખરા;
ઠિક આવિ ઉભા રણક્ષેત્ર મહીં, જીવતા ન જવા દઉં આજ અહીં.
મદ રાજનિ સાક્ષિનો ચડિયો, પણ જાણવું કે હમણા પડિયો.
બનિ સાવધ હાથ જુઓ જબરા, મમ સૈન્ય કરે શુરૂ જંગ ખરા;
નથિ દીઠ પરાક્રમ આ ભુજના, ટુકડા કરશે પળમાં રિપુના.
શમશેર પડે બળ શેર ધરી, શતખંડ બનેજ પ્રચંડ ગિરી;
તવ ભાર શું ભૂપતિ અલ્પ તણો, તુરિ ઉછળતો હણશ બમણો;
ઘન બિંદુ અસંખ્ય યથા તિરના, વરસાદથિ પ્રાણ જશે ધિરના.
વિજળિ સમ અસ્ત્ર અનેક છુટે, દળ દુશ્મન હિમ્મત બંધ તુટે;
કરૂં મ્હાર પ્રથંમ કહી તમને, જીવ સોપું જુઓ રિપુના જમને.

**રમણસીંહ.** ( રાગ ઉપરનો )

ગરજે ઘન તે વરશે નહિ સાર, યથા બકવાથિ ડરૂં ન લગાર;
હરિણો કદિ લક્ષ મળે વનમાં, લવસિંહ ધડો ન કરે મનમાં.
વળિ વાયુ પછાડિ મરે બળજો; ડગશે નહિ લેશ હિમાચળતો;
ત્યમ ઘોર પરાક્રમ જાણ પડયૂં, ધડથી શિર ઉડિ જશે તુમડૂં.

**શૂરસીંહ.**

ગઝલ. (બેદાદ મુજે યાદ હય.)

ક્યાં મોતના મેમાન થવા, જોર જણાવો,
ખોટ લાગે ક્ષત્રીવટને, દોર જણાવો. ક્યાં.
તૃણગતી હવા વિષે, ગણજો તમારી તેમ,
જીવીત રૂપીઆ કલઈ છે શું મ્હોર જણાવો; ક્યાં. ૧
ઇંદ્રવજ્ર સરખું ખડગ, પીશે તમ રૂધીર;
આવી જાઓ સામને, શૂં શોર જણાવો. ક્યાં. ૨

રામસીંહ.—

હરીગીત.

તવ દંત તોડી જીભ મરોડી; મુખ મટોડીથી ભરૂં;
અત્યંત છો બળવંત પણ, રણ અંત આણિશ કહું ખરૂં.
બુધિ ખંત મટશે કંત અસ્ત દિગંત ઉડતાં અહિં કરૂં;
વિલસંત વપુ તિરવંત કરીને અનંત ગિધ આગળ ધરૂં.
તરવારથી ખંડિત જુઓ, મંડીત મંદિલ સિર કરી;
કુંડળ સહિત મંડળ રિપુના, શ્રવણ ધરતી તળ ધરી.
કર બાજુબંધ સહીત કાપી, બાજુઓ મોકળી કરી;
તવ રૂધિર રેલ ચડાવિ તુરિના, ખેત્ર લહુંતવ રહું ઠરી.

---

## પ્રવેશ ૨ જો.

રમણસીંહ, ચંદ્રપ્રભા ને કસ્તુરી.

ચંદ્રપ્રભા—

ઠુમરી. (કંગનીયા મોરે કરસે કરક ગઈ રે.)

કુંવર મારો કહો સ્વામી ક્યાંહાં રહ્યો રે, ટેક.
મૂકી કેમ આવ્યા રે, સાથે કાં ન લાવ્યા રે,
અધીરી જોવા થઈછું, નીરાશ બની ગઈછું;
શું કરવા રીપુ પાછળ કુંવર ગયો રે. કુંવર. ૧
ઉગતી જુવાની રે, હજી છે નાહાની રે;
કદી કુંવર સપડાશે, દુશ્મન હાથે પકડાશે;
તો કેમ કરી જાશે શોક હું થા સહ્યો રે. કુંવર. ૨
પુરૂષની છાતી રે, કઠિણ શી થાતી રે;
કરવું શું હવે મારે, પુત્રનું મુખ ક્યારે,
જોઈશ મારી આંખે કુશળ રહ્યો રે. કુંવર. ૩
દિન જન બંધુ રે, દેવ દયા સિંધુ રે,
કુશળ તન આવે, હસી મને બોલાવે;
મણીશ પ્રભુ પૂરો આભાર થયો રે. કુંવર. ૪

રમણસીંહ—

કુમરી. (જાદુગારો ધુતારો કહ્યુ કરી ગયો રે.)

પ્યારી શોક વિસારી ધિર ધારી રહો રે,
કુશળતા તવ કુંવર છે;
રણમાં પુરી, કરી બહાદુરી;
માર માર્યા રીપુને નવ જાય કહ્યો રે. કુશળતા. ૧
રતી રાજ સંગે, ગયા છે ઉમંગે;
જીતી જંગ રંગે રીપુ પીછો ગ્રહ્યો રે. કુશળતા. ૨
નામ પ્રમાણે, રામસિંહ જાણે,
જમદગ્ની સુત જેવો શોભી રહ્યો રે. કુશળતા. ૩
રામ પ્રભાવે, રાજ સુહાવે,
આજ મેતો એને શુરવીર લહ્યોરે. કુશળતા. ૪

કસ્તુરી— પીલુની ઠુમરી.

(ખોટી તોરી બતિયાં સગરી મેના માનુરે.)

બાઈ આ વધાઈ ખરી મન માનોરે,
મન માનોરે તમે મન માનોરે. બાઈ. ૧
કુંવર સમાગમે, છે રતીરાજ,
સેનાપતી અર્તા શ્યાણો, મન માનોરે. બાઈ. ૨
વિજયી રામસિંહ, હણીને દુશ્મન,
પધાર્યા પુર એમ જાણો, મન માનોરે. બાઈ. ૩

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—શયનગ્રહ.

અરવિંદા ને કમળાક્ષી.

પરજની સોહણી. (દાહ ઉઠ્ઠા છે દિલમાં. એ રાહ.)

અરવિંદા.—

નાથ ન આવ્યા ક્યમ સખી, કારણ શું કેની હશે;
વાટ જોઈ જોઈ ને થાકી, ગયા ક્યાં બેની હશે. નાથ.

બહુકર ફર્યું પુરમાં રંગે, જાણ્યુ સ્વામી આવ્યા સંગે;
પણુ ન દીઠા ગયો ઉમંગે, ક્યાં સૂરત તેની હશે. નાથ.
ચિંતા ચિતા ઉર રહિ સળગી, અલબેલ શું કરી અળગી;
પ્રાણુ કયમ દેહ રહ્યા વળગી, શૂદ્ધી ગઈ જેની હશે. નાથ.

**કમળાક્ષી—**

**મહીદીપ.**

ધિરજ ધારિ વાત મારિ, સુણ સખી પ્યારી;
રતી રાજ રાંજકુંવર, સંગ લે વિચારી.
યુદ્ધ માંહિ શૂરવિરે, સિંહ શક્તિ ધારી;
ધૂળ ધાણિ રિપૂ કરિ, કીધિ અતી ભારી.
વિજય કિધો રણેપૂર, દુશ્મન દળ મારી;
નાસવૂં પડયૂં રિપૂને, કિરતિ રહિ હારી.
પૂઠ તેની લીધિ સખી, કીધિ નામહારી;
રિપૂ કેદ કરી આવિ, મળશે જયકારી.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—અમરાવતીની સરહદ.

**રામસિંહ, રતીરાજ. સીપાઈઓ, ઘોરદંડ, શૂરસિંહ, રંજની ને મંજુળા.**

**રામસિંહ—**

**ગજલ.**

અહો નૃપને અગર કોઈ, વગર મારે તો બલિહારી;
નહીં બરછી તીરખંજર, નહીં બંદુક તરવારે;
જખમ કીધા વિના પકડો, તગર મારે તો બલિહારી. અહો. ૧
કુજેતી પૂરી થઈ એની, વિપતીમાં નથી બાકી;
નમરમાં જાય નહીં પકડો, નજર મારે તો બલિહારી. અહો. ૨

આવિ પોંચ્યા નિકટ ઘેરો, કરી ચોતર્ફથી વારે;
જબરને ઝાલિ લો જલદી, પથર મારે તો બલિહારી. ગ્રહો. ૩

રતીરાજ—

ચોપાયા. ( દક્ષણી સાખી. )

નૃપ કુળ મંડન, રિપુ મદખંડન, કૂંવર કિરતિ નિકેત;
ધારે દંડને ચોર પ્રમાણે, પકડ્યો મંત્રિ સમેત.
યત્ન યથા વિધિ સફળ થયો જ્યમ, રઘુવર સતિને લાવ્યા;
અતિ અભિમાની, નૃપ આ ગ્લાની, પામ્યો અશ્રુ આવ્યા.

રંજની—

લલિત.

વિનતિ હું કરૂં, શીશ નામિને, કરિ કૃપા મુકો, મુજ સ્વામિને,
વિજય આપના, વિશ્વ ગાજ્યા, મમ પતીપરે, આણશો મયા.
રવિ પ્રભાતનો રાજ તો યથા, નૃપ કુમાર તારૂણ્ય સર્વથા;
કુમળી ઉમરે હોયછે દયા, મમ પતીપરે, આણશો મયા.
વય કિશોરમાં કેશરીસમા, બળ પરાક્રમે વાળિછે સિમા;
અબળ હું પડૂં આપ ચર્ણમાં, મમપતીપરે આણશો મયા.
હૃદયમાં ક્ષમાં સ્વામિની ધરો, સકત બંધથી મુકત રે કરો;
જીવિતદાન દ્યો શર્ણ આવિયાં, મમપતી પરે આણશો મયા.
સમય આજને આપની કૃપા, લહિશ અંતરે જીવતાં સદા;
પ્રભુ સમા પુજી સેવિશૂં યથા, મમપતી પરે આણશો મયા.

મંજુળા—

બરબી, મ્હોલે પધારો મ્હારાજ. એ રાહ.

વિનતી સુણીએ દયાળ, દાસીતણી વીનતી સુણીએ.
ભયભીત થઇછું ભૂપાળ, દાસીતણી વિનતી સુણીએ,
આપે બંધન જે કિધા, તે છે મારા તાતા,
દોષ ક્ષમા કરી છોડશો, તો તો ઉગરશે આજાત. દાસીતણી. ૧
સિંહ સમિપ મૃગનૂં કશૂં, ગજું ગણાએ રાજ;
તેમ પરાક્રમ આપથી, પામ્યા પિતા મુજ લાજ. દાસીતણી. ૨
એક ઉગરવે રાયજી, ત્રણ ઉગર્યાનો શ્રેય;
સહજ આપને આવશે, અક્ષય કિરતીરેય. દાસી તણી. ૩

જે ક્ષણુ પિતુ સંકટની, જોઉછૂં નૃપ ધીર;
તે તે મારી છાતીમાં, ભેદછે તીક્ષણુ તીર; દાસી તણી. ૪

**રામસિંહ—**

કુમરી. ( આજ કાન્હ મોહેલીની બંસરી બજાય કે. )

કોઈ વજ્ર આવિ મીઠી, બોલિ એન સાંભળી; ટેક.
બોલી એન સાંભળીરે, બોલી એન સાંભળી; કોઈ વજ્ર.
શુકને સારિકાથિ મધુર, અમૃત ભરે શું ઉર;
ઈંદ્રપુરથી ઉતરી કિંવા, નાગકન્યા નીકળી. કોઈ વજ્ર. ૧
લલિત રસિક વય નવીન, ચપળ નયન વારૂં મીન;
વદન કમળ દીન ભ્રમર અર્ધ ચંદ્ર શામળી. કોઈ વજ્ર. ૨
અકળ ઇશ્વરી બનાવ, ભૂપ પુન્યનો પ્રભાવ;
કુંવરિ આદી ઉપર ભાવ લાવિ મૂકું નૃપ બળી. કોઈ વજ્ર. ૩

**રંજનીને મંજુળા—**

પદ. ( પ્રભુ તોરા નામકી લ્હે મોહે લાગી. )

તમે રાજ ઉદયથી અસ્તનું પામો;
સુખ તનધન આયુષ્ય જામો. તમે. ટેક.
બંધન મુક્ત કર્યાં તમે રાજન, વાસ્યાં નવાં લક્ષ ગામો;
યજ્ઞ અશ્વમેધ કીધા કોટીધા, તેટલાં પુન્યને પામો; તમે.
પૃથ્વી સમગ્રને દાનમાં દીધી, અડસઠ તીર્થને ધામો;
તેત્રીશ કોટી દેવનૂં પૂજન, તે સર્વ પુન્યને પામો; તમે.

**ધોરદંડ—**

ગજલ. ( અરે ઓ પરી સબ્જ આંખ હવા. )

નમન કરૂં નૃપકુળમુગુટના મણી, દયા દીન ઉપર કરીછે ઘણી;
થયો દાસ આપનો આજથી હૂં, કરો પૂર મારે પ્રવેશ કહૂં.
ભુલ્યો હતો ગર્વથી હૂં સર્વને, તમે ભૂલ ભાંગી સુધાર્યો મને;
બદલ તેને આ મારી કુંવરી દઊં, સ્વિકારો એવી મ્હેર માગી લઊં.

**રામસિંહ—**

ગજલ. (ગઈ એક બએક)

થઈ એક પછી બીજી અજબ, કૃતિ તેથિ ચિતની વૃત્તિ ચળી રહી;
રહું તમ નગરમાં દિલ ભરી, વિનતી તમારી કબુલ કરી;
તદપી સ્વીકારૂં સુંદરી, પિતું આજ્ઞા વિણુ બનશે નહીં; થઈ એક.

ગુરૂ બ્રહ્મ પિતુ મરજી લહી, આવે તો મારી ના નહીં;
છે ધર્મ રૂપ ગુણ વય મહીં, રતી કર્મ મુજ જબરી સહી; થઈ એક.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—અમરાવતીનું દરબાર.

**પોરદંડ ને રાજગુરૂ.**

**કુમરી.**

(આપને શહજાદે અલમક લિયે.)

ગુરૂદેવ રંગપુર જાઓ તમે, માહારાજ રમણસિંહ દરબારે;
મારા તરફથી નમ્રતા પૂર્વક અરપણ કરજો જુહારે. ગુરૂ.
હરિ મદ મારો નાદ ઉતાર્યો, વિનયી રામસિંહ કુમારે,
વીર્યવાન વીર, રૂપ ગુણ શુભ ધીર પ્રોણા રહ્યાછે ઘરમાંરે. ગુરૂ.
આપ અનુગ્રહ ઇચ્છું આજ્ઞા આપો કુંવર કરે સ્વીકારે,
કુંવરી મારી નીતિ ગુણ ધારી ભારી માનીશ આભારે. ગુરૂ.

ગુરૂ—

**ઇંદ્રસભાની ગજલ.**

ઇચ્છા અનુસાર કાર્ય, કરી આવું હાલ;
વિનય ને વિવેક વાતે, વધારીને વહાલ.
સો વસા તો સિદ્ધ થશે, ધાર્યું રૂડું કામ;
મન ગમે તે પછી મને, આપજો ઇનામ.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અમરાવતી રાજમેહેલ.

**રામસીંહ અને પછીથી મંજુલા**

**પદ. રાગ. ગરબી.**

(રામસીંહ એકલો ગાયછે.)

લગની પૂરણ લાગી રે, સુંદર સંગે. ટેક.
લગની પૂરણ લાગી, તેથી ગણું બડભાગી,
બીજી બધી કૂટ ત્યાગી અનુરાગી રે. સુંદર સંગે. ૧

સ્વરૂપે આનંદ પામ્યો, પ્રીતી કેરો રંગ જામ્યો;
દુરજનનો ભય વામ્યો, જોયું જાગી રે. સુંદર સંગે. ૨
મૃદુતા નિરમળપણું, મધુર ભાષણ ઘણું;
પ્રેમતો અપૂર્વ ભણું, ભ્રાંત ભાંગી રે. સુંદર સંગે. ૩
અમૂલ્ય વસ્તુ જે એવી, તે રહી છે દૂર કેવી;
વિપત્તી વિરહે રહેવી, સૂખ ત્યાગી રે. સુંદર સંગે. ૪

## લાવણી.

અનમૂલ રતનનૂં જતન કરૂં દ્રઢ ધ્યાને;
નહી ભૂલ પડે તલભાર ફૂલ અનુમાને. ટેક.
બુલબુલ જેવી મંજુલ વાણી ભરિ પ્યારે;
ઝૂલતી તરૂ લતા લલીત ખુલતી સણગારે.
પ્રિય પતન ઉપર જવ મથન બને ખુબિદારે;
ધન ધંન દિવસ તે સજન પ્રસનતા ભારે.
ઉપજે મન અન્યોઅન્ય, પ્રેમરસ પાને;
નહિ ભૂલ પડે તલભાર ફૂલ અનુમાને. ૧
દ્રગ મીન પ્રિતમ રૂપ લીન રહે રસ ભીના;
પ્રિય સુંદર કોમળ અંગ પયોધર પીના.
પેલી વીસાની પ્રીત લેલી આધીના;
નિત કરે યોજના હીત ખચિત નવીના.
થઇ નિડર મંન ધર કરવું સમાગમ દાને;
નહિ ભૂલ પડે તલભાર ફૂલ અનુમાને. ૨
અંતર છે ત્યાં સુધી અંતર દ્રય નહિ ઠરશે;
મંતરથી નિરંતર અમૃત ઉરમાં ભરશે;
નમી જઈ નાથ કર લઈ ગ્રિવા પર ધરશે;
રમી રંગ રસિક પ્રિય અંગથી આલસ હરશે.
નથિ આન ભાન મન અધર પાનનું ધ્યાને;
નહિ ભૂલ પડે તલભાર ફૂલ અનુમાને. ૩
આકૃતી અતીશય યોગ્ય વર્ણ તન ઉજ્વળ;
આનન અરવિંદ સમાન પ્રકતી અચપલ.

ગતી મંદ સુખદ જ્યમચંદ કરે બહુ છલબલ;
ચકચૂર પ્રેમ દરસાય ચતુર ચિત નિરમલ.
તન મન વારી ગિરધારી તારી શાને;
નહી ભૂલ પડે તલભાર ફૂલ અનુમાને. ૪

(મંજુલા પ્રવેશ કરેછે. અને ગાયછે.)

ગરબી.

રસરૂપ છટા, મહારાજા રામસિંહની બંકી જોઈ;
પુરી પ્રેમ ઘટા, છાંઈ રહે અંતરમાં મન રેહ મહોઈ.
યુગ ચરણ કનક ભુષણવાળે, ચિતરત્ત કરી આશીત ન્યાળે;
જેને પ્રતાપે અરિ ખાતા ફાળે. પુરી પ્રેમ ઘટા. ૧
કટિ પટકે કસી અસી બિરાજે, મણી રત્ન જડિત સુંદર સાજે;
કરી જળ હળ વક્ષ સ્થળ રાજે, પુરી પ્રેમ ઘટા. ૨
આનન અરવિંદાકાર દિસે, ખળ ભય પામે જન સુરદ હિસે;
એવી ખુબી અલોકીક ધરી ઇશે. પુરી પ્રેમ ઘટા. ૩
પ્રીત ભરી લલિત લોચન જોડી, વશ કરે અસુર સુરમદ મોડી,
રહે શૂરવીર કૈં કરજોડી, પુરી પ્રેમ ઘટા. ૪
સિરપેચ સહિત ઝુકતી પાગે, ગિરધારી રસિક મન અનુરાગે
રહો અચળ રામસીંહ પ્રિય માગે, પુરી પ્રેમ ઘટા. ૫

(રામસીંહ ગાયછે.)

ગરબી.

મન હરી લીધું મારૂં રે, સુંદર તેં તો;
મન હરી લીધું મારૂં, પ્રેમ બાણે પાડ્યું ઘારૂં;
પ્યારી પ્યારી હું પુકારૂં રે. સુંદર તેં તો. ૧
મુખડું જોવાને તારૂં, કામકાજ છે વીસાર્યું;
થશે ક્યારે કેનું ધાર્યું રે, સુંદર તેં તો. ૨
પ્રેમનું દરદ ખરે, કારી કહ્યું જાય નરે;
મણી વીના નાગ મરે રે. સુંદર તેં તો. ૩
આવી મળ ઉતાવળે, ગીરધરલાલ ગળે,
વાત આવી નવ ટળે રે. સુંદર તેં તો. ૪

ગજલ.

જે સાથ મન મળ્યું સુંદરી, તે સાથ જુદઈ ન રાખિયે;
હેતે હળી મળી હરખથી, રસ પ્રેમ પીયુષ ચાખિયે. જે.
દિન જતાં માસ વીતી ગયાં પ્રીતી આપણી થઈ જ્યારથી;
કદિ અનંગ રંગ ઉછરંગથી, નથી અનુભવ્યો પ્રિય ત્યારથી. જે.
સિર ઉપર બેડું પાણિનું, રેને ન ઠોકર વાટમાં;
કદિ લાગે જાતાં તે રિતે, ફરિયે પ્રીતીના ઘાટમાં. જે.
તક મળે તવ પ્રીતમ ગળે, વળગીને મોજો માણિયે;
ભય શરમથી તકને નહિ, ખોવી કદી મુલ પાણિયે. જે.
દિન ચાર જોબન ચાંદની છે, વિનતિ ગીરધરલાલની;
સમજીને સુંદર સુઘડ તું, સુખ સ્વર્ગ પ્યારી મ્હાલની. જે.

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—મંજુળાનું શયનગૃહ.

(મંજુળા એકલી. ને પછી કેશરી.)

ગજલ.

મળ્યા વિણ પ્રિતમને જવું થાયછે,
લહું પ્રાણ તન આ તજી જાય છે. મળ્યા.
કમળ દાંડીવત હસ્ત સ્પર્શ્યા વિના,
જાણું તીર આ તનમાં વાગે તિણા. મળ્યા.
મનોહર પ્રીતમ મુખ નિરખ્યું નહીં,
અરે આવ્યો રથ મારે માટે અહીં. મળ્યા.
સખી કેશરી આમ જાઉછું હું,
સ્થીતી મારી સ્વામીને કેજે સહૂ. મળ્યા.

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—રામસીંહનુ નિવાસ મંદિર.

### રામસિંહ ને કેશરી.

( કેશરી ગાયછે. )

**ઠુમરી.**

કુંવરી અમારીએ પણ હતું ધાર્યું મહાલક્ષ્મીના દરશનનું;
સ્વામી મન ગમતો મળે એટલે એક પક્ષ પછી પૂજનનું.
સિદ્ધ કરી સાહીત્ય શુભ ઘરથી, પ્રયાણ કરી લેવું વનનું, કુંવરી.
સૂર્યોદય સમયે શુભ મુહુર્તે, રથારૂઢ થઈ પારવનૂં;
આપ મળ્યા નહિ તે દુખ ધારી, લક્ષ્મીનું લીધું શરણું. કુંવરી.

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—રામસીંહના નિવાસ મંદિરની અગાસી.

(રામસિંહ ગાયછે.)

**લાવણી.**

કેવી કરી સુંદરે ધાત, કહું શી વાત, પ્રીત ઉપજાવી;
જઈ બેઠિ ગાઉ પર સાત, દયા નવ લાવી.
થઈ નજર પરસ્પર એક, અંતરે છેક, ગમ્યો સુંદર વર;
દ્રઢ યતી ગઈ મન ટેક, ગુણની પડી ખબર.
સન્મુખ બેસીને લખે, ચિન્હ પારખે, રિઝી મન અંદર;
ચેષ્ટા દ્રડીની જો સખે, કરેછે મનહર.
સખીને કહે કોણ પ્રકાર, નામ નિરધાર, લઈને સત્વર;
બોલાવું મુજ પ્રિયકાર, જોઈને અવસર.
સખીએ કહ્યું પિઉનું નામ, લેવું શું કામ, ખુબી મુખ ગાવી,
જઈ બેઠી ગાઉ પર સાત, દયા નવ લાવી.
સખિને પુછીને લહ્યું, ધામ જ્યાં રહ્યું, મંન માન્યાનું;
બિડી પાન આપતાં થયું, શરમનું બ્હાનું;

સખી હાથે પાન એળચી, અપાવી બચી, કર્યું હસવાનું;
ફુલ લઈ વધાવા મચી તજી ડરવાનું.
કેતકી પુષ્પ પ્રિયનાથ, લાવે નિજ હાથ, તોજ ધરવાનું;
કેવડાવ્યું સખી સંગાથ, સૌખ્ય નિરખ્યાનું.
શિર કેશ ઉપર કેતકી, સોહાવી ટકી, ઝરુખે આવી;
જઈ બેઠી ગાઉ પર સાત, દયા નવ લાવી.
સૌભાગ્યવ્રતનું પુજન, સજી ભૂષણ કરે અલબેલી;
પાતળીયા કરો પ્રેક્ષણ, કહ્યું મદ ઘેલી.
જતી હોય સજી કે બ્હાર, હૈયાનો હાર, જુએ સઉ પેલી;
એમ ચહે નવેલી નાર, પ્રેમ રસ રેલી.
કેસર જાવંત્રી જામ, ભોગ આરામ, આપતી હેલી;
બેલડીએ રાખી શામ, ફરે કરિ કેલી.
રંગીત રેશમી રૂમાલ, રસિકવર લાલ કંઠ સોહાવી;
જઈ બેઠી ગાઉ પર સાત, દયા નવ લાવી.
સંજ્ઞા ઠાકોરજી ધરી, વારતા કરી, પ્રગટ સૌ જાણે;
નૈવેદ્ય થાળ રસ ભરી, શરદ નિશ ટાણે.
ચતુર વર બ્યાસાસંન, વિરાજે ધન્ય, ઉમંગ પ્રમાણે;
ફુલ હાર સરસ ચંદન, મોકલિ વિખાણે.
દહીં દુધ ફુલને મિષે, મળી મન હીસે મધુરી વાણે;
ગાય ગીત પ્રીતમ હરનીશે, ગ્રહી એધાણે.
બેડિ મંદિરની માંય, ઉભી મલકાય સાન બતલાવી;
જઈ બેઠી ગાઉ પર સાત, દયા નવ લાવી.
થશે જુદાઈ જાણી મંન, મળી કામંન, કંથને ધામે;
તે દિવસ લહ્યું દુરીજંન, પ્રિયાનું કામે.
પ્રિય પ્યારી બેઉ ઉદાસ, મુકે નિશ્વાસ, તજી આરામે;
દરસન વિન વીતે તાસ, રટે મુખ નામે.
દિન ચોથે જોયું મૂખ, પામીયાં સૂખ બર્યાં મન કામે;
થયું તરત વિરહનું દુઃખ, પ્રિયા ગઈ ગામે.
કેતાં કવિ ગિરધરલાલ બને બેહાલ, કલમ છટકાવી;
જઈ બેઠી ગાઉપર સાત દયા નવ લાવી,

## છોડ ચલા બનજારા એ રાગ.

શુદ્ધ ચૈત્રની ચાંદની જોઈ, મઝા શૃષ્ટી સૌંદર્યની ખોઈ.
પ્રિયા વિરહની વેદના વ્યાપી, જાણે રદય તો નાખ્યું કાપી રે;
સૌખ્ય સંયોગ છબી દિધી ધોઈ; મઝા. ૧
કેવું ચક્ર છે કાળનૂ ફરતૂં, નથી સુખ સ્થીતીમાં ઠરતુ રે;
પાડે આનંદમાં વિઘ્ન કોઈ, મઝા. ૨
હતે પ્રિયા નિકટ આ ટાણે, રસ રંગ તરંગ વખાણેરે;
નહી કરી શકત કવી કોઈ, મઝા. ૩
છટા ચંદ્ર બિંબની જેવી, ઘટા પ્રિયા વદનની તેવી રે;
શશિ સુંદર એક રૂપ રહોઈ, મઝા. ૪
પતી રો'હણી સુધા વરસાવે, રતી અધરામૃત પિવરાવે રે;
વૃતી વિલાસવતિ મહિ પ્રોઈ, મઝા. ૫
મંદ સમીર સુગંધ ને લાવે, તેવી ચંપક વરણી ચલાવે રે;
જેથી અવશ્ય મન રેય મ્હોઈ, મઝા ૬
સ્પર્શ મારતે વેદના થાતી, સ્પર્શ મુગ્ધાથી ઠરે છાતી રે;
વિના વ્હાલી મરૂધું રોઈ, મઝા. ૬
મઝા ખાન પાન પ્રિયા સારી, ક્યારે આપીશ કહે ગિરધારી રે;
નથી ગમતૂં તારા વિના કોઈ. મઝા. ૧

### ગરબી.

દ્રષ્ટી પડી પ્રથમ જેવી સહજ મુખ પરે જો,
પડી ત્યારથી છે છાપ અચળ અંતરે જો;
વદન ચંદ્ર જોવા ચિતરૂપી ચકોરની જો,
વૃત્તી રહે વ્યાકુળ જોડિ વિતે પોહોરની જો; દ્રષ્ટી.
મંત્ર મોહીની છે મૂખ એમ જાણિને જો,
રેછે ચક્ષુ ઠરી પરમ સુખ પ્રમાણિને જો; દ્રષ્ટી.
નથી અર્થ અન્ય પ્રેમ વિના નાગરી જો,
જેમ મણિધરને પ્રીય છે મળીયાગરી જો. દ્રષ્ટી.
દિવસ રજની સજની રહે દ્રગની આગળે જો;
તેવું સૂખ નહિ ચક્રવર્તી પદ મળે જો, દ્રષ્ટી.
અવસ્તા મુગ્ધપણા તણી અનુપ છે અતી જો,
તેમાં કાંતિ કનક વર્ણી ઘણી શોભતી જો; દ્રષ્ટી.

ઘોર ઘટા જેવી છટા સરસ કેશની જો,
ભમે ભ્રમરે સૌતા લહરે વાસ ભેશની જો. દ્રષ્ટી.
વિશાળ ભાળ ઉપર લાલ ચાંદલો લસે જો;
ધનુશાકાર ભ્રમર દીર્ઘ આંખડી હસે જો; દ્રષ્ટી.
કપોળ ઘાટદારે રક્ત અધર રસ ઠરે જો,
મંદ હાસ્ય સમય દસન માણિક મન હરે જો. દ્રષ્ટી.
લક્ષ્મી ભ્રાતને આકાર ગ્રીવા માનવી જો,
જોડી ચક્રવાક ઉરની ઉપમાં હવી જો; દ્રષ્ટી.
ત્રિવળી યુક્ત ઉદર નરમ સ્પર્ષ સાદરે જો,
યથા અલ્પ કરી ગ્રહણ કરે મન ઠરે જો. દ્રષ્ટી.
પદ્મનાલને પ્રમાણ હસ્ત પેખતાં જો,
સુંદર સ્નેહ વધે નિવિ સ્થાન પેખતાં જો. દ્રષ્ટી.
કદળી સ્થંભ ઉરૂ પ્રાન્ત મધ્ય સારને જો,
મદન પૂર્ણ થઈ વિરામુ કરી પ્રહારને જો; દ્રષ્ટી.
અળતા જેવી પાની પગની રૂડી ઓપતી જો,
ગમન કરતી ધિરે દિસે કરીણી જતી જો. દ્રષ્ટી.
છટા બેસવાની પ્રસન પડે નિખતાં જો,
ઉભી હોય તોય લલિત દિસે તરૂ લતા જો; દ્રષ્ટી.
સ્વરે કોકિલા મયુર ઉર રાચતા જો,
પ્રેમ શરમયુક્ત નયન મીન નાચતાં જો. દ્રષ્ટી.
વસ્ત્ર સુઘડાઈને ચતુરાઈ ભુષણે જો,
ક્રિયા પાક શાક લહે રહિત દુષણે જો; દ્રષ્ટી.
રત્ન તુલ્ય ત્રિયા સમુહ વિષે હાલ છે જો,
જતન કરે જીવન જાણિ ગિરધરલાલ છે જો. દ્રષ્ટી.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રંગપુર સેનાપતીની હવેલી.

**અરવીંદા એકલી ગાયછે.**

મુજ અબળાના આધાર, સ્વામી ઉદાર મને પરહરી;
દુખ આવું તેનો નહિ પાર, કહું કરગરી.

બહુ વાગે પ્રેહના બાણ, જાય મુજ પ્રાણ મ્હેન નહી પડે;
તેથી થાય તંનની હાણ, છાતી તડતડે.
ચંડીથી દુખીયો પ્રાણ, રહે બહુ તાણ, હાડ કડકડે;
રજની અતિ મોટી જાણ, મદન ગડગડે.
આ ગરમ વસ્ત્ર નિરવાણ, આપું એંધાણ, ચિત ચડચડે;
તમવિણ પીઉ ચતુર સુજાણ, આંસુ દડદડે.

ઝુલ.

આંખેથી વેતાં રોજ, નવ ખમાય પ્રેહનો બોજ;
કયારે દેશો સુખમોજ;
વિરહ વેરી કેરી ફોજ,હટાવો તોજ, મળે સુખ ફરી; દુઃખ.
ઉન્હાળો લાગે કાળ, વરસતી ઝાળ તંન સૂકાએ;
પીઉજી લ્યો હવે સંભાળ, બ્હાર સઉ જાએ.
ફળ ફુલનો તાજો ફાલ, આંબોની લાલ, તાજ ખુબ થાએ;
વણમાળી વણસે માલ, પાણી કોણ પાએ.
ગયા બેસી સુંદર ગાલ, હાલ બેહાલ મન મુંઝાએ;
વણ તેલ ઘાલે આ બાલ, ઉતરી જાએ.

ઝુલ.

લડથડતી ચાલું ચાલ, નહિ વેસર ઝાંઝર ઝાલ;
નહિ કાજળ કુમ કુમ લાલ.
પિઉ બીરહ વડું છે સાલ, તેથિ કંગાલ, બની કીંકરી. દુખ.
ચોમાસે લીલું ઘાસ, પીઉ નહિ પાસ, ઉકળી જાઉ;
અછવાયો સૂર્ય પ્રકાશ, તોએ ગભરાઊં.
ઘનઘોર જોઈ આકાશ, રોજ ઉદાસ, એકલી થાઊં.
અલબેલા વણ કો પાસ, ગીતડાં ગાઊં.
રજનીમાં ચમકી ત્રાસ, વીજથી ખાસ, પામી પછડાઊં;
હોય નાથ નજીક સુખરાસ હાસ કહિ દબાઊં.

ઝુલ.

ઘન ગરજનથી આવાસ, કકડી પડસે તો કાશ;
એલીલા શ્રી અવીનાશ,
રહુ સ્વામી વિણ ઉદાસ, ફીકી જ્યમ છાશ, ગઈ ઉતરી. દુખ.

થવા આવ્યા મહીના બાર, ગયા તે પાર, હૈયાના હારે;
નથી સજતી તન સણગાર, વ્રેહ દુખ મારે.
ટકી રહ્યા પ્રાણ નિરધારે, પત્ર બ્યવહાર, પીઉ સુખકારે;
માનું પ્રભુનો આભાર, એજ બહુ ભારે.
હવે તો પ્યારા ભરતાર, કરવી નહી વાર આવીહું સારે;
સંયોગ સૂખનો બ્હાર, લઇએ દિલદારે.

ઝુલ.

જેવી હું નાની નાર, તેવા સુંદર ભરતાર, રૂપ ગુણના પીઉ ભંડાર;
પેરાવું ગુલાબી હાર, બની તૈયાર, રમી સંગે રહું ઠરી. ૪

## વિયોગ.

### રેખતો.

દમે છે કેમ તૂં પાપી, દુખો દિનદિન બહુ આપી,
જરીજરી કાળજાૂં કાપી; રૂંએ રૂંએ રહ્યો બ્યાપી. દમે.
બગાડયૂં શૂં કહે તારૂં, કર્યું છે બંધ તે બારૂં;
સરસ સંયોગનૂં સારૂં, પ્હાડને મધ્યમાં થાપી; દમે.
વિંછી સમવેદના થાએ, શરીરમાં લાગી છે લ્હાએ;
પ્રિતમ વિણ કો સુધા પાએ, વદન વીશે અધર આપી; દમે.
તિખાં છે તીર બહુ તારાં, અવયવ વીંધીને ધારાં;
અરે પાહેછ દુખકારા, દયા કર્ઈ લાવ઼ઓ પાપી; દમે.
તર્ફડે તંન મન તાવે, મિઠા ભોજન નહિ ભાવે;
ક્ષણે ક્ષણે યાદ બહુ આવે, છબી પ્યારી દ્રગે છાપી. દમે.
નથી દિન રેનમા ક્યારે, અરે રે મ્હેન તલ ભારે;
મુખે પ્રિય નામ પોકારે, દશે દિશ રેયછે ટાંપી; દમે.
સુખાસન શૂળી સમ ભાસે, અંગમાં ગોખરૂ ધાસે;
રહ્યો જીવ પ્રીયની આશે, ગયો હત નહિ તો રહ્યા માપી. દમે.
ખબર છે દર્દની સારી, નામ આરામ વિસારી;
રદયમાં પ્રીયને ધારી, રહેછે હાય આ લાપી. દમે.
પલક નહી આંખની મારે, પ્રીયને નિર્ખવૂં ધારે;
પ્રગટ મળશે કહે ક્યારે, શીશ વીયોગનું કાપી; દમે.

કોને નહિ વાત કંઈ કેવી, ન કોઇની સાંભળી લેવી;
ગર્ક થઈ પ્રીયમાં એવી, વ્યથા સર્વાંગ રહિ વ્યાપી; દમે.
ગતી થઈ આવી વીયોગે, જશે જીવ એનો એ રોગે;
બને ગિરધર જો સંયોગે, પ્રિતમે જીંદગી આપી; દમે.

પદ.

(ધીરાના પદને રાગે.)

ધરૂંછું ધ્યાન તારૂં રે, આઠે તો પ્હોર અલબેલા;
જીવન તૂં છે મારૂં રે, લલિત લાડસ ઘેલા.
પ્રેમામૃતનું પાન કરાવી, આપ્યું માન અપાર;
ગાન તાન ગુલતાન કરીને, પાન બીડાં ફુલ હાર;
કંઠમાં આરોપી રે, કુતૂહળ કીધેલાં. ધરૂંછું.
બેલડીએ વળગીને રમતાં, જોતાં દરપણ માંય;
વિધિએ સુંદર જોડ મળવી, કેતાં પ્રસન મન થાય;
નયન નીચાં રાખી રે, દસન મણિ દરશેલાં. ધરૂંછું.
મીઠાઈ મેવા પાહવી પ્રેમે, નિરખી રે હરખાઈ;
દહીં દુધ ને બ્હાને મળતાં, દિવ્ય સુખની ઘટા છાંઈ.
ધાઈ કર ગ્રહીને રે, આનંદાશ્રૂ તો લુછેલાં; ધરૂંછું.
એવું અપૂર્વ સુખ આપીને, જઈ બેઠા મધુપૂર.
બે બોલ સંદેશાના નથી, કેવાડતા થયા ક્રૂર;
ગિરધરલાલ કહેછે રે, એવા નહીં જાણ્યા પેહેલા. ધરૂંછું.

ગરબી.

પ્રાણપતી વિણ પ્રાણ આ પળશે તનથી,
કારણ ઠરતો નથી એકે પળવાર જો;
મનમોહન મૂકીને મૂજને કયાં ગયા,
આમ થશે એમ નોતૂં મન લગાર જો. પ્રાણ.
અહેતી હતી હું આજ સુધી પિઊ,
પણ જોબનિયે કીધી છે સૂજાણ જો;
વ્હાલાના વિયોગે વ્યાકુળ બહુ બની,
રજનીને દિન મનમથ મારે બાણ જો. પ્રાણ.

જોબનરૂપી ચંદ્રે તન રૂપી નિશા,
રમણ્ય કીધી આપી પૂર્ણ પ્રકાશ જો;
તેનું સુખ લઇને શોભવવા સંગથી,
રંગીલા નથી આજે મારી પાસ જો. પ્રાણ.
મંદ મંદ મારૂતની લ્હેરો લાગતી,
વજ્રપાત જેવી વ્હાલા વિણ તંન જો;
પાન પુષ્પ પરિયંક તથા પ્રીમળ વળી,
પાતળીયા વિણ દેહ કરે દહંન જો. પ્રાણ.
રૂતુ રૂતુના ભિન્ન ભિન્ન જે રંગ તે,
રૂચે નહિ અનંગની બળતી આગ જો;
આંખડલી અલબેલાને જોવા ઉડે,
આંગણીએ બેસી ઉરાડું કાગ જો. પ્રાણ.
સરખી વયની સખીઓને જોઇ રહું,
હરતી ફરતી કરતી કૈંએક તોડ જો;
સમય સમયના સજીને શુભ શૃંગાર તે,
સ્વામી સમાગમ સુખ લઈ પુરે કોડ જો. પ્રાણ.
ચિતભ્રમ જેવી ઉભી હઉં ત્યાંથી પડું,
જેવી અમળાઈ પડતી નાગરવેલ જો;
બેશુધ એમ પડિ રેવું સમજુ ભલૂં,
પણ સાવધ કરેછે દી ઉઠેલ જો. પ્રાણ.
સૌથી મોટું દુખ છે સ્વામી વ્રેહનૂં,
અજબ થાઉં સહુ વિધવા કેવી પેર જો;
પળ પળ વારે મદન નાગ ડસતો રહે,
કેમ વળે કળ થયે કાળો કહેર જો. પ્રાણ.
સિર તણા છેદનહારાને પણ પ્રભૂ,
દેતો નહીં કદી સ્વામી વિયોગનુ દુઃખ જો;
અંગ રંગને વેશ સરસ ટળી જાયછે,
ગમે ન કોઇને જોવું તેનું મૂખ જો. પ્રાણ.
રસિયા છેલ કુંવર પ્યારા મુજ પ્રાણથી,
ફરી શું મુજને મળશો આ ભવ માંય જો;

મળવાની આશાએ જીવતી માનજો,
આશ ભંગ થયે પ્રાણ નિસંશય જાય જો. પ્રાણ.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ પ્રધાનની હવેલી.

#### ચંદ્રમયૂખ અને તેની સ્ત્રી.

(કમળાક્ષી પોતાનો પતી આવ્યો તેને કહેછે.)

રાગ પંચમ.

અસુરા શું આવ્યા રે, છબીલાજી એટલા રે;
કોને કઈ મળીતી નાર ચતૂર;
જેણીયે જગાડ્યા રે, જીવન આખી જામની રે,
રમાડ્યા રંગે કરી ચકચૂર. અસુરા. ૧
નીદ્રા ભર્યા નેણાં રે, આંજણ ગાલે લાગિયૂં રે,
સુવાસી શરીર સુંદર શ્યામ;
અડશો નહિ અલબેલા રે, જાઓ જાંથી આવિયા રે;
મારે નથી તમારૂં રે કામ. અસુરા. ૨
વચન ભલું પાળ્યું રે, ઠગ આજે ઓળખ્યા રે;
વારૂ હવે રાખિશ હું વિશ્વાશ;
બેસારીને રાખી રે, વાટ જોતી મૂજને રે,
કહુંછું બેસશો નહી મારી પાસ. અસુરા. ૩
મિઠું મિઠું બોલી રે, કોમળ કાળજ કાપિયું રે;
મોહનજી મુકોનિ મારો ખ્યાલ;
ફોગટ ખોટી થાશો રે, હવે કંઈ નહી વળે રે,
શોધો જઈ શોકને ગીરધરલાલ. અસુરા. ૪

પદ બીજૂં.

રીસ નથી રેતી રે, રસીયા વાલમા રે,
ડસિયા છો ઠેઠ રદય મોજાર;

વસીકરણ વિદ્યા રે, વાલા તમ વેણમાં રે;
નેણ તમારે મોહી ચાતુર નાર. રીશ. ૧
મુખડું મનોહર રે, સ્પર્શે સુખ ઉપજે રે;
કોડીલા હવે કેમ કરોછો વાર;
પાન બીડી આપું રે, પાતળીઆજી પ્રીતથી રે;
ખાતાં ઊંઘ ઉડી જશે આ વાર. રીશ. ૨
કોતો પગ ચાંપુ રે, થાક્યા હશો નાથજી રે,
કોતો વીંઝણે ઢોળું વાય,
પ્રાણથી છો પ્યારા રે, સુંદર વર છેલડા રે;
સંગે રેતાં મનડું નાજ ધરાય. રીશ. ૩
તન મન હાર્યાં રે, ધન ધન પ્રીતમા રે,
લાવો લુછૂં કુમકુમ ગાલ,
મન એવું થાય રે, નિશદિન રહું સોડમાં રે,
રૂપાળા રંગીલા ગીરધલાલ. રીશ. ૪

પદ ત્રીજૂં.

હવે નહી જાશા રે, સોકલડીના ઘરિય રે;
વાલી જો હશે હું મારાજ,
બીજી બધી વાતે રે, સુખ છે શામળા રે;
તેને બોલાવો તેટલી દાઝ. હવે. ૧
રતનને મુકી રે, પેરોછો કાચને રે;
શીખામણ દેતાં હું આવી વાજ;
માનો કહ્યું મારૂં રે, મરમાળા માવજી રે,
તમને લેશ નથી મન લાજ. હવે. ૨
એવું તે શું દીઠું રે, મીઠું તેની પ્રીતમા રે,
કે મળ્યા વીના ચાલે નાજ,
અહીં તો આવોછો રે, મધ રાતે થાકિને રે,
મારા સમ શોકને કરો તાજ, હવે. ૩
દુધનો કટોરો રે, વીસર્યા વાતમા રે,
એવું ટળજો સોકલડીનું સાલ;

રસિયાજી બેસો રે, પિતાંબર પેરિને રે;
પ્રિતે દુધ પાઉં ગીરધરલાલ. હવે. ૪

## ચંદ્રમયૂખ ગાયછે.

### રેખતો. (એકાંત.)

અહા એકાંત ખુબી તારી, શકાએ કેમ વિસતારી;
રસિક પ્રેમાને બહુ પ્યારી, અહોનિશ ઝંખના તારી. અહા.
રહા નિત જોયછે પ્રીતે, મળે તું તો ઠરે ચીતે;
છબીલી સંગ રંગ રીતે, ઉમંગથી વાત થાય પ્યારી. અહા.
રૂડું તવ રાજ જવ રાજે, પ્રિયા પ્રિય સંગમાં છાજે;
મળે ભેટે હસે લાજે, જુએ મુખ પ્રેમથી ધારી. અહા.
નરમ કર પ્યારીના ગ્રહીને, પ્રિતમ પ્રેમ વારતા કહીને;
અધર રસ સ્વાદને લઇને, બધા ભવની દે વીસારી. અહા.
પ્રિયા લટ કેશની કાળી, કહે પ્રિય લાંબી સુંવાળી,
ગમે કેવી સુગંધ વાળી, ન્યાળી રહુંછું છટા તારી. અહા.
ઘટા થઈ પ્રેમની ઘાડી, ખીલી જોબનની વાડી,
ફળો કુચરૂપી ઉપાડી, મઝા લુંટે પ્રીતમ પ્યારી. અહા.
કટી કરમાં ગ્રહી રંગે, ફરે પ્રિય પ્યારી ઉમંગે;
સ્પર્શથી જાગે અનંગે, ભાગે પ્રિય કરતી કિલકારી. અહા.
પ્રિતમ તદબીરે સમજાવે, પ્રિયા ઉછંગ જો આવે;
કરૂં જેમ તુજ ફરમાવે, રહું મરજી મુજબ તારી. અહા.
હસીને મંદ ચંદ મુખી, ગળે વળગી કરે સુખી;
કહે કરશો ના પ્રિય દુખી, ભુખીછું પ્રેમની ભારી. અહા.
ભરી અંક પરિયંકે લીધી, રમત ગમતી ઘણી કીધી;
દસનની દાબડી દીધી, પીધી વિલાસ ભરી ઝારી. અહા.
રીઝ્યા મન છેલ છબીલી, એવી એકાંત રંગીલી;
તને અમ સારૂ સરજેલી, ખરે એમ કેહેછે ગિરધારી. અહા.

## પ્યારીની આંખ.

અલૌકિક છે છટા તારી, સુધા ભરિ જેમ હોય ઝારી
સ્હેજે મન મોદ ભરનારી, પ્રિયાની આંખડી પ્યારી. અ.

પ્રથમ પ્રેમ દ્વારની કૂંચી, ગણી તુજમાં કળા ઊંચી;
રહે પેહેલી રદય ખૂંચી, પછી સુખ મોજ દેનારી. અ.
ઉઘાડે તૂંજ ઘર પ્રેમી, બનાવે તુજ બહુ વ્હેમી;
કરે વળી તુ ખબર ક્ષેમી, રસિક જન જાય બલિહારી. અ.
પ્રવેશે જે સમય રંગે, લહે અપૂર્વ ઉમંગે;
આતુરતા ઉપજે અંગે, જુએ રચના તુંથી ન્યારી. અ.
નવા નવા રંગની લ્હેરે, પ્રિયા પ્રિતમનું મન ઘેરે;
છવાય આનંદ તત્ર ન્હેરે, ખુબી એ છે બધી તારી. અ.
અહા દ્રગ દિવ્ય સુખદાઇ, અખંડ તુંથી રે સંધાઈ;
મઝા આશકને તે માંહી, મળેછે માનની ભારી. અ.
થતી રેહ્ય નેનથી વાતો, ન બીજુ ન્હેન જીત્ર ન્હાતો;
બને રસ રંગથી માતો, લહુ ન્યમ પામ્યો સરદારી. અ.
તૃષિત ઠરે જેમ જળ પામ્એ, તપ્ત તન લીમની છાંએ;
ઠરે પ્રિય ચિત્ત તુજ માંએ, લહેજત એવી છે તારી, અ.
નિશા ઘનઘોરને જુએ, વિના અંધકાર કશુંએ;
સુજે નહીં તેમ જવ તૂંને, જુએ દ વિશ્વ વિસારી. અ.
અગણિત બ્રહ્માંડ ઇશ ધારે, કનીકીકા ઉપર સારે;
યથા પ્રેમ સૌખ્ય સંસારે, પ્રિયાની આંખ રહી ધારી. અ.
અમૃત અરવિંદથી રૂડી, ચંદ્ર વાહન ગતી ઉડી,
માશુક મનની ભની જુંડી, ગિરધરને સૂચવે પ્યારી. અ.

## સ્પર્શ

અહા શી સૂખની હેલી, ઉમંગ રંગ રેય છે રેલી;
અડેથી પ્યારી અલબેલી, પુરો આનંદ રહે ફેલી. અહા.
ગુલાબી ફુલ ઓછાડે, કદી જન હાથ અરકાડે;
પછી તે કેમ કરી છાંડે, ન તૃપ્તી થાય બહુ ખેલી. અહા.
ચિનાઈ રેશમની નરમાઈ, મનોહર તેવી સુખદાઈ;
ખુબી પ્યારીના તન માંઈ, જુવાનીએ છે મૂકેલી. અહા.
કટોરી ઓપી રૂપેરી, રહીએ કર તે ઉપર ફેરી;
સફાઈ તેમ તેજીને હેરી, કરે હોંસે પ્રિતમ કેલી. અહા.

શરિર ખુશબોઇનો બ્હારે, મગજ તર થાયછે ભારે;
કરે મુખ સ્પર્શને જ્યારે, પ્રિયા હોય પાસ બેઠેલી. અહા.
સ્વભાવે તંન સૂવાસી, પ્રસન મન થાય ઉલ્હાસી;
પરમ છે સ્પર્શ સુખરાશી, પ્રિયા જવ હોય વળગેલી. અહા.
કમળ તન વાસની સાથે, ભર્યું મોગરેલ છે માથે;
અતર હીનાનું ઘસિ હાથે, રસિક મળવાને આવેલી. અહા.
વસંતે બાગ જ્યમ રાજે, પ્રિયા સંગે પ્રિતમ છાજે;
ઉર આનંદ ઘન ગાજે, પ્રિતમ મજનું પ્રિયા લેલી. અહા.
શિખી ઘનની ઘટા જોઇ, રિજેછે પૂર્ણ મન મ્હોઈ;
પ્રફુલિત ચિત્તથી સ્હોઈ, દિપે પ્રિય પ્યારી પકડેલી. અહા.
મયંક જ્યમ પૂર્ણીમા કેરો, નક્ષત્રે શોભતો ઘેર્યો;
યથા વિધી સૌખ્યની લ્હેરો, સ્પર્શ પ્યારીને ઉછળેલી. અહા.
સ્વાતીના વારીને સ્પર્શે, ચાતકનું ચિત્ત જ્યમ હર્શે;
પુરો આનંદ પ્રિય દર્શે, પ્રિયા ગિરધારિ લપટેલી. અહા.

## મુખ.

સુધાકરથી સરસ લાગે, નથી કઈ ઓજ તુજ આગે;
ગુણો લખી ઉપજે રાગે, ભર્યું સૌંદર્ય અથાગે. સુ.
ચંદ્ર જેમ વર્તુળાકારે, દિપે તે રીત તુજ બ્હારે;
પ્રકાશે પૂર્ણ સુખકારે, અમૃત વરસાવતું લાગે. સુ.
નિશા રળિયામણી હોએ, શૃષ્ટી ઉછરંગથી સ્હોએ;
યથા વિધી મૂખથી મ્હોએ, મનોવૃતી રસિક જાગે. સુ.
કમળ રંગ છાજતો તારો, સુખદ અતિ લાગતો સારો;
સુભગ સ્વચ્છ પ્રીયને પ્યારો, નિરીક્ષણ નીત્ય દ્રગમાંગે. સુ.
અનૂભવે સ્પર્શ કુમળાઈ, હાસ્યથી હર્ષની માંઈ;
રેહે ચકચુર લપટાઈ, પ્રીતમ માની લે બડભાગે. સુ.
તરેવાર પ્રેમના બંગો, સમય શોભે તેવા રંગો;
ખિલે તારા ઉપર ઢંગો, કરૂણા ક્રોધ અનુરાગે. સુ.
અવયઅવ છે બીજાં સારા, પરંતૂ હેઠ સહુ તારા;
ખુબી તારીએ સહુ માર્યા, મદન શર તૂજથી વાગે. સુ.

તુંથી બીજાને મન જાણે, કદી આવણું તું આણે;
પ્રીયાને પ્રીય નવ માને, ભુંડીને પ્યારીને ત્યાગે. સુ.
પ્યારી મુખ તારી બલિહારી, ભરી સૌંદર્યથી ભારી;
રસિક મન મોહની પ્યારી, વારી વારી સુખ સૌભાગ્યે. સ.
સુધાપાન તૂંજ પિવરાવે, મધુરે વાણી તું સંભળાવે;
ઉમંગ આનંદ ઉભરાવે, વદન વીસરાવે વૈરાગે. સુ.
પ્યારી રાજ્યાસને માનું, તને તેનો મંત્રી પરમાણું;
સત્તા તારી પ્રબળ જાણું, ગુલાબી ફુલ પ્રિય લાગે. સુ.

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—દેશાઇનું ઘર.

(દેસાઇની દીકરી ને કસ્તુરી.)

### ગજલ.

સખી કષ્ટ તારૂં હું જાણું સહૂ, સિક્ષા માન મારી તો તુજને કહૂં;
શરીર માનવી નાશ પળમાં બને, તેમાં પણ સુખ સહુ રહ્યું જોબને.
વળી ઘરમાં સંબંધ છે જુજવા, પીતા ભ્રાત સુત આદી બહુ લેખવા;
તે સઘળામા સ્વામી છે સર્વોપરી, તેમજ છે પુરૂષને વરી સુંદરી.
વિધીએ લીલા વિશ્વની જે કરી, ચમત્કાર નાના પ્રકારે ભરી;
નથી વર વધુ રૂપ ગુણે સારખા, રસિક અરસીક ને ચતુર મૂરખા.
નાના મોટી રૂપ કરૂપી વરે, પછી જન્મ આખો તે દુખથી ભરે;
તને રૂપ પદ્મની જેવું દીધૂં, વળી યોવને હેમ કુંદન કીધું.
ચતૂરાઈ સમજણ સારી ઘણી, મળ્યોછે તને બાળ મૂરખ ધણી;
હજી પ્રીતી પંથે તુ ચાલી નથી, તથાપી હવે રેવી ઝાલી નથી.
જવાની વિવેક ન જાણે કરી, પ્રીતી જેની જ્યાં ત્યાં કરે બાવરી;
પ્રીતી કરતાં પાત્ર પ્રથમ જોઇને, મળે યોગ્ય પાત્ર રેવું સ્નેહાઇને.
કુલિન જ્ઞાની રૂપે રસીક હોય જે, જગતમાં પ્રતિષ્ટા વિષે રહોય જે;
એવા જોડે પ્રીતી જો કરશે ખરી, વિષય સૂખ ભોગવી રેશે ઠરી.

આ વાત ઉપર ખ્યાલ સુણજે અલી, ઘણી છે વિકટ પ્રેમકેરી ગલી;
શરીર ધારી જે જે જુએ તું જગે, પ્રેમે વાસ કીધો તે સઉની રગે.

## લાવણી.

અજ્ઞાન કદી રૂપવાન હોય પણ ધ્યાન નહીં તે પર દેવું;
આટામાં લુણ જેવી ગતી નુકસાન ઝંખના નહિ લેવું.
રંગ આકૃતી ઉમર છટા એ બહાર તણા છે દેખાવો;
તે ઉપર લલચાયાથી પછિ પડેછ કરવો પસતાવો.
ઉપરની સુંદરતા સાથે અંતર સમજણ સરખાવો;
અરસિક મૂર્ખ જણાય કદી તો નીકટ નહિ તેની જાવો.
ઉપલી ખુબસુરતીને લીધે કષ્ટ પડ્યું છે બહુ સ્હેવું; આ.
ભૂલ ભામની કેરી ભારી વિચારી જોતાં સમજાએ,
સ્પષ્ટ રીતે કરૂં ટીકા તેની જો સમજે સ્ત્રી મન માંહે.
જે યુવતીને દૈવ યોગથી મળી હોય તન શોભાએ,
ગમન વચન દરશન વળી જેનાં મનમોહન અતિ કેવાએ.
તેમ છતાં મન તેનું જો કદી કઠિણ હોય પથ્થર જેવું. આ.
કઠિણ રદયનું મનુષ્ય નિશ્ચય પ્રીત રીતને નહિ જાણે,
રસવાળી વસ્તુને વાતો વિના અર્થની પરમાણે;
શૌર્ય તેમ ઔદાર્ય નમ્રતા દયા પક્ષ તે નવ તાણે,
ગાન તાનને વાદ્ય શ્રવણ ઉર ભેદ તેનું વ્યમ બાણે.
અરસિક એવા જનને પોબીઘરનું શ્વાન નિશ્ચય કેવું. આ.
પાષાણ રદયનું મૂર્ખપણું છે ઘણું કરી પ્રીતી અંદર,
ઉદાહરણ આપી દરશાવું પ્રસંગ એવો અતિ સુંદર;
યોવનવતી રતિ જેવી સાથે પડ્યો પરીચયમાં કોઇ નર,
દરશનથી મન તેનું મોહ્યું વારી જાય પ્યારી ઉપર;
પુરૂષ ચિતનું વળણ લહીને ગ્રહ્યું મૌન સ્ત્રીએ એવું. આ.
આવું મૂર્ખપણું એક રીતે ક્રૂરપણું નિવડે જોતાં,
જેની અસરથી જગમાં કૈંએક પ્રેમી જન સ્વર્ગે પોતા;
ઘોર પાપ એ તેને શીર જેને મળવા માટે રોતા,
ગયા કષ્ટ નાના વિધ વેઠી પ્રિય મિલાપ આશા સોતા.

ગિરધરલાલ કહે મળવું કે નહીતો ના મુખથી કેવું;
આટામાં લુણ જેવી ગતી નુકસાન ઝંખના નહીં લેવું. ૧

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—દેશાઇની વાડી.

**અંબા અને માધવલાલ.**

(અંબા ગાયછે.)

**શાખીની ગરબી.**

પ્રેમ જુઓની ચતૂર, પ્રીતમ મારો પ્રેમ જુઓની.
કેમ રહો હુંથી દુર, પ્રિતમ મારો પ્રેમ જુઓની;
ચિતડું થયું ચકચૂર, પ્રીતમ મારો પ્રેમ જુઓની. ટેક.
શકતી અદભુત પ્રેમની, દીઠી જગ મોઝાર;
યથામતી તેનો કરે, કવિ ગિર્ધર વિસ્તાર, પ્રીતમ. ૧
પ્રેમ શબ્દના અર્થનું, હશે સર્વને ભાન;
તદપિ વ્યાખ્યા અહીં કરૂં, જેવું ગિર્ધર ગ્નાન, પ્રીતમ. ૨
નરે નારીના ચિત્તમાં, સહજે ઉદ્ભવ થાય;
અન્યોઅન્ય મિલાપની, વૃતી પ્રેમ કેવાય, પ્રીતમ. ૩
એ વૃત્તી ઉઠવા તણા, સાધન યુગ્મ પ્રમાણ;
શ્રવણ રૂપ ગુણ એકને, દરશન બીજું જાણ, પ્રીતમ. ૪
દમયંતા ને રૂકમીણી, પૂર્વ કાળની માંય;
થઇ ગઇ ઉત્તમ જેમણે, સાંભળી પ્રીય કથાય, પ્રીતમ. ૫
તેજ સમયથી મન વિષે, પ્રગટ થયો શુભ પ્રેમ;
બુદ્દી જેમ બિલોરની, ટળે ન ક્યારે કેમ, પ્રીતમ. ૬
દરશન અરજુનનું કરી, ઉરવશીને મન પ્રેમ;
પ્રગટ્યો એવો પૂર્ણ તે, વરણન થાયે કેમ, પ્રીતમ. ૭
જે પળથી એવી રીતે, પ્રેમાધિન જન થાય;
કળ તેને પ્રિયના વિના, વળે ન ક્યારે ક્યાંય, પ્રીતમ. ૮

લોક લાજ ઘર કાજની, નાજ રહે ગમ લેશ;
જો પ્રિય હોય ન પાસમાં, ઉપજે અંતર કલેશ, પ્રીતમ. ૯
અશન વસન રૂચે નહીં, વિસરે વિભુનું ધ્યાન;
પ્રીય પ્રાણીના રૂપમાં, વૃત્તી લીન નિદાન, પ્રીતમ. ૧૦
પ્રેમવાળી વસ્તુ તણો, કરે મન વેપાર;
પ્રાણતણી પરવા તજે, પ્રિયનો રહે વિચાર, પ્રીતમ. ૧૧
આવો પ્રેમ લહે નહિ, સઘળાં નર ને નાર;
પાંચ હશે સત એકમાં, ગીરધર પ્રેમી સાર. પ્રીતમ. ૧૨

## (માધવલાલ ગાયછે.)

### વસંતતિલિકા.

આનંદ ચિત્ત પ્રગટ્યો પ્રિય પ્રીત જાણી,
ઈચ્છે સમાગમ થવા સુણવા સુવાણી;
સુલક્ષણો સુરૂપ દ્રષ્ટિથી દુર તોએ,
ક્યારે મળી હરખથી પ્રિય સંગ સોહીએ. ૧
જેવી રિતે સુનયના તુજ મન દોડે,
મારૂં અહેછ ચરચા ત્યમ તારિ જોડે;
તારા સ્વરૂપ ગુણના નિત તર્ક કેવા,
પ્યારી કરૂંછ સુણજે ગમતાજ જેવા. ૨
ગોરી વયે વિસની પાતળિ અપ્સરા શી,
વેણી અહીવત છૂટી અતિ કાળિ ખાશી;
વીશાળ ભાળ પર ચાંદલિઓ વિરાજે,
વાંકી ભ્રકુટિ જ્યમ ખેંચિ કમાન રાજે. ૩
ચક્ષુનિ જોડિ મૃગ જેવિ રૂડી મજાની,
અંબુ સમાન યુગ ગાલ છટાજ માની;
બિંબાધરા પ્રિયકરા સુર સુંદરી તૂં,
શોભા ઉરે કળશ અમૃતથી ભરી તૂં. ૪
નાભી ઊંડી ઉદર ત્રીવળી યુક્ત સારૂં,
સ્તંભાકૃતી કદળી યુગ્મ ઉરૂ વિચારૂં;
ઘાટે સહીત પદ પાનિ રતાસ રાજે,
વાણી મધુર ગમને કરિણી વિરાજે. ૫

પ્રેમી પ્રવીણ રસ રંગ અનંગ લીલ,
વાડી વસંત મહિ તેવિ પિઉશું ખીલ;
જાણે સજી વસન સ્વચ્છ સુવાસ ઝીલ,
ક્રીડા કલોલ રત હાસ્યવતી અસીલ. ૬
ધારે ન ધંન સમ અન્ય જગ વસ્તુ કોઈ,
પ્યારે પ્રિયા પ્રિયપરે નિત રેય મ્હોઈ;
અંકે નિશંક પ્રિયને રહિ લાડ ઘેલી,
વાતે વિનોદ ઉપજાવતિ રંગ રેલી. ૭
કંઠે ધરી કર સકોમળ સંગ મ્હાલે,
ઉભી રહી વદન જોતિ વિશેષ વ્હાલે;
બેસે સમીપ બનિને અલબેલી કેવી,
ઈચ્છા સખી ગિરિધરે ઉર ધારિ એવી. ૮

## ગરબી.

અલબેલી રે, અરવિંદાનન તારૂં, છે પ્રેમ પ્રગટ કરનારૂં.
કટી અડતી રે, કેશ લટો લખી કાળી, વૃતી વળે ન કેમે વાળી.
ખરી ભાળે રે, કાંતિ સુધાકરવાળી, વાંકી ભ્રકુટી છે મરમાળી;
ગતી નયનની ગજબ ભરેલી, ઘણી પ્રેમની રચના ઠરેલી,
ચપળા સમ રે, સ્વરૂપ ચમકવું તારૂં, છે પ્રેમ. ૧
છલબલની રે, તલવારે તન કાપે, પ્રેમ દાન તું કેમ ન આપે;
જગ મ્હોના રે, મુખ ગુલાબી ખાપે, નથી રેતું સૌખ્યનું માપે.
ઝટ જોગ બને સુખકારી, ટળે વ્યથા મદનની ભારી;
ઠમકાનું રે, ગમન ગ્હેન હરનારૂં, છે પ્રેમ. ૨
ડરનીતો રે, પરવા કર નહીં પ્યારી, ધર હીમ્મત ઈચ્છને ધારી;
ઢળકતી રે, છટા નિતમ્બની સારી, જોઈ રહે રસિક વિહારી.
તન કંચન કાંતી કેવી, થતી પ્રીતીએ ઝીતી લેવી;
દર તાસે રે, દરસન તારૂં વિચારૂં, છે પ્રેમ. ૩
ધરવાની રે, અંકે નાજુકડી લેલી, ઉર આતુરતા રહી ફેલી;
નવ યોવન રે, કળી ગુલાબ ખીલવી, કરવાદે ગ્રહણ અલબેલી.
પટ ભૂષણ ઠાઠ બનાવી, ફરી ફરીને લટક બતાવી;
બધી રીતે રે, રતી સુખદ અતિ સારૂં. છે પ્રેમ. ૪

ભરતીનો રે, હોય સપાટો જેવો, ગણુ વેગ મદનનો એવો;
મન મોહની રે, પ્રેમનો લ્હાવો લેવો, ફરી યોગ ન આવે એવો.
યત્ન મારા તરફથી થાએ, રસ જામે જો તું રીઝાએ;
લટકાળી રે, લગન લાગ્યું છે તારૂં. છે પ્રેમ. ૫
વન વાડી રે, પુષ્પ કળીથી ભરેલી, પણ જે મન આણીને ઠરેલી
શર્કરાની રે, ખુબી તેમાંજ ધરેલી, ભ્રમરાને સુખ પ્રસરેલી.
સમશામાં સમજી લેજે, હવે પ્રેમદાન ઝટ દેજે;
ક્ષણ વારે રે, વાર ન કરવી વારૂં. છે પ્રેમ. ૬

ગઝલ.

કહું છું પ્રિયા પ્રેમની વાતડી, ઠરેછે તને જોઇને છાતડી;
વિનંતી કરૂં ના કરિશ ઘાતડી, રેજે જેવી તુંછે ઉંચી જાતડી.
મળેછે દિવસમાં તુંથી આંખડી, પરંતુ નથી જાતી મુજ રાતડી.
પ્રિયા તુંને તારી સરખી રીતડી, પેહેલી પુરી શુદ્ધ નથી પ્રીતડી.
પરસ્પર સમાગમની જે ધન ઘડી, સદા કલ્પના તેની ચીતમાં ચડી
પિડાઉં વિરહ દુખ પુરમાં પડી, કહે ગિરધર મળ ઝટ મણીલાલડી

(છોડ ચલા બનજારા.—એ રાગ.)

શશી વદન નિરખતાં તારૂં, મન મોહ્યું છે સુંદર મારૂં.
ઘણી ગંભીર આકૃતી સારી, રૂપ અનુપ નોક છે ન્યારી રે,
દિસે ડાપણ ઉમદા પ્યારૂં, મન મોહ્યું. ૧
શિરે કેશ વાસુકી જાણે, મહીં સુગંધ પુષ્પ પ્રમાણે રે;
ભાળ વિશાળ ચળકે સારૂં, મન મોહ્યું. ૨
શામ ભ્રકુટી કમાનાકારે, મૃગ નેન ભરેલાં પ્યારે રે;
ઠરે પળ તો ધન્ય વિચારૂં, મન મોહ્યું. ૩
ફુલ ગુલાબ શોભા જેવી, છટા ગાલે ગમતી તેવી રે;
વૃત્તી ચુંબન ઉઠતી ચારૂ, મન મોહ્યું. ૪
આંબા શાખ અધર તુજ શોભે, દ્રષ્ટી કરતાં મનડું લોભે રે;
સુખ અધર રસ સંભારૂં, મન મોહ્યું, ૫
કંબુ ગ્રીવા સુંદર કેવી, તેપર હસ્ત ધરી ગ્રહી લેવી રે;
સંગે ફરવું લાગે પ્યારૂં, મન મોહ્યું. ૬

ઉર બીલી યુગ્મ અનૂપે, કર ધારી નીરખું રૂપે રે;
રત્ન કુપને નાજ વિસારૂં, મન મોહ્યું. ૭
પાસે બેસારી પ્રેમની વાતો, સુણી મુદિત ગિરધર થાતો રે;
મળે સુંદર ફરી એમ ધારૂં, મન મોહ્યું. ૮

### લલિતવૃત્ત.

નવિ જુવાનિના, રંગની મઝે, નવિન પ્રીતના અંગને સજે;
પરમ શુદ્ધ તૂં, પ્રીય છે ઘણી, ચમકતી યથા મોહની મણી.
સરલ વૃક્ષશી, પાતળી સીધી, અવયવો દિસે યોગ્યતા નિધી;
લલિત ભાળની, કાંતિ શી બણી, ચમકતી યથા મોહની મણી.
દ્રગ કુરંગની રમ્યતા ભર્યાં, રદય ભેદિને ચિત્તમાં ઠર્યાં;
કમળ શી છટા, ગાલની ઘણી, ચમકતી યથા મોહની મણી.
અધર બિંબથી રંગમાં ચડે, રસ સુધા પિતાં શી મઝા પડે;
મૃદુ મુખે લસે દંતહિરૂણી, ચમકતી યથા મોહની મણી.
બિલિ ફળો ઉરે રાજતાં અતી, કનક ભૂષણો રેય તે પ્રતી;
મૃગ રિપૂ કટી શોભતી ઘણી, ચમકતી યથા મોહની મણી.
ચટક ચૂંદડી ચંચળા તને, સજી કંચુકી, યોગય યોવને;
ટિલડી ભાળમાં જેવિ ચાંદણી, ચમકતી યથા મોહની મણી.
મધુર કંઠથી કાવ્ય વાંચતી, ગમન હસ્તની હોય નાચતી;
મળવું ચાહિ જોતી પિઉ ભણી, ચમકતી યથા મોહની મણી.
રસિક પ્રેમની પત્નિ જો મને, સખિ દિએ પ્રિયા ધાટ કૈં બને;
જીવ સમાન છે ગિર્ધરે ગણી, ચમકતી યથા મોહની મણી. ૮

### ભુજંગી છંદ.

અણી હોય બર્છીનિ બારીક જેવી, કણી હીરલાની દિપે એજ તેવી;
ગણી નેનની શક્તી ને કાંતિ સારી, મણી મૂલ કે'વા નથી શક્તી મારી.
ઘણી ગૌર રંગે ઉમંગે ભરેલી, ફણી શેષ છે કેશ પંક્તી પડેલી;
બણી મૂખ ગૂલાબ સ્વાસ ન્યારી, મણી મૂલ કે'વા નથી શક્તી મારી.
ભણી ભેદ વિદ્યા ચતુરાઈ કેરા, લણી પ્રીતના બીજ લેજે ભલેરાં;
વણી વૃત્તીના તારની દોરિ ભારી, મણી મૂલ કેવા નથી શક્તી મારી.
ચણી પ્રીતની ભીંત ઊંચી અપાર, ધણી પ્રેમી સંગે લુટી લેની બ્હાર;
હણી ભીતિ ભૂંડા તણી હૈં ધારી, મણી મૂલ કેવા નથી શક્તી મારી.

ગુણી તેજ ને ગૂણની ટેક ધારે, ઉણી રે ન ઇચ્છા પછી કોઈ વારે;
પુણી રીતથી પ્રીત જામ્ન ન પ્યારી, મણી મૂલ કેવા નથી શક્તી મારી.
સુણી તેં હશે મોહના છેલ વાત, ધુણી શીશ પ્રેમ ગ્રહે મિત્ર હાથ;
કુણી સૌખ્યની લ્હેર માણે વિચારી, મણી મૂલ કેવા નથી શકતી મારી.
ગણી ના જશે યુક્તિ ગોરીની ગાને, ભણી તારિ રેછે ભલી રીત આને;
હણી વેહ પાપી મઝા આપ પ્યારી, મણી મૂલ કેવા નથી શક્તિ મારી.
ઘણી બ્હાલી લાગે છટા રૂપ તારી, ભણી લક્ષણો તુજ રૌ ધ્યાનધારી;
બની અપ્સરા શી અલૌકીક પ્યારી, મણી મૂલ કેવા નથી શકિત મારી.

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—અરણ્ય.

રામસિંહ, સૂત્રધાર રતીરાજ ને સ્વારો.

રામસિંહઃ— **સાખી.**

કેશરિએ કીધો કહેર નગરમાં, સેનાપતી સુણો વાત;
ત્રણ મનુષને મહીષી જેની, કીધી જોતાં ઘાત.
નાસ ભાગ છે નર નારીની, બાળક કરે ટળગાટ,
અશ્વ સજાવી જઇએ આપણ, કાઢીએ વાઘનો કાટ.

**સુત્રધાર.**

કેશરી પાછળ શૂરવીર એ, સહિત પોતાના સ્વાર;
ચઢી ગયા તે પુરથી બ્હારે, આવ્યા વન મોઝાર.
યોજન બે લગી કેશરી નાઠો, પછી સામો તે થાય;
તલપ કુંવર તેજીપર મારી, નાખ્યા જમીનપર રાય.
લઘુલાઘવી કરી કુંવરે, કીધો ખંજર ઘાય;
ઉદર વાઘનું ચીરી નાખ્યું, પ્રાણ ગયા પળ માંય.
ધન્ય શૂરાતન ભુપ તમારૂં, ધન્ય ક્ષત્રીનો વંશ.
હિંસક ઘાતકો પ્રાણીનો કીધો, આપે સહજે ધ્વંસ.

રતીરાજ ગાયછે.)　　　ગજલ.

શક્તી શૌર્ય ધૈર્ય આવું, નોતૂં જાણ્યું રાય;
કષ્ટ મુક્ત પ્રજા કીધી, મહાન એ મહિમાય.
શ્રમ નિવારણ કરવા સારૂ, પધારો આ પાસ;
તટ સરિતા સમિપ દિસે, વૃક્ષ ઘટા ખાસ.
ગાલિચો બિછાવી તહાં, તુર્ત જે આરામ;
સાથીઓ સહિત કીજે, રાયજી મુકામ.

રામસિંહઃ—

વૃષાની લીલાથી થયલી અસર.

લાવણી.

મનમોહન ઘનની ઘટા સજન આ કાળે,
પ્રીતમ વિન પ્રેમી જનના તન મન બાળે.　　ટેક.
અતિ વિશાળ ઘુમટ શામ રંગનો જોઈ,
સુંદર શિરકેશની સ્મૃતી થયે રે રોઈ.
વન ઉપવન લીલા વૃક્ષ વેલીએ રહોઈ;
દ્રષ્ટે પડતાં કહે અલબેલી ક્યાં ખોઈ.
વિસ્તીર્ણ વાડીની મધ્યે મંદિર કોઈ;
સર્વોપરી શોભા યુક્ત પુરિત ખુશબોઈ,
જ્યાં વિવિધ સુખાસન શૈયાએ મન મ્હોઈ;
સાંભરે પ્રિતમ પળ માંય ઉકળે હડોઈ.
વૈભવ વાહન રસ રંગ કષ્ટ નવ ખાળે;
પ્રીતમ વિન પ્રેમી જનના તન મન બાળે.　　૧
ઘડિ ઘડી વૃષ્ટીની પડતી સુંદર ધારા;
તદપી પ્રિતમ વિન તન અનુભવે અંગારા.
કરે વહન સપાટા સમીરના અતિ સારા;
વિરહી જન લહે દુમ વેનીવત કંપારા.
ફળ ફુલ અને પલ્લવ કોમળ દ્રુમ પ્યારા;
પ્રિય મીત્ર વિના તે સર્વ લાગે અકારા.
ઉપરાઉપરી ઘન શામ ચડે જ્યમ બારા;
જળ ધારા શસ્ત્રના પ્રહાર લહે દુખકારા.

રતનાકર જોરે લ્હેરી લલીત ઉછાળે;
પ્રીતમ વિન પ્રેમી જનના તન મન બાળે. ૨

દિન રજની ભેદનું કારણ સવિતા કહાવે;
દરસન તેનું જ્યમ પ્રિયકરનું તરશાવે.
ચપળા ચમકે ચોતર્ફ રૂપ દરશાવે;
તે જેવી ચંચળ ચતુરા સ્વપ્ને આવે.
દુખ જાગૃત મધ્યે દ્વિગુણ બેહનું થાવે;
મન સિંધુ અંદર તર્ક તરંગ ઉડાવે.
પંચામૃત ભોજન સજન વિના નવ ભાવે;
શોભીતો સરસ પોશાક નહિ હરખાવે.
પ્રિય જુદાઈમાં ગની પક્ષી જેવી જાળે;
પ્રીતમ વિન પ્રેમી જનના તન મન બાળે. ૩

એવિ આતુરતા મળવાની મનમાં થાએ;
તજી લાભ લાજ ત્યાં જવું રહે પ્રિય જ્યાંએ.
સંસાર વિષે સુખ નથી દ્રવ્ય ઘરમાંએ;
નથી રૂપ ગુણ લક્ષણમાં તેમ જરાએ;
ગાડી વાડી વળી ખાન પાન ગીત ગાએ.
પટ ભુષણ પુષ્પે નથી થતાં સુખ દાએ;
નથી સુગંધ સુખકર તેમ શ્રુષ્ટી શોભાએ;
સુખ રહ્યું સર્વદા સત્ય પ્રેમની માંએ.
સુખ પ્રેમ બ્રહ્મ ગણ્યું એક ગરીધરલાલે;
પ્રીતમ વિન પ્રેમી જનના તન મન બાળે. ૪

બીજી.

કેતકી વિના ખટ પદ જ્યમ રેય ઉદાસી;
તુજ વિના મિત્ર આ ચિતનું સૂખ ગયું નાસી. ટેક.

પ્રીત રીતને જાણે લલિત રૂપ રસ રંગી;
નીત આપે સમાગમ સુખ અંગ ઉછરંગી.
પણ નથી એમાંનું કાંઈ તેથી સહુ તંગી;
હું જાણું તારી સમજ નથી બેઢંગી.
અડચણને લીધે દુર રહે તું વિલાસી;
તુંજ વિના મિત્રી આ, ચિતનું સૂખ ગયું નાસી.

ભય અર્થ તને મળવાનો મનમાં લાગે;
ત્યાં સુધી નીત્ય આતુરતા વધતી જાગે.
કદી મુકતીથી એ શબ્દ કહે અનુરાગે;
તો પછી શરમ ડર અંતરથી તુજ ભાગે.
સુરપતી સાથી સમ જીવિત બને સુખરાસી;
તુજ વિના મિત્ર આ ચીતનું સુખ ગયું નાસી.
તુજ જેવા છે પ્રિય મિત્ર અન્ય પણ આજે;
આ નગર વિશે નથી કોઈ તેથી ઉર દાજે.
સુણ દુર સ્નેહીનો સ્નેહ કહું સહસાજે;
કરી વીચાર તેનો ગોઠવજે તુજ કાજે.
સહવાસ યોગ આવોજ થયો સુખરાસી;
તુજ વિના મિત્ર આ ચીતનું સુખ ગયું નાસી.
મુખ એક બીજાનું જોઈ બીજ પ્રીતીનૂં;
થયું અંકુર લાવવા યોગ્ય સરસ સ્થીતીનૂં.
દ્રગ પ્રીય મુખપર રે વરણુન તે રીતીનૂં;
આપેછ સ્મર્ણ તત્કાળ માસ મીતીનું.
દ્રગ ઠર્યા પછી લીધું મુખે નામ તપાસી;
તુજ વિના મીત્ર આ ચીતનું સૂખ ગયું નાસી.
તે પછી પાન સોપારી અન્યને હાથે;
અર્પણ સમયે થઈ વાત પ્રીય સંગાથે.
હસવું મુખ દ્રગનું પુષ્પ ચડાવવાં માથે;
એમ વધતી ગઈ રસ રીત મળ્યા એકાંતે.
નીત લલિત લીલા સુંદર ગીરધર અભ્યાસી;
તુજ વિના મીત્ર આ ચીતનું સુખ ગયું નાસી.

### ગજલ.

અહો દેવ તારી ઉલટી ગતી છે,
વિરહ પ્રિયાનો દુખદ અતી છે.—ટેક.
ગઈ તું વિદેશ વળિશ વ્હેલી ધારી;
ફસી ત્યાં અગર પૂરી અવધ વીતી છે. અહો.

મળે આજ કાલે ધરી આશ એવી;
થઇને નિરાશ તજી મેં ધૃતી છે. અહો.
દિવસ દસ બારે કરી કામ પાછો;
વળી જૈશ જ્યાં મારી પ્યારી રતી છે. અહો.
તને તેમ મને પણ પડ્યું રેવું ઝાઝું;
હવે દુખે દાઝું, ન શાંતી રતી છે. અહો.
કરે આપણ ઉપર નજર ઇશ કૃપાની,
ઠરે મન ગિરધર મળી પ્રેમવતી છે. અહો.

ગરબી.

નથી ઠરતી રે, ચિતવૃતી પળ વારે; થયો નિશ્ચય જ્યારથી પ્યારે.
મન ગમતી રે, વસ્તુ મળે નહિ જેને, દુખ દેહાંત સમ થાય તેને.
ઘર અંદર રે, રેવાય નહીં ઘણું મ્હેને, ઇચ્છે કયારે નીરખુ નેન.

ઝુલ.

જવું ફરવા ગમે નહીં બ્હારે, તેમ પ્રગટ ન કેવાય ક્યારે;
જેમ કુપ છાયા કૂપમાં રે,
એમ જાણીરે, કેમ મળે નહિ પ્યારે; થયો.
પ્રેમ પાશેરે, મનડું લીધું તે ઘેરી, રહું પ્રીતે મુખ તુજ હેરી;
સ્નેહરૂપી રે, પ્યારી ડસ્યો વિંછી ઝેરી, તારે સ્પર્શે ઉતરશે વેરી.

ઝુલ.

માટે મનમોહની ઓ નારે, મારૂં સુખ રહ્યું છે કર તારે;
આવ ઘેર પ્યારી તું મારે.
નહિં હરકત રે, નડશે ત્યાંહ લગારે; થયો.
વિધવિધના રે, વિલાસ કરીશું વ્હાલી, ફુલ હાર ને ગજરા ઘાલી
પાન બીડીરે, બનાવી દેજે આલી, વાતો કરીશું કર દઇ તાળી.

ઝુલ.

મેવા મિઠાઈ પ્રાશન સારે, દુધ ગરમ મસાલાદારે;
તન મ્હેક અતરની મારે,
એવા રૂડા રે, ભોગનો લઇએ બ્હારે; થયો.
લટકાળી રે, બેસને લલિત ઉછંગે, જેવી ઉરવશી પુરૂરવ સંગે;

મૃદુ મુખડું રે, દીપે રતી સુખ રંગે, હર્ષે વ્યાપશે અંગો અંગે.

ઝુલણ.

બીક મુકશે મનથી જ્યારે, ઠીક થશે સમાગમ ત્યારે;
શીખ સુણીને ઉરમાં ઉતારે,
ગીરીધરને રે, તારી આશા છે ભારે, થયો નિશ્ચય જ્યારથી ત્યારે

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—અમરાવતી મંજુલાનો મેહેલ.

મંજુલા રામસીંહ ને કેશરી.

કેસરીઃ— મંજુળાની સ્થીતી.

લાવણી.

શિશિરોપચાર કરવાથી કુંદ કળીઓની મંજરી આકારે;
સ્વેદ બિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બો હારે.
અજબ જેવું તો એછે કે બળવાથી મદનાગ્ની માંહે,
અગ્નીશૌચપટ પેઠે એમ્નુ લાવણ્ય નિર્મળ થતું જાએ;
જાણુંછું સ્ત્રી રદય સ્વભાવે હોયછે યુક્ત મૃદુતાએ,
તદપી જળ મુકતાફળ બને તેમ ઉત્કંઠાથી કઠિન થાએ.
વલ્લભ જનના સંગમ કેરી આશા બળીષ્ટ કેવાએ,
ક્યમકે વેદના સહિને વિહ્વળ થઈ પ્રાણ રે તનમાંએ;
એવી મોટી ઉત્કંઠાનો વરણવતાં નાવે પારે,
સ્વેદ બિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બહુ હારે. ૧
સ્વપ્ન સમય વેદના પ્રાણીની નિશ્ચય સર્વ રેહે જાતી,
તેથી તમે દેખાઓ નિત્ય પણ નજરે તમારી નથી થાતી;
રવિ કિર્ણ એક સહસ્ત્ર થકી પણ કમળ કળી નથી કરમાતી,
તેવિ સ્થીતી એ કુમારી શયને જોતાં જોતાં બદલાતી.
અકરૂણ ને નિષ્કારણ પ્રતીકુળ કુસુમબાણની પીડાથી,
આવી એ વિમળાંગી કેરી વિવિધ ચેષ્ટાઓ દેખાતી;

વરણન તેનું પોગ્ય લહીને આપુછું અહીં વિસતારે,
સ્વેદબિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બહુ હારે. ૨
મદન વેદના સહે કઠિન મન તેમાં આપ વસો માટે,
મૃદુ કુસુમ શય્યાપર સખિના આગ્રહથી સુએ જાતે;
સુતાં પછી સંતાપે પગથી રક્ત અલકતક રસ પાતે,
સરૂધિર કામશર કેરી શંકા કરાવિ મારે ગભરાટે.
તમ સ્મરણ થકી રોમાંચ બને તે જેવો કવચનો તન ઠાઠે,
રાખે જાણે કામ બાણનું કરે નિવારણ તે ઘાટે;
રોમાંચિત સ્તન યુગ ઉપરથી વસ્ત્ર ખસે શ્વાસે જ્યારે,
સ્વેદબિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બહુ હારે. ૩
તે વસ્ત્ર ફરી મુકતાં મુકતાં તમ પાણીગ્રહણની તૃષ્ણાથી,
દિપાવેછે દક્ષિણ કરને કંટક શયન વૃત શોભાથી;
વામ ગાલને વર્જને કરીને કોમળ અંગુળી જડતાથી,
તેસહ પદ્મરાગમણી વલયે રંગાતા ઝળકારાથી.
જ્વલતા મદનાગ્નીમાં બળતા વામ હસ્તને હલાવ્યાથી,
કાળ વ્યતિત એ કરે કુમારી ઠરે નહી સખી સેવાથી;
કર્ણ કુવલય પત્ર વદન પર વ્યજને હાલે બહુ વારે,
સ્વેદબિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બહુ હારે. ૪
તેથી અને દિન રજની ગળતાં અશ્રુના ભયથી દિસે,
ચંચલ એમના લોચન જાણે કરે પલાયન મન રીશે;
ચર્ણ દ્વંદ્વથી રસ કલાપને ત્યમ વિસ્તારી નિતંબ વિશે,
મધ્ય ભાગને ધારી રેછે રદય લહો સંગમ આશે.
રદય વિષે તમને ધારી રેય જીવિત જાણવું કંઠ વિશે,
હાથે ગાલને રે ધારી ને સ્કંધે વેણિને અવશ્યે;
જોવાની ઈચ્છાથી આપને ચહે રદય ફાટે ક્યારે,
સ્વેદ બિંદુની સંતતી કેરી પ્રગટ બનેછે બહુ હારે. ૫

**મનહર છંદ.**

સુગંધી મલય વાયુ, જેવા તમ આગમને,
કન્યકા લતાવનને, પ્રથમ હલાવિયું;
મન ગમે એવા આપ, વસંત સમાને જોઈ;
અશોકની લતા બાલા, મન મદને ગ્રહ્યું;

તેણે અગ્ની રૂપ બની, રવિના ઉદયથી તે,
અસ્ત સુધી સુંદરીના શરીરને છે દહ્યું;
નિશઃબ્દ પ્રેરણા વિના, નિર્ધુમ ભસ્મ રહિત,
મદનાનલે બાલાનું, કઠિણ છે બચવું. ૧
એ અગ્નીની શાંતી સારૂ, પરીજનો ઉરાડે છે;
કોમળ પલ્લવ અને, વ્યજનથી વારિને;
હરી ચંદનનો લેપ, શરીરે લગાવેછે ને,
વાટેલાં મોતીની રજ નાખેછે સુધારિને;
યંત્રમય કલહંસ, પંક્તીઓથી જલ ધારા,
યુક્ત ગ્રહ મધ્ય રાખે, સુંદર કુમારિને;
એમ જલકણિકાઓ, સેવને મદનાનલ,
બ્રાત વિદ્યુતાગ્ની સમો, દહેછે બિચારિને.

મંજુલા.

લાવણી.

ગઈ સુખ વૃતી ચિતની જો લાગી કહિં લગની,
અવસાન લગીરે ધ્યાન ઉઠે નિત અગની.
સ્નેહાકર્ષણથી અંતર જો ખેંચાયૂં,
તો કસાઈને ઘેર જીવડું લ્હો વેચાયું;
ક્ષણ ક્ષણને ખટકે તનનૂં હીર તચાયું,
દિન રેન સ્નેહ શુળીએ ચિત્ત ટંગાયું.
એ દિશા થાય જુઓ જાળે જેવો ખગની,
અવસાન લગીરે ધ્યાન ઉઠે નિત અગની.
સુધ શાન રહે નહિ સાન જાય થઈ ઘેલા,
એક આસ ધરો તે ખરી ખાય હડસેલા;
તીર સ્નેહી ઘાથી ઉતરે રૂધિરના રેલા,
દુખ અંતકાળથી અધિક નથી ઘા સ્હેલા;
જાણો તો ઓળખ કરશો નહિ સ્નેહ ઠગની,
અવસાન લગીરે ધ્યાન ઉઠે નિત અગની.
ધન સદન વિસારે સજન દ્રગન જલ ધારા,
રે અખંડ ચિંતા દુખના વ્હેતાં ધારાં;

સત સહસ્ત્ર વીંછી વેદના વૈદ સહુ હાર્યા,
ધનવંત્રી સરખા શોધી શક્યા ન આરા;
રતી શક્તી નવ રે ગતી ટળી જાય રગની,
અવસાન લગીરે ધ્યાન ઉડે નીત અગની.
સ્નેહ સંગી જે જે થયા વહ્યા દુખ દરીયે,
નળ નારી શકુંતલા દુઃખ સુણી થરથરીયે;
અદ્રીવત અડચણ અને ઉલાસ ન જરીયે,
કદી લાલચ સુખની હોય સ્નેહ નવ કરીયે;
કે ગિરધર ખ્યાલ એ અધર લિલા લખિ જગની,
અવસાન લગીરે ધ્યાન ઉડે નિત અગની.

રામસિંહઃ—

ગરબી.

ચંદ્રવદની રે, ચંચળ ચપળા ચારૂ, ચિત ચોરી લીધું તે મારૂં;
નવ યોવન રે, નાગરી સુંદર તારૂં, રતી જેવું રસીક રૂપ સારૂં;
સિર છુટી રે, વેણી વાસુકી વિચારૂં, ભાળ ક્રાંતીને કેમ વિસારૂં.
કેવી કુટિલ ભ્રકુટી મરોડે, પ્રેમ સંયુક્ત લોચન જોડે;
મંદ મંદ હસે શુભ મોડે.
અહો પ્યારી રે, તને અખંડ ઉર ધારૂં, ચિત. ૧
સુવર્ણ કેરા રે, કળશ ભર્યા જ્યમ હોએ, એવા સુંદર સ્તન યુગ સોએ
પાન પોયણ રે, પેટની આકૃતીજોએ, મન પ્રીતમનું ઝટ મ્હોએ;

ઝુલ.

કેળ કોમળતા છે વારૂ યુગ્મ, ઉરની અધિક વીચારૂં;
આરે સ્પર્શે ઠરે મન મારૂં.
દિન રજની રે, ભજની પ્યારી પુકારૂં, ચિત. ૨
પગ પાની રે, રાતીચોળ રૂપાળી, આંગળીઓ વીટીવાળી;
પ્રિય ચાલરે, મતંગોની મદવાળી, નેન રેછે મારાં ન્યાળી.

ઝુલ.

મીઠું ભાષણ મન હરનારૂં, નેહે નીરખવું છે બહુ ન્યારૂં;
ફરે વારે તે નથી હવે સારૂં,
ભળે વળગી રે, કરાવ ગોરી મન ધાર્યું. ચિત. ૩

આતુરતા રે, ઉપજી છે મળવાની, કેમ ખોએ દિવસ દિવાની.
રંગ રસની રે, સરસ બની છે જુવાની, તેમા મળ્યો હું જેવો જાની

ઝુલ.

પળ પળ પ્યારી સંભારૂં, લાગે ભોજન પાન અકારૂં;
રત્ન પુંજ સરખું મળ્યું સારૂં,
પછી શાને રે, ગીરધર ઝુરવું નઠારૂં. ચિત. ૪

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અમરાવતી બાહાર એક બંગલો.

રતીરાજ— શૃંગાર.

ગઝલ.

તરૂણ રૂપ પ્રેમ રસવાળી, કરીને સ્નાન લટકાળી;
ગંગાસાગર કોર કાળી, સજી કંચુકી રૂપાળી. ટેક.
કુકુમનો ચાંદલો ભાળે, કરી દરપણ લઈ ન્યાળે;
અહા પ્રિય કેવી તે કાળે, દિસે જ્યમ અપ્સરા બાળી. તરૂ.
શુભ્ર મોતી તણે હારે, કંઠ શોભાવી પ્રિય નારે;
ધરી નથ નાકમાં જ્યારે, બની રંભા સ્વર્ગવાળી. તરૂ.
કનકની બંગડી જોડે, વધુ કર શોભતા તોડે;
હિરાની મુદ્રીકા કોડે પ્રિયાએ પેરી મુલવાળી. તરૂ.
કરણ ફુલની ભભક કાને, પ્રિતમનું જાય ત્યાં ધ્યાને;
ચરણમાં ફુલનીશાને, તોડા ઘુઘરાએ હદ વાળી. તરૂ.
દ્રગે અંજન ઝીણું કીધૂં, છટા તેનીયે ચિત લીધું;
પ્રિતીનું પારખૂં કીધું, પિધું પ્રેમામૃત રૂપાળી. તરૂ.
સખીને સાને સમજાવી, વેણી વાસુકી ગૂંથાવી;
લપટ ફુલેલની આવી, ઉભી જઈ પાસ મરમાળી. તરૂ.
ખસ્યો નખરેથી સિર છેડો, નિરખતાં ઉપજે નેડો;
લાગે ત્યાગીને પણ હેડો, લીટી સેંથે રંગિન ન્યાળી. તરૂ.
બીડી બે પાનની કીધી, હસી પ્રીતમને કર દીધી;
પ્રિયાએ પોતે પણ લીધી મુખે દીપી રહી લાલી. તરૂ.

યથા વીધી સોળ શૃંગારે, ખિલ્યો જોબનનો બ્હારે;
ચતુરાઈ નાજુકી પ્યારે, થયો વસ એવિને ભાળી. તર.
વિના એવી પ્યારી સંસારે, નથી સમજો કંઈ સારે;
કહે ગિરધર પ્રિયા તારે, સંગે રજની છે અજવાળી. તર.

ગજલ.

અલ્પ નાજુક શી નાની, મનોહર પ્યારી મજાની;
મદનની કામઠી માની, ચડાવે તીર મસતાની. અ. ૧
નિર્ખતાં લાગતી વ્હાલી, ચહે કર રાખવા ઝાલી;
દિસે પ્રિય તુંથી મતવાલી, ખુબી તુજ ઝોક ખાવાની અ. ૨
બારીકી તારી શોભાવે, પ્રિયાને જોઈ લોભાવે;
વખતપર તું ઝૂકી જાવે, સિફત ખુબ બોજ સ્હેવાની. અ. ૩
અનંગ રંગ તું જમાંવીદે, પ્રિતમને તૂં હટાવી દે;
પ્રિયાને તું ટકાવી રે, તારીફ છે તારી વળવાની. અ. ૪
ઉંચી નીચી સીધી આડી, મદનની તૂંજ એલાડી;
સજે નાજુકીપર સાડી, છટા કેવી ઉછળવાની. અ. ૫
પ્રિયાની પીઠ તુજ લીધે, સરસ દેખાય બહુ વિધે;
પ્રીતમ રીઝે ગ્રહણ કીધે, સબળ શકતી છે ખમવાની. અ. ૬
સરસ સિંહ જેવી આકારે, ગુણે પણ તેવી તું સારે;
અજીત જીતાય નહિ ક્યારે, કરે નહિ પાછિ તું પાની. અ. ૭
ફરે ગરબામાં પ્રિય જ્યારે, ઝુકી તાળી લેય છે ત્યારે;
પાતળડી કેવી દે બ્હારે, રહેછે મોહીને જાની. અ. ૮
ગઈ હોય પનઘટે પ્યારી, ઘડો તુજ ઉપરે ધારી;
ખુબી આવે નજર તારી, ભરે જવ વાંકી રહિ પાણી. અ. ૯
સકોમળ પાતળી પ્યારી, કટી ઉપર પ્રીતમ વારી;
દિપાવે તું કે' ગિરધારી, રૂપાળી પ્યારીની જવાની. અ. ૧૦

ગરબી.

વસ કરી લીધો રે હો વેણે; સુધા નિધી ઉલટ્યો તારે નેણે.
રસબસ રૂપે રે હો રૂડી; આવું જાણે મળવા તુજને ઉડી.
સિરપર શોભે રે હો કાળી; પંક્તી કેશ તણી લટકાળી.
અતીશય આપે રે હો કાંતી; ભાળે ટીલડી રૂડી રાતી.

ભ્રમર મરોડે રે હો ભુલે; ત્યાગી તપ જપ નાખે મૂલે.
કમળ નયણની રે હો ચોટે; સાધુ સેજીમાં આળોટે.
વિધુ મુખ વિલસે રે હો ચારૂ; નવ જોબનપર તન ધન વારૂં.
દસન હીરાની રે હો કણીયો; અધરામૃતનો પ્યાલો ગણીયો.
કોમળ કંઠે રે હો બાજે; હંસલા માનસરે વીરાજે.
કનક ધડુલા રે હો શોભે; ઉર કટી પાતળી લખી મન લોભે.
ગજ સુંડ બાહૂ રે હો બાળા; જાનુ કદળી સ્તંભ રૂપાળા.
પગની પાની રે હો એવી; કુમકુમ રોળ્યાં હોએ તેવી.
સણગાર શોળે રે હો સજ્યા; લટક ચાલને હાથી લજ્યા.
સેથે સીંધુર રે હો ભરીયૂં; અંજન આંખે ઝીણું કરીયું.
મુખ તંબોળે રે હો મોહીએ; સુંદર ચંદ્રકળા તન સ્હોઇએ.
કસીને કમખો રે હો રૂડો; પેર્યો કરમાં કંચન ચૂડો;
નાકે વેસર રે હો લળકે; શ્રવણે ઝાલ મનોહર ઝળકે.
હીરાકંઠી રે હો હૈયે; ભેળી લડ મોતીની લહીએ.
ભુજપર બાજુ રે હો બારે; કટીએ મેખલાનો રણકારે.
પગમાં લંગર રે હો લાડી; દીસે અપ્સરા જાણે ઠાડી.
ચંચળ ચપળા રે હો ધનમાં; એવી દિસે ગોરી શામ વસનમાં.
વાણી સુણતાં રે હો મધુરી; ભ્રમ થાય જાણે બોલી તૂરી.
નાજુક એવી રે હો નારી; જારે બીડી પાનની ચાવે પ્યારી.
દેખાય કંઠે રે હો રાતી; રેખા પાન પીકની સોહાતી.
નરમ શરીરે રે હો એવી; લ્હેવી ધારી નવનીત જેવી.
લપટવા અંદર રે હો લખો; જેવી લતા વૃક્ષની ઉપર પેખો.
વજને વિમળા રે હો જાણી; એક કરે તોળી રહીયે સ્યાણી.
આંખની અણીએ રે હો આલી; કાળજ વીંધે નરનું ઝાલી.
અધરને ડંસી રે હો હેરે; બેશુધ કરતી પ્રીતી ઝેરે.
નમી નમી પાણી રે હો ભરતી; લટકે કટીને મનડું હરતી.
ગરબે ગાતી રે હો ગોરી; ફરતી તાળી લે ચિત ચોરી.
ચાસર બાજી રે હો બાનૂ, રમતાં છમકલું કરતી છાનું.
પ્રેમને દરીએ રે હો પ્યારી; ડુબતો પ્રીતમ લે કર ધારી.
ગીરધર લાલે રે હો વરણી; સૌંદર્ય બતરીસી સુખ કરણી.

**ઠુમરો.**

લટકાળી લક્ષણવાળી, કામણગાળી રૂપાળી એક બાળી તને રે

આંખડી કાળી, અતિ અણિયાળી;

નાકે મોતીની ઝુકે વાળી તને રે. લટકાળી. ૧

ગોરે ગાલ, શુભ તિલ કાળે;

ઝાલે દીપાવી છોગાળી તને રે. લટકાળી. ૨

નાજુક રૂડી, કંચન ચુડી;

ફુલવત ઝીલું ઉછાળી તને રે. લટકાળી. ૩

કહે ગિરધારી, ચંચળ પ્યારી;

શોભે દક્ષણી સાડી કાળી તને રે. લટકાળી. ૪

---

# પ્રવેશ. ૪ થો.

## સ્થળ રંગપુર.

### દેશાઈનું ઘર.

( અંબા ને તેની સખી દીવાળી ને પછી માધવલાલ )

**સખી.**

સજની કેમ જશે દિન રજની માસ વર્ષ મ્હસ દુખકારીજી,

તે દિન કહે હું ક્યારે દેખિશ પિઉ હરશે તન પિડ ભારીજી;

ક્યારે ધણિનો ધાક માનશે આસપાસના નર નારીજી,

ક્યારે રંગ રમીને અંગની હોંસ કરશે પૂરી મારીજી.

**ધોંસો.**

હોંસ પૂરી કરશે મારી, નાખશે મસતી ઉતારી,

તમ તનને દેશે ઠારી, આપશે સુખ સૌ સંસારી;

અરે એ વાતો સંભારી, ઝુરૂંછું મનમાં નિશ સારી,

કરશું કેની સખી મારી, સુકે તન વિના રતી વારી.

**છંદ.**

તન રૂપી આ સુમન તણી દુશ્મન મદન કરવા ખ્વારી,

આઈ પીઇને પડપોછ પાછળ બાળ કંથ મારો ધારી;

રંગ મનોહર ખિલ્યો ખરો પણ અંગ તણો ઉમંગ ગયો,
રતિ જળ વિણ અતિ અલ્પ સમ યમા ભભકો કે એક કમી થયો.
પતિ પધારે નિશાળ મારે બાળ ધામનો ધંધો રહ્યો,
ગતી થશે આગળ શી મારી ભારી કહેર ક્યમ જશે કહ્યો;
જતી કરી હોત જન્મી તેવી ઝેર ઘુંટડો જતે ગ્રહ્યો,
થતી હવે આવેછે પીડા કામ જોશ ક્યમ જશે સહ્યો.
મતી કેમ નિરમળ મુજ રેશે તો રંગ મનનો જશે વહ્યો,
લધુ વયમાં સંભવ નહિં જેનો આજ મર્મ તે સર્વ લહ્યો;
જોબન પૂર જોરથી આવે પેર કોણ જાણે મારી,
ખાઈ પીઇને પડયોછ પાછળ બાળ કંથ મારો ધારી. ૧

નાનું મોટું હસતું આવે તે દેખી નિત લાજી મરૂં,
છાનું એતે કેમ રહે કદી ગમે તેટલું ઢાંકી ફરૂં;
ગમે નહિ મુજને પણ ઘરના કહે તેથી શૃંગાર કરૂં,
શમે નહીં સંતાપ સમાવ્યો જવ સેજ ઉપર ચરણ ધરૂં.
ધણી છોકરૂં મુજને જોઈ ડરે રાતરે માન ખરૂં,
પાસું ફેરવી સુઈ રહે ને આખી રાત હું રડી મરૂં;
જે વસ્તુ મુદ્દલ નહિ હોએ તેની આશ ક્યારે ન ધરૂં,
પણ સમીપ રહી અર્થ ન સારે તે માટે ઝૂરીને મરૂં.
શીત ઋતુની રજની મોટી કોટી કલ્પસમ દુખકારી,
ખાઈ પીઇને પડયોછ પાછળ બાળ કંથ મારો ધારી. ૨

રજાઈ મધ્યે ભરાઈ રહું પણ પિઉની હૂંફ ક્યાંથી લાવૂં,
શરીર સકોમળ પીડા પામે મળ્યૂં કજોડું ક્યમ આવું;
રૂપ અનુપ ગુણ કુપ ચાતુરી નાજુકડી કેવી કાવું,
તે મુજને પતિ ઓડાં સાથે જોડી સઘળું શરમાવ્યું.
હતું એટલું ઓછું તેથી લખતા વાંચતાં શીખાવ્યું,
દશ દિશથી અગ્ની સળગાવતાં ઘી બળતામાં હોમાવ્યું;
જે વીતકવીતે છે તે સઉ વિસ્તારીને શું ગાવું,
શરમ થાયછે પણ નાચારે પડે છે કંઇ નિરલજ થાવું.
વિધિને ઘટતી નથી ખરે આ રત્ન તણી કરવી ખ્વારી,
ખાઈ પીઇને પડયો છ પાછળ બાળ કંથ મારો ધારી. ૩

અંતરનો ઉભરો કયાં કાઢું વાતોમાં સમજે નહી વર,
દાવે સોકટી મરતી હોય પણ નથી કંથને તેની ખબર;
હસી હાથ તાળ દેવીને ધસી ભેટવું કરી આદર,
ખસી જવું મચકો કરી જારે પીઉ પકડવા આવે કર.
હરતાં ફરતાં ધંધો કરતાં હસી હેરવું ડસી અધર,
એવા ઓરિયા કદી ન વીત્યા જવા આવી અરધી ઉમર;
ઋતુ ઋતુના વિવિધ વિલાસો વસ્ત્રાભુષણ સજી સુંદર,
બાળાવર કયમ કરી રમાડે ધિક્કછ હોળી ઉર અંદર.
કષ્ટ કજોડાથી સઉ હેઠે દિવાળી કહે સખી સુણ મારી,
ખાઈ પીઈને પડયો છ પાછળ બાળ કંથ મારો ધારી. ૪

માધવ ગાયછે.—

ગજલ ડરની.

તને રાખી પ્રિયા રહી છે, ખરાબી તુંથી બહુ થઇ છે;
મુસીબત રાત દીન સહી છે, તડફતી છાતી એ રહી છે. તને.
નિકલ પાપી પ્રિયા મનથી, વિરહ સહીયેછ કઇં દિનથી;
બળેછે તેજી બેઉ તનથી, બળી મહી આગ તો રહી છે. તને.
કરે કાળું કદી તારૂં, ઠરે તન બેઉનું પ્યારૂં;
રીઝે મન રંગથી ન્યારૂં, બલા જાણે બુરી ગઈ તને.
જોઈ જોઈ જીવ લગ મારી, ભરે ડગ તુંથી તે હારી;
તેતો બરછી સહું કારી, રદય આ કાપતી ગઈ છે, તને.
અરે ડર દુષ્ટ તુજ યારી, કરે તેની થાય છે ખ્વારી;
ખરો ચંડાળ તું ભારી, બુરાઈ તારી બધે કહી છે. તને.
નથી વાતો મધુર પ્યારી, કરતી તુંથી સંગે મારી;
અગર જો નેનથી સારી, કથા દિલ પ્રેમની કહી છે. તને.
નથી પ્રિય બેસતી આવી, કને મારી મુખ મલકાતી;
સ્વર્ગ સુખ સ્પર્શથી લાવી, અગર જો ધારી મન રહી છે. તને.
જ્યારે હું જોઉછું ગ્લાની, પ્રિયા મુખ રંગની હાની;
ત્યારે આ ડર તોફાની, તને ગાળો ઘણી કહી છે. તને.
વસે તું શૂર મન જ્યારે, જરૂર તે જંગમાં હારે;
નાસીને નર્ક સીધારે, પ્રતિષ્ટા નામની ગઈ છે. તને.

જહાં પગલું પડે તારૂં, તહાં તો થાય અંધારૂં;
તને તન મનથી ધિઃકારૂં, તારે લીધે પીડા સહી છે. તને.
નવી છે જેની જુવાની, રસિક રૂપાળી જે શ્યાણી;
તે છે ગિરધરને મન માની, જાની જાલમ ઘણી થઇ છે. તને.

### ગજલ. સંભાષણ.

કરી મંદ હાસ્ય શરમાતી, પ્રિયા શી ઢાંકી રે છાતી;
નિચી નજરે કહે અચકાતી, ઘણા દીવસ થયા હાતી. કરી.
પ્રથમ પ્રિય મૂખ મે જોયું, તરત મન મારૂં તો મોયું;
તમારી પ્રીતમાં પ્રોયું, રૂપે હું બહુજ હરખાતી. કરી.
છટા શુભ વસ્ત્ર ધરવાની, ચતુરાઈ ચિત હરવાની;
નજરથી ઘાવ કરવાની, લહી તે દિનથી ગુણ ગાતી. કરી.
સુણી અલબેલીની વાણી, રીઝ્યો મનમાં રસિક પ્રાણી;
નજીક ઉર પ્યારીને આણી, કહે કાં ભેગિ નથી થાતી. કરી.
પરસ્પર ઝૂરવું પ્યારી, નિશાસા નાખિને હારી;
એ તો ખોટું જો વિચારી, મિનિટ એક માસની જાતી. કરી.
અધીરા થાઓ શું પ્યારા, થશે ધીરેથી મન ધાર્યા;
હૈયાના હાર છો પ્યારા, ઠરેછે જોઇને છાતી. કરી.
નથી તક આવતી એવી, બને જેથી મોજ તે લેવી;
ખરૂં કહો ચાહોછો કેવી, સલુંણા ફાંકડા સાથી. કરી.
પ્રિયા અધરે અધર લાવી, કહ્યું પ્યારી દિલે ભાવી;
સારસ ને સારસી ફાવી, સદા રે સંગ સોહાતી. કરી.
પ્રિયા વક્ત્રાર્વિંદ તારૂં, સકળ સુખ સ્હેલ દેનારૂં;
ઉરે રંગ રેલ ભરનારૂં, સકોમળ લાગતી છાતી. કરી.
અંહઃ એમ ના કરો પ્યારા, દુખેછે એ બહુ મારાં;
નથી રૂચતું થતાં ન્યારાં, નિશાં એકાકી નથી જાતી. કરી.
ફરી મળજો મનના માન્યા, કરીશ પ્યારા ઝાઝા વાના;
ઓઘા મુજ જીવથી જાણ્યા, ગિરધરની દાસી કેવાતી. કરી.

### ચાલ.

મનોહર લાગતી કેવી, લટકની મંદ વળી તેવી;
ફરીણી ડોલતી જેવી, જતી મન ખેંચતી એવી. મનોહર.

ઝૂલો મોતીની રહિ ઝૂલી, અનંગે અંગમાં ફુલી;  
વિના માવત છે ખુલી, સ્વઈચ્છા ઝૂમને ટેવી. મનોહર.  
કનક ને મોતીની માળે, દિપે ચિત્ર દામની બાળે;  
રતીવાળાને તે ન્યાળે, મળે તો આરોપી દેવી. મનોહર.  
ગતી નરનારી રે જોઇ, છટાથી મનમાં મોઈ;  
દિવાના થાયછે કોઈ, કઠિણ મતિ ઠામ છે રેવી. મનોહર.  
યથા મદ ઘેલી અલબેલી, જતી પ્રીતમને બાસેલી;  
વળી ઉપમા શી દીધેલી, અહીં તે યોગ્ય છે કહેવી. મનોહર.  
મૃગી નિજ નાથને માટે, જતી હોય વાટ કે ઘાટે;  
હિંડે જ્યમ ચિત્ત ગભરાટે, પ્રિયા પણ દીસતી તેવી. મનોહર.  
જુએ કદી મન ગમતાને, તથાપી દૂર રહિ માને;  
ચહે પ્રીતમને મળવાને, પ્રિયાની ચાલ એ લ્હેવી. મનોહર.  
શરમ ભરી સ્નેહથી ઝાંખી, કરે ચતુરાઈ કઈ દાખી;  
પ્રીતમને મોહમાં નાખી, પળે ઢબ પ્યારીની એવી. મનોહર.  
કરે ચપળા જ્યમ ઝબકારા, ચમકાવે નેન ત્યમ ન્યારાં;  
ધમકાવે ઘુઘરા સારા, ઘટે શાબાશી ખુબ દેવી. મનોહર.  
કટી પશ્ચાતને ભાગે, દંગ થઇને અનુરાગે;  
સંગ સુંદરનો પ્રિય માગે, ખુબી એ ચાલની એવી. મનોહર.  
ગમનથી નાદ શુભ ઉઠે, ફંદ જગ કામનો તૂટે;  
ગિરધર કે ચિત્તને લુટે, ચાલથી ખ્યાલ કરી દેવી. મનોહર.

## પ્રેમ.

સિમા નથી પ્રેમ તારાની, અસર તેવી ઈશારાની;  
વૃત્તી હરી મંન મારાની, તને આવડ્ય ઠાર્યાની. સિમા.  
કરે સ્મિત હાસ્ય ઉમંગે, સજે શુભ સાજ પ્રિય અંગે;  
જાણે નીરખી રીઝે અંગે, લહે તબિયત પ્યારાની. સિમા.  
સદા સંપૂર્ણ સ્નેહ સાથે, સેવા પ્રીતમની નિજ હાથે;  
કરે મુખથી મીઠી વાતે, પ્રીતમના ગુણ સારાની. સિમા.  
ઉષ્ણોદક સ્નાન કરવાને, પિતાંબર દેતી સજવાને;  
આસન હરી ધ્યાન ધરવાને, કરે ચપળાઈ ધાર્યાની. સિમા.

પંચામૃત યુક્ત પકવાને, પ્રિતે પુરી પાત્ર જમવાને;
હસતી આવે બોલાવાને, રહા જુએ છે પ્યારાની. સિમા.
અંતરને આગ્રહે પ્યારી, પ્રિસે લટકે જનસ સારી;
રસોઈ પુછે ખાટી ખારી, ફિકર પ્રિય સ્વાદ ન્યારાની. સિમા.
જોઈ પ્રીતમ મિતાહારી, ઘડી ઘડી પૂછતી પ્યારી;
રસોઈ શું રૂચી નહી સારી, ખરૂં કહો હસ્ત મારાની. સિમા.
પ્રિતમના મનની માંએ, જહાં ઈચ્છા જેવી થાએ;
તેવી પ્યારી પુરે ત્યાંએ, જરૂર નવ રે ઉચ્ચાર્યાની. સિમા.
વળે ફળ ના જે નવ જુએ, વિના પ્રીતમ પ્યારી રૂએ;
મળે કે દિલગીરી ખુએ, ચકોરને ચંદ્ર ધારાની. સિમા.
અળી અરવિંદની પેરે, પ્રિયા પ્રાણ પ્રીયને હેરે;
જીવન પ્યારાનું પ્રીય સ્હેરે, સહે નહી વાત ન્યારાની. સિમા.
લતા જ્યમ વૃક્ષ વિટલાઈ, રહે પ્યારીને પ્રિય સ્હાઈ;
ગિરધર રસ પ્રેમે ભીંજાઈ, મઝા લૂટે નજારાની. સિમા.

આંબા ગાયછે—

## ગજલ.

પ્રિતમ મુજ પ્રાણના પ્યારા, રેશો નહી એક લવ ન્યારા;
હૈયાના હાર છો મારા, મેતો તમને પ્રભૂ ધાર્યા. પ્રિ.
તમે મણી નામ મુજ ધાર્યું, તેવું હું પાડું તમારૂં;
હરીનું નામ બહુ સારૂં, ગિરધર હું કહીશ ગુલજારા. પ્રિ.
ટેક દ્રઢ મે દીલ ધારી, વર્યા વર એક ગિરધારી;
ગણજો મને દાસી તમારી, જાણું પ્રિય છો જાદુગારા. પ્રિ.
રૂપે રતી નાથના જેવા, ગુણે પતી સૂરના લેવા;
મારા તો દેવાધી દેવા, હર્યાં જન્મ મર્ણ દુખ ભારા. પ્રિ.

માધવ ગાયછે.—

## ગરબી.

મુખ જોઇ રે, આનંદનીધીમાં ઝીલે, મન કંજકળીવત ખીલે;
ચંપાનીરે, તરાં સરસ તવ ડાલે, રૂપ શોભે કેશ દ્રગ નીલે.
કુમકુમની રે, છટા મનોહર ભાળે રહે મળતી અધર પરવાળે.

કંબૂ જેવી રે, ગ્રીવા ઘણી ઘાટીલી; તેપર મોતીમાળ રહેલી.
કર કટી ઉર સ્થળ રાજે, કરી કેશરી દાડિમ લાજે.
નવ પલ્લવ મૃદુતા છાજે, દ્રષ્ટી વાણી ગમન સુખ કાજે;
રહુ હેરી રે, કંદર્પ સરખા મુખ વ્હીલે, મન કંજ કળીવત ખીલે.
મન્મથને રે, ઘણી ઘણી બલીહારી, કીધી ચલીત વૃતી વિચારી.
તવ દ્રષ્ટી રે, પ્રેમ યુક્ત થઈ સારી, વાણી પણ રસ ભરી પ્યારી;
ઘડિ ઘડીયે રે, રંગ નવિન ઉર ધારી, રહે નિકટ ઠરી સુખકારી.
કરી બ્હાના રે, બોલે હસે ભય ધારી, અંતરમાં પ્રેમ અપારી;
સમજે પણ સાર ન લેશે, અંત સુધી ઉદાશી રેશે.
કદી શરમે મુખ નવ કેશે તોય પ્રગટ નીશાની દેશે;
સુર વૈભવ રે, ભોગવી અમૃત પીલે, મનકંજ કળીવત ખીલે.
ઘર કામે રે, એઠાં એઠાં ટક સાધી, પ્રેમ બંધન દીધું બાંધી;
હર નામે રે, સૂચવે સંકેત સ્નેહે, કલ્પના વિણ ક્યારે ન રેહે.
જવું ગામે રે, જાણે મરણથી નકારૂં, એવું ઐક્ય અંતરનું સારૂં
તન ધામે રે, વ્યાકુલ લખીને હલાવે, પાલવ કે પંખો બાવે;
સુખ અપૂર્વ સેને આપે, ત્રણ તાપને ક્ષણમાં કાપે.
તન નીરમળ જાણે ખાપે, મન જપે નામનો જાપે;
પ્રીતમને રે, વધુ ગણે રાજ ટીલે, મન કંજ કળીવત ખીલે.
પટ ભૂષણ રે, સજી જાણે શુભ અંગે, રમી જાણે રસીક રસ રંગે
જ્યાં જેવું રે, ઘટે તેવું તે સંગે, કરે ભાષણ પ્રેમ અભંગે.
કૃતી પાકની રે, અનુભવ સાથ ઉમંગે, લહે લલિત લિલા ઉછરંગે;
રતી કેલી રે, જડી મતી જ્યમ નંગે, લખિ માધવ મન થાય દંગે
યથાવીધી લક્ષણને રૂપે, રીઝ્યા શામ સુંદર વર ભૂપે.
એવી દેસાઈ તનયા અનૂપે, કીધો વાસ ગરબી રસ કૂપે;
નિત નવલી રે, પ્રીત જણાય પ્રિય દીલે, મન કંજ કળીવત ખીલે.

લાવણી.

રૂપવતી અતી સુંદર સ્ત્રી એક દીઠી તેની વાત કહૂં;
એક ચિત્તથી મિત્ર શ્રવણ કર પ્રીત રીતમાં પ્રવિણ બહૂ.
ઉમર આસરે વર્ષ સોળની અંગ રંગ ઉજવળ ભારે;
કેશ બરાબર બે બાજુપર સેંથો સિર આપે બ્હારે.

કપાળ મોટું તેજ કરે ને ભ્રમર કમાની આકારે;
નયન ચપળ રસ પ્રેમે ભીના મદન બાણ છાના મારે.
ગાલ ગુલાબી અર્ધ ગોળશા નાશા તેલ તણી ધારે;
અધર બિંબ ફળ પક્વ જોઇને નર ધીરજ કઈ પર ધારે.
દસન કણી હીરાની દીપે તળે ઉપર સીધી હારે;
હસ્ત કમળ દાંડીવત કોમળ ઉર નારંગી નિરધારે.
મખમલ જેવું લીસૂં પેટ ને કટી અલ્પ કેશરીની લહૂં; એક. ૧.
શાળુ લાલ ગવનનો સુંદર કંચુકી તડ તડ થાતી,
કાન નાકના ભૂષણ પેરી બેઠેલી જોબન માતી.
કોટે મોતી માળા ચમકે આશકથી મન શરમાતી,
પગ આંગળીયે કરડા વીંટી ગોરી ગંભીર દેખાતી.
નહિ ઊંચી નહીં નીચી નાજુક કેળવાયલી ઊંચી જાતી,
મંદ હસે કરી વ્હાલ રસે વળી અધર ડસે જવ ગભરાતી.
આશકના અંતરની મતલબ જાણી બગાસાં બહુ ખાતી,
યોગ થવો અતિ કઠીણ લહીને અબળા અંતર કચવાતી.
પાંચ સાત મીનીટ મુખ નિરખે ચિન્હ સર્વ તે જોતો રહું. એક. ૨.
બોલ ચાલ બાનુની સઘળી પસંદ આશકને પડતી;
તોડ તરાં નખરાંથી ભરપૂર હલકે પાયરી તે ચડતી.
દ્રવ્યવાનના ઘરની ગોરી લાજ આબરૂમાં ચડતી;
લાગ મળ્યો નહી જોઇએ તેવો તેથી ગઈ ઘાટો ઘડની.
યોવન રૂપ અને નખરો તમ વસ્ત્રાભુષણની ભરતી;
એટલે બાકી શી રેહી સ્ત્રીની સુદરતા મનડું હરતી.
પળ પળ સ્મરણ થાય પદ્માનું ઠામ રેહે નહીં મન વરતી;
ઈશ્વરની કળ અગમ ઘણી છે ખબર પડે નહી એક રતી.
મળવું નજરનું તમ અંતરનું તેની મરજી ઉપર રહ્યું. એક. ૩.
પ્રેમ વસ્તુ કંઈ બીજી છે તે હરેકને નથી સમજાતી;
જેને ગમ છે તેના તેને કળ બીજાથી નથી થાની.
તેતો માત્ર છે વશ પ્રેમીને પછી હોય હાલત માઠી;
પ્રેમ વિના નવ ચહે ચિતમાં અગર ફરે બેસી હાથી.
પ્રેમ થકી ઉબટી જે ચીજ છે તેને કામ કહે સાથી;
કામી નર કે નારી જગમાં વિપત ભોગવે બહુ ભાતી.

કામીનું મન ચંચળ રેહેછે, જેવી પવન અંદર બાતી;
પૂરે પ્રકાશ ન આપે કેમકે હરેદમ રેછે ઝડપાતી.
ગિરધારલાલે ખ્યાલ બનાવ્યો મઝા જગતની જોઈ બહુ.એક.૪.

અંબા ગાયછે.—

ગઝલ.

પ્રિતમજી તમે જોઈ જે નાગરી, સખી તેતો છે જીવ લગ માહરી;
નથી તેના મનમાં રતીનો વિકાર, ઇછેછે કરવા શુદ્ધ તમ સંગ પ્યાર.
મહાત્મા છો આપ પ્રસંન મૂરતી, કરો બોધ સ્વરૂપ સમજ પુરતી.
નથી ચિત અમારે વિષય વાસના, પ્રભુ કાપો બંધ માયા પાસના.

માધવ ગાયછે.—

મને ઓળખ્યો તેં તને ધન્ય છે, ચેષ્ટા મારીથી લક્ષ મુજ અન્ય છે.
સ્વરૂપ મારૂં દ્રષ્ટાંત આપી કહું, પીંડો ચાકપર માટીનો જ્યમ લહું.
કરે કલ્પના ઘાટ તેવા બને, મનુષ અલ્પ મહત ઇશ જાણે મને.
વૃતી મારી આત્માની સન્મુખ રહે, શુભાશુભ ક્રિયા કોણ ત્યારે લહે.

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ દેશાઇની વાડી.

### અંબા તેની સખી ને માધવલાલ.

ભુજંગી છંદ.

પ્રશંસા સુણી રૂપ ગુણોની સારી, પ્રિતી ઉપજી મુજ સંગાથ તારી;
થયું નિર્ખવા મૂજને મન તારૂં, મળીને કર્યું તે પ્રિયા કેવું સારૂં.
કર્યું જાણ કે તુંતં આવી ઉમંગે, તથાપી લજાઈ ન બેઠી ઉછંગે.
નિચી દ્રષ્ટિથી ઉચ્ચરી વેણ પ્યારૂં, મળી ને કર્યું તે પ્રિયા કેવું સારૂં.
રદેમાં પ્રિયા સ્વામિનું શૂખ હુંથી, ચહ્યું તેં છતાં ભોગવાયૂં ન તુંથી;
તને ભેટવા થાતું આ મંન મારૂં, મળીને કર્યું તે પ્રિયા કેવું સારૂં.

પ્રભુએ પુરી કામના એક સાંજે, તું બેઠી તને દાબિ મ પ્રેમ કાજે;
અહો સ્પર્શનું સૂખ નીતે સંભારૂં, મળીને કર્યું તે પ્રિયા કેવું સારૂં.
વળી તેં સખીની ધરી લાજ પ્યારી, નથી વૃતિ કેવાડિયૂં પ્રેમિ તારી;
લહી એવું થે ખિન્ન મેં શૂં વિચાર્યૂં, મળીને કર્યૂં તે પ્રિયા કેવું સારૂં
નહી આવવું તુજ સારૂ કદાપિ, અને વેદના એમ કેતાં શી બાપી
નથી ચિત્ત વિસારતું નામ તારૂં, મળીને કર્યૂં તે પ્રિયા કેવું સારૂં.
ચડી રૈલ પ્રીતીનિ પૂરી કલેજે, ઉતારી નહી ઉતરે પ્યારિ સ્હેજે;
લહી એમ તું ઇચ્છજે સૌખ્ય મારૂં, મળીને કર્યૂં તે પ્રિયા કેવું સારૂં.
લખાવી સમાચાર સારા ત્વરાએ, રવાને કરે શોક મારો પળાએ;
તને હું મને તું ગિરીધારિ વારૂ, મળીને કર્યૂં તે પ્રિયા કેવું સારૂં. ૮

ખ્યાલ.

ગુલાબ કળી ખીલતી જતી સુંદર પ્યારિ લાગે પ્રેમિને ઘણી;
મૃદુતા લીધે, તેવી મન મોહન તું છે મણી.
રૂપ રંગ યોવનની કળા ચડતી દિન દિન આવે તારી;
યોગ્ય અનૂપમ, પેહેલી લ્હે પ્રીતીની છે પ્યારી.
નિષ્કપટી મનથી તુજ ચેષ્ટા શરમ યુક્ત લાગે સારી;
લખી અનુરાગે, પ્રીતમ તુજપર તન મન વારી.
સુજી સાજ કરી લાજ ઉભી તું આજ મોહની રૂપ બણી. મૃદુતા.
નેન સાધી તેં પ્રીત બાંધી કરી ઉપાધી પ્રીતમને ભારી;
જોઈ વિચારી, ઉતરજે પ્રેમ પૂર અંદર પ્યારી.
ચંદ્રમુખી ચંચળ તું ચતુરા અચપળ અલબેલી નારી;
એક ટેકથી, ફરતી નહી પાછી વીઘ્ન પડતાં ધારી.
વિચારે સુખ દુખનો કરી વૃતી બ્હાર પાડવી મન તણી. મૃદુતા.
તીવ્ર બુદ્ધીને સાક્ષરતાનું સાર્થક થયું તેનું જ્યારે;
આગ્રહ સાથે, મુકે ધારેલું કામ અંતે પારે.
પ્રેમ સૌખ્ય છે શ્રેષ્ટ સર્વથી પણ એકજ ઉપર ધારે;
છુટે ન ત્યાંથી, ગમે તો પડે તંન તેમાં ક્યારે.
દૈવ યોગથી બાળા તેં પ્રીતમ કીધો છે દિવ્ય મણી. મૃદુતા.
રૂપ લક્ષણો ઉત્તમ તેવી સદવિદ્યા પ્રીતમ કેરી;
દુર્લભ મળવી, પુરૂષો અંદર જો જોઇએ હેરી.

ચિત ચોંટે જ્યાં ચતુરનું ત્યાં જરૂર જઈ મળવું હેરી;
રીત એવી છે, દુર રહેવાથી દુખ સહે ઘેરી.
ગોપી જેમ મળતી ગીર્ધરને તેમ તું મળજે હીરાકણી;
મૃદુતા લીધે તેની મનમોહન છે તું મણી.

આંબા પ્રવેશ કરેછે ને ગાયછે.—

ખ્યાલ.

જાણોછો બધી વાત જગતની જાણોછો બધી વાત; સ્વામીજી.
સ્પર્શ કરે નહી સુખ દુખ તમને. જાણોછો.
ચેષ્ટા તમારી મન ઉપલી છે રહિત કલ્પના ધાટ. સ્વામીજી
સ્વરૂપમાં મન થયું છે શાંત. જાણોછો.
કૃપા કરીને સંશય કાપો, જોઉં સ્વરૂપ સાક્ષાત; સ્વામીજી.
દહન કરો આવાગમનની વાટ. જાણોછો.

માધવ ગાયછે.—

ગજલ.

જવા દેવી વૃત્તી ન ચિતની જરી, જગતમાં ફસાવાને દુખમાં મરી;
અસત આ શરીરને નિસંશય લહે, પછી સુત વિતમાં ન મમતા રહે;
અહં ભાવ તનમાંથી કાઢી દઈ, ચિદાત્મા વિશે લીન રેવું સહી;
નિદિધ્યાસ કરતાં સ્થીતી દઢ થશે, સદાનંદ શાંતી પરમ સુખ હશે.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રંગપુર દરબાર.

રાજા રમણસીંહ ને ઘોરદંડનો ગુરૂ.

ગુરૂ— બેહાગ.

કાંતી કિરતી મંગલ રાજે. ટેક.
લક્ષ્મી ઘેર સદા સુખ તન મન,
પૂર્ણ પ્રતાપ વિરાજે. કાંતી કિરતી મંગળ રાજે ૧

ઘોર દંડે ભુપ, નમન વિનંતી,
માન્ય કરો સરે કાજે. કાંતી. ૨
મંજુળ કુંવરી વરે રામસિંહ,
કરો અનુગ્રહ માહારાજે. કાંતી. ૩

રમગુસિંહ— ભરવી·

(નામ જાનેકા નલો યાર મે મરજાઉંગી. એ રાગે.)

પ્રેમની વાતો સુણી દિલ આ ખુશી થયું. ટેક.
ઝેર વેરની જડ ગઇ ને, રીત પ્રીતની દઢ થઈ તે;
લહીં અંતર વિષે, પૂર રંગ રસનું આવિયું. પ્રેમની. ૧
શુદ્ધ આ સંબંધ થાશે, મજબૂતી બેઉ રાજની;
મ્હારાજ ઘોરદંડનું, છે પ્રિતે મંગળ ચહ્યું. પ્રેમની· ૨

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—અમરાવતીનો રંગમંડપ.

ઘોરદંડ, રંજની, મંજુલા, રામસિંહ, પ્રધાન, રાજગુરૂ, ઈ૦

રાજગુરૂ—

(રામસિંહ ને મંજુળાના લગ્ન વિશે)

ઠુમરી.

નૃપ કુંવર રામસિંહ સુઘડ સંગ, મંજુળાના શુભ લગ્ન થયાં.
મુખ મંદ મંદ હસે જેમ ચંદ, આનંદ ઘણે તન ફુલી રહ્યાં. ૧
રસ રંગ બ્હાર રિઝ્યાં નરને નાર, ગુલજાર સમાં મન ખીલી રહ્યાં. ૨
પુર ચોક છટા થઈ બાગ ઘટા, સૌભાગ્યવતા જન મગ્ન થયા· ૩
ખુબ ખાન પાન, મણિ મોતી દાન, નોબતનિશાન ગજ ઘૂમી રહ્યા. ૪

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—રંગપુર દરબાર.

રમગુસિંહ, ચંદ્રપ્રભા, રામસિંહ, મંજુળા, પ્રધાન. ઈત્યાદી.

સર્વે ગાયછે—

## પદ.

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો.)

અહા પ્રભુ ગર્વ ન કોઇનો રાખે.
ચઢે અતી ઊંચો તેને પાડી નાખે, અહા પ્રભુ ગર્વ ન કોઇનો રાખે.
ઘોરદંડ ભૂપ ગર્વનો ભરીયો, તૃણવત સર્વને રાખે;
કેવો પરાભવ તેને પમાડ્યો, ન કરે ઊંચી ફરિ આંખે; અહા.
દિનાનાથ રીજેછે દયાથી, રામસિંહ નૃપ છોડ્યો;
તેનો ત્રિભુવન પતીએ સંબંધ, મંજુળા સતીશું જોડ્યો. અહા.
ગર્વ તજીને સર્વ જનોપર, દ્રષ્ટી દયા ભરી કરીયે;
એ હેતુ આ એન્નનો શ્રોતા, ધ્યાન ગોવિંદનું ધરિયે. અહા.

# લલિતા શામલાલ.

## દોહરા.

અલ્પ હોય તેને અધિક, દરશાવે કવિરાજ;
પણ નારી તો મૂળ વિણ, દાખે વૃક્ષ સમાજ. ૧
પવિત્રાઈ ગાંભિર્યને, સત્ય સ્વભાવે ન્હોય;
તદપી સ્ત્રી દરશાવતી, આપ વિશે ગુણ સોય. ૨
પનઘટ પર જૂએ નહી, છાંટા સઉના લેય;
તદપી વાત સફાઈની, મુખથી મોટી કહેય. ૩
બ્હાર થકી ઘરમાં જઈ, બેસે કરવા કામ;
પ્રથમ પાય ધુએ નહીં, ચોખી એવી ભામ. ૪
વસ્ત્ર દબાવે દંતથી, ગણે ન તે અપવીત્ર;
સાત પાંચમાં પાડતી, નિરમળતાનું ચીત્ર. ૫
વાત છાનિ રાખે નહી, કહે કોઈને કયાંય;
તદપી વાટે ચાલતી, ગંભિરતાની માંય. ૬
એક શબ્દ સાંખે નહીં, દશ સંભળાવે નાર;
વાત કરે વળી જો અલી, બોલી નથી લગાર. ૭
પતી પ્રિતમની પાસથી, લેશ અન્ય પરભાવ;
જોતાં જોખમ આદરે, કરે ન ત્રીય નિભાવ. ૮
રૂપ યોવન લક્ષણ તણી, વિધિકળ અપરંપાર;
તે સ્ત્રી સમજે ખપી ગઈ, નિજ તનમાં નિરધાર. ૯
રૂપ સહજ પામી કદી, સહજ પડી નર દ્રષ્ટ;
તો કહે મુજને જોયછે, હું કેવી ઉત્કૃષ્ટ. ૧૦
વાટે નરને જોઈને, દુરથી ચાલે દૂર;
જ્યમ સ્વપ્નામાં એ નહીં, સેવ્યૂં પર નર ઉર. ૧૧
છત્રા બતાવે ચતુરને, બાકી અબળા અંગ;
સ્પર્શ સાધારણ પુરૂષ, વૃત્ત ન થાએ ભંગ. ૧૨
મેળે કિંવા મંદિરે, ભિડાય નર ને નાર;
ત્યાં કે' બાંધે પાપ શૂં, રહે ન છેટે સાર. ૧૩
અંગે અંગ દળાય જ્યાં, ત્યાં છેટે કયમ જાય;
સતીપણું દરશાવવા, સોદી ત્યાં સમ ખાય. ૧૪

સખીમાં કહે મુજ સારખી, ખબરદાર નહી નાર;
એ નરના તો હાથમાં, આવી નાજ લગાર ૧૫
અન્ય કેટલી કામની, પર નરને ચિત મ્હાય;
તોપણ વાત વિષે કહે, જાણે મારિ બલાય. ૧૬

પતરાજી ઝાઝી કરે, તે સ્ત્રીને દુખ થાય;
તેનું દઈ દ્રષ્ટાંત અહીં, કહુંછું રમ્ય કથાય. ૧૭
વિષય સૂખ ઇચ્છા વડે, કરે વિવિધ ઉપાય;
તેમાં પણ બુદ્ધી તણું કારણ એષ્ટ જણાય. ૧૮

બુદ્ધિમાન પરખે પ્રથમ, માણસ કેરૂં મંન;
નિરમળ મન જેનું જુએ, તેનું સુણે વચંન. ૧૯
મલીન મનના માનવી, તે શું અલ્પ પ્રસંગ;
રાખે સુખ સઉ સાંપડે, નિરમળ જનને સંગ. ૨૦
રૂપ યોવન વાળી ત્રિયા, જેની અપક્વ બુદ્ધિ;
ઇચ્છા વિષયાનંદની, ઉપજે ભુલિ શુદ્ધિ. ૨૧

પતરાજી ઝાઝી કરે, ગાજી રહે ઘન ઘોર;
બાજી જીતવી મોજની, ગણે ન નરનું જોર.
પુરૂષ ઉપર સ્ત્રી રૂપની, અસર કરે પળ માંય;
લાલચમાં લપટાવિને ધન તે નરનું ખાય. ૨૩

જ્યારે નર તે કહે હવે, બેસ પ્રિયા ઉછંગ;
ત્યારે સ્ત્રી કહે છું સતી, કરૂં ન વ્રતનો ભંગ. ૨૪
ચાલાકી ચંચળ કરે, ફરે ધરિ અહંકાર;
તે સ્ત્રી સપડઈ સ્હેજમાં, સમજી લેજો સાર. ૨૫

અલબેલો નર જોઇને, અલબેલિએ દાવ;
માંડ્યો તેને જીતવા, દરશાવી પ્રીત ભાવ. ૨૬
નામ ઉભયના સાંભળો, નામ વિના નહિ વ્હાર;
શામલાલ નરને લહો, લલિતા નામે નાર. ૨૭

લલિતાની વય વીસની, ગૌર શરિરનો વર્ણ;
નહિ ઊંચી નીચી નહિ, સુરેખ નાશા કર્ણ. ૨૮

હસે વદન લોચન લસે, રસે કસે જન મંન;
ઉતંગ ઉર શોભે અતી, રામા રૂપ રતંન. ૨૯
વાણિ મધુર શાણી ઘણી, અશ્વીની પાણીદાર;
તાણિ મદન તીર મારતી, પ્રાણી કરે પુકાર. ૩૦
નજર નેહ નિપજાવતી, લટક ભરેલી ચાલ;
ઉઠ બેસ અલબેલડી, કરે મનોહર ખ્યાલ. ૩૧
એવી લક્ષણવંતિ સ્ત્રી, લલિતા રાખે લક્ષ;
ફસે પુરૂષ જે ફંદમાં, કરતી તેનું ભક્ષ. ૩૨
ચાર પાંચને ધુતિને, સાબિત નિકળી નાર;
શામલાલને તેણિએ, દીઠો પેલી વાર. ૩૩
પ્રદેશથી તે આવિયો, કેં વરસે નિજ ધામ;
ઉમર યુગ્મ ને ત્રીશની, રૂપે જેવો કામ. ૩૪
વર્ણ ચારૂ કટિ સૂક્ષ્મને, ઊંચ શરિર બળવાન;
વિશાળ વક્ષસ્થળ દિપે, કાંતિ સૂર્ય સમાન. ૩૫
અધર આંખડિ લાલ ને, શામ ભ્રમર શુભ ભાળ;
વાંકડિયા શિર કેશને, ભજે કૃષ્ણ ગોપાળ. ૩૬
પ્રેક્ષણ તેનામાં રહ્યો, ચમત્કાર અદભૂત;
જેથી જુવતી થઈ રહે, લટપટ ઘન સંયૂત. ૩૭
બોલ ચાલ બેઠક છટા, સુંદર મનહર સાર;
વાંચવું વારિ પ્રવાહ સમ, લુબ્ધ થાય નર નાર. ૩૮
સૂક્ષ્મ બુદ્ધી સઉ વિષયમાં, તુર્ત પ્રવેશી જાય;
સારા સાર સમજ લહે, પ્રતિષ્ઠિતમાં પંકાય. ૩૯
શામલાલ સંગે કીધો, વાતચીત વેવાર;
સેજે ખુબ વધારિયો, લલિતાયે નિજ પ્યાર. ૪૦
એક બિજાને મંદિરે, જાય હર્ષથી બેય;
હસે રમે રસ રંગથી, મતલબ મનમાં લ્હેય. ૪૧
પ્રગટ કરે નહિ મનતણી, મળવાની ઈચ્છાય;
શામલાલ જાણે ત્રિયા, મુજથી નહી બદલાય. ૪૨
લલિતા એમ લહે થયો, પ્રેમ ગર્ક રસ છેલ;
કામકાજ કરશે હવે, મારે મન છે સ્હેલ. ૪૩

જળમાં કમળ રહે યથા અળગી રહિશ અસંગ;
શાબાશી સખીમાં થશે, જશે પુરૂષનો રંગ. ૪૪
એમ દિવસ વીત્યા ઘણા, ચાલી લોકમાં વાત;
શામલાલ લલિતા તણી, જુદી જુદી ખ્યાત. ૪૫
કેક જનો કે બેઉને, મૈત્રી થૈ ભરપૂર;
સ્ત્રી રૂડી ત્યમ પુરૂષ પણ, સુજાણ સરસ ચતુર. ૪૬
કૈંક કહે સાદી પ્રિતી, બેસે બોલે એજ;
હાથ તાળી લેતા નથી, તો ક્યાંથી સુખ સેજ. ૪૭
કેક કહે લલિતા ઘણી, પોંચેલી છે નાર;
એવું કામ કરે નહીં, અગર બતાવે પ્યાર. ૪૮
કૈક કહે અગ્ની સમિપ, તવાય ઘૃત નિરધાર;
શામલાલ છોડે નહી, લલિતા જેવી નાર. ૪૯
લલિતાએ તેમજ લહી, મીત્રે તેને વાત;
સ્ત્રી મનમાં કચવાઇ ને, પુરૂષ થયો રળિયાત. ૫૦
સ્ત્રીને પવિત્ર રેવું છે, લોકે મૂક્યું આળ;
તેથી દુખ તેને થયું, અંતરે ઉઠી જ્વાળ. ૫૧
પુરૂષે પ્રીતી અનુભવી, સ્ત્રી ઇચ્છે રતિ સૂખ;
જાૂએ તેવું કહે જગંત, તેનું ન ધરિયે દુઃખ. ૫૨
રૂપ યોવન લક્ષણવતી, લલિતા જેવી સંગ;
નામ ગવાયૂં તો હવે, રમશે ત્રિયા અનંગ. ૫૩
એક સમય રજની ખિલી, ચંદ્ર પ્રકાશે જાણ;
લલિતા સખિ મંડળ વિશે, બેઠી હતી પ્રમાણ. ૫૪
સરખે સરખી સુંદરી, કરતી વાત વીચીત્ર;
એક જણી બોલી ઉઠી, નથી કો નારે પવીત્ર. ૫૫
મેં માસ્તરને રાખિયો, ગજીવાળો તુજ યાર;
દરજી પાસે તે ગઈ, આ સોનીની નાર. ૫૬
મામાજી મોહ્યા તને, જેઠ ઉપર તુજ પ્યાર;
લલિતાને લાયક મળ્યો, શામલાલ પ્રિય યાર. ૫૭
વચન એવું સુણતાં ઉઠી, આગ લલીતા અંગ;
તે બોલી તૂં જૂઠિ છે, નથી કીધો મેં સંગ. ૫૮

પવીત્ર મૈત્રી માહરી, સખી માનો મુજ વાણ;
જો જુઠું કેતી હઉં, તો ઇશ્વરની આણ. ૫૯
દૈવ યોગથી તે સમે, તેજ માર્ગથી જાય;
શામલાલ તેણે સુણી, ચતુરાની ચરચાય. ૬૦
જે ઓટાપર જૂવતી, મળિ બેઠીતી સાર;
પાસેના ઓટા ઉપર, ઉભો તે સુણનાર. ૬૧
પેલી કે લલિતા તને, નિજ વાતે દુખ થાય;
કરતાં પરની વાતડી, હસતી નાજ ધરાય. ૬૨
તૂં યોવનમાં પૂર છે, રંગીલી રસ રૂપ;
શામલાલ સંગે કરે, વાત વિલાસ અનુપ. ૬૩
સતીપણું અમ આગળે, આજ લગી રહ્યું સત્ય;
શામલાલ આવ્યા પછી, બગડી તારી મત્ય. ૬૪
લલિતા કહે એવા પુરૂષ, તમ સરખીને લેય;
ભારે નહી મુજ અંગને, હાથ લગાડી દેય. ૬૫
હતી લલિતા શુદ્ધ તો, લાજી નહીં લગાર;
આળ મુકતી અટકી રહી, કહ્યું પ્રભુ જાણનહાર. ૬૬
નાટકના તખતા પરે, પડદો જવ ઊંચકાય;
દરશન નવું નજરે પડે, ચિત વૃતી બદલાય. ૬૭
ખરૂં સ્વરૂપ લલિતા તણું, દીઠું શામે સાર;
રમકડું જાણિ રમાડતી, મને ઠગારી નાર. ૬૮
મારે એના મન તણી, કરવી પૂરી તપાસ;
નિશ્ચય એવો રાખિને, આવ્યો નિજ આવાસ. ૬૯
દિવસ થયા દસ બાર જ્યાં, એ ચરચાને જાણ;
શામલાલ શિવ દરશને, કરતો હવો પ્રયાણ. ૭૦
નાગપુરી ધોતી સજી, મલમલ પેરન અંગ;
રેશમી કબજો તે ઉપર, અંગરખો ઉર તંગ. ૭૧
ગજવામાં ઘડિયાલ ને, કસુમ રંગ સિર પાગ;
રૂમાલ રેશમી કર છડી, લપટ અતર સૌભાગ્ય. ૭૨
લલિતા આવી તે સમે, જોઇ રહી પ્રિય ઠાઠ;
ભડક્યો સ્ત્રી તન મદન પણ, રાખી મનમાં વાત. ૭૩

સુંદર વરે સજી કઈ તરફ, સિધારશો આ વારે;
કાંતારેશ્વર જાણિંચું, દરશન કરવા સાર. ૭૪
એજ વખત આવી ઉભી, ઘોડા ગાડી દ્વાર;
સૂક્ષ્મ સ્નેહીની તે સરસ, રંગીન ભભકાદાર. ૭૫
લલિતા બોલી હું કહી, આવું તમારી સાથ;
લઈ જાશો કે નહીં મને, કેજો સાચી વાત. ૭૬
ઘણી સરસ આનંદની, પ્રિયા સમાગમ લ્હેરે;
આવવું ઇચ્છો તો કરો, પોશાકની ઝટ પેર. ૭૭
ઠીક કહી નિજ મંદિરે, માનનિ ગૈ મલકાતિ;
લિલિ અતલસની કાંચળી, પેરિ બરાબર થાતી. ૭૮
ચંદ્ર કળા ચારૂ દિપે, ગોરે અંગે એમ;
મેઘ ઘટામાં ચંદ્રની, છટા વધે બહુ જેમ. ૭૯
કુમકુમ ચંદ્ર કપાળ પર, મોહન માળા કોટ;
કનક કડાં અંગઢિ કરે, પગમાં તોડા જોટ. ૮૦
છમ છમ કરતી છેલડી, આવી કે નર નાર;
બેઠાં ગાડીમાં પછી, ઉપડ્યો ઝટ તોખાર. ૮૧
શેરી ફળીયાં મૂકિને, ચાલિ ગાડિ બજાર;
અલ્પ વખતમાં નીકળી, શહેર થકી પણ બ્હાર. ૮૨
રૂતુ વસંતની રાજતી, ફુલ ફળ સુંદર રંગ;
કોયલડી ટહુકા કરે, સુખદ સમીર વ્હે અંગ. ૮૩
તન યોવન ભરપૂર ને, વસ્ત્રા ભૂષણ બ્હાર;
પુષ્પ સુગંધી બ્હેકતી, કામોદ્‌ભવ કરનાર. ૮૪
એક બીજાના રૂપ ગુણ, ગમતાં ને વળી પ્રીત;
એજ હતાં એકાંતમાં, ચળવા લાગ્યાં ચીત. ૮૫
ઉપવન શોભા જોઇને, પ્રસન મને કઇં વાત;
કરતા આવી પોંચિયાં, જ્યાં છે ઉમિયા નાથ. ૮૬
દેરામાં તે અવસરે, હતો ન બ્રાહ્મણ કોય;
માટે બંગલામાં ગયાં, ઉભય ન્યાળિ મન મ્હોય. ૮૭
શામલાલના મિત્રનો, સમજો એ આવાસ;
જાણિને ત્યાં લાવિયો, લલિતાને સુખરાસ. ૮૮

માળ ઉપરનો ઓરડો, મધ્ય ભાગ મોઝાર;
પટમાં ગાલિચો સરસ, શોભિતો શૃંગાર. ૮૯
કનક ગિલ્ટની ખુરસી બે, ટેબલ સફાઈદાર;
પીતળ પલંગ રાજતો, તખ્તના પુરૂષાકાર. ૯૦
પાંચ ઝાડ છતપર ઝુકે, વચમાં ચિત્ર રસીક;
ચારે ભીંત ઉપર હતાં, ચીત્ર કાગળો ઠીક. ૯૧
મધ્ય ભાગ તેથી નહીં, ત્યાં કૈ બહુ પ્રકાશ;
સુગંધ લ્હેરો ચાલતી, આપે ચિત ઉલ્લાસ. ૯૨
ભીંત ઉપર છબીઓ જુએ, તેનો સ્હેજ ચિતાર;
લલિતા કેતી શામને, દેશ દેશની નાર. ૯૩
ગુજરાતી કછી જુઓ, સોરઠી માળવી આમ;
મારવાડી પૂરવી અને, પંજાબી આ ભામ. ૯૪
સીંધી બંગાળી ભલી, દક્ષણિ તિલંગી નાર;
મલબારી ને દ્રાવિડી, યાવની શી ખુબીદાર. ૯૫
એક ભીત પર સ્ત્રી તણી, છબિઓ સઘળી જોઇ;
બીજી ભીત ઉપર નજર, કરતાં પ્રેમ મ્હોઈ. ૯૬
તે છબિઓમાં કામના, ચોરચાશી આસંન;
ચિતરેલાં સારી રિતે, જોતાં વધ્યો મદંન. ૯૭
રવી અસ્ત થાતો હતો, તોપણ દીપક ચાર;
બળતા તેથી દીસતી, ત્યાં રાત્રી સુખકાર. ૯૮
રતિ આસન નિરખે ત્રિયા, પાસે ગમતો છેલ;
રાત વખત એકાંતમાં, ચડી કામની રેલ. ૯૯
ક્ષણ ક્ષણ મદ મ્હેળા તને, વ્યાપ્યો અપરંપાર;
ચિત્ર વિષે રતિ જોઇને, બ્હેકી લલિતા નાર. ૧૦૦
આળસ મરડે અંગથી, ખાય બગાસાં સાર;
નાસી ખજવાળે જુએ, શામ વદન બહુ વાર. ૧૦૧
પગ અંગુઠે ભૂમિને, ખણવા જાણે જાય;
ભુજ ઊચા કરી દાખવે, ઉરોજની શોભાય. ૧૦૨
વસ્ત્ર ખસ્યું સિરથી અને, ઉઘણુ થયું ત્રિય અંગ;
શામ હસ્ત પકડી કહે, જુઓની વિપરિત સંગ. ૧૦૩

મદ્યપાનિ લથડે યથા, લથડે લલિતા નાર;
પડે શામ ઉપર કહે, સંભાળો મુજ પ્યાર. ૧૦૪

શક્તિ મનમથ બાળના, રહી ન લલિતા અંગ;
શામલાલને બાથમાં, લઇને પડી પલંગ. ૧૦૫

શામ ત્યાંથી ઉઠી ગયો, કેતો લલિતા આમ;
કેમ ભાન ભુલ્યાં તમે, ઘટે ન એવું કામ. ૧૦૬

સતિપણું જાળવિ રહો, મતિને રાખો ઠામ;
દાખો ડાપણ કામની, સહો વેગ રિપુ કામ. ૧૦૭

લલિતાથી દુખ કામનું, રંચ નહિ સેવાય;
તે કેતી પ્રિય શામ જો, કૃપા કરો સુખ થાય. ૧૦૮

મારો પ્રેમ અનન્ય છે, તમ વિણ જગ સઉ શૂન્ય;
પ્રભુ પાસે રાખી કહું, બોલો ત્યાગી મૌન્ય. ૧૦૯

પદ વંદુ પ્યારા ગ્રહો, મુજ અબળાનો હાથ;
વાર કરો શું લાલજી, પડશે મારી જાત. ૧૧૦

માન ગયું મારૂં બધું, આપો અમૃત પાન,
બેસાડો ઉછંગમાં, દઇને જીવિત દાન. ૧૧૧

શામલાલ સમજ્યો તદા, હવે ન કરવી વાર;
સંગ સુહાવી સુંદરી, સંતોષી તે ઠાર. ૧૧૨

જ્યાં સુધી જે રસ નવ લહે, ત્યાં સુધી રહે અભાવ;
ચાખ્યા પછિ ચાલે નહિ, એ ઇંદ્રિય સ્વભાવ. ૧૧૩

પ્રહર નિશે નર નાર બે, નિકળ્યાં ઘરથી બ્હાર;
સ્નાને શુદ્ધ થઇ કીધું, શિવ દરશન સુખકાર. ૧૧૪

તે પછિ પુરમાં આવિયાં, અંગ ઉમંગ ન માય;
પ્રતિદિન લલિતા શામની, સેવા કરી રિઝાય. ૧૧૫

લોક વાતનો ભય પછી, તજ્યો ત્રિયાએ સર્વ;
સખિમાં ક્યારે નવ કરે, સતીપણાનો ગર્વ. ૧૧૬

શામલાલને મંદિરે, નિશદિન જાતી નાર;
ખાન પાન સુખ ભોગવે, કરે ન કો કનવાર. ૧૧૭

પ્રથમ થકી વીચારિને, ભરિયે ડગ સંસાર;
તો પાછળથી થાય નહિ, પસ્તાવો તલભાર. ૧૧૮
શામલાલ સમજૂ ઘણો, રાખી લલિતા લાજ;
બડાઈ તેણે નહિ કરી, કીધૂં પ્રીતી રાજ. ૧૧૯
સ્રીને શીક્ષા એટલી, કે પર નરનો ખ્યાલ;
કરવો નહિ કયારે કહીં, એજ સતીની ચાલ. ૧૨૦
જે સ્રીને પર નર વિના, ચાલે નહી જરાય;
તો તેણી એ પુરૂષની, કરવી છેડ ન કયાંય. ૧૨૧
હસવું ને વળી ફાકવો, લોટ એમ નહિ થાય;
સતી છાનિ રેતી નથી, નખરે લજ્યા જાય. ૧૨૨
રમત ગમત જોવી નહિ, જે સ્થળ પુરૂષ જમાવ;
ઘરમાં રેવું નારિએ, તેથિ થાય બચાવ. ૧૨૩
બીજી નારીની વળી, દરશાવુંછું ચાલ;
સમજણ કેવી તેણિની, સજ્જન કરજો ખ્યાલ. ૧૨૪
પ્રમદા પંદર વર્ષની, ઊંચિ જાતિ અલબેલિ;
હિણ વરને પરણી રહી, રહિત કામ રસ કેલિ. ૧૨૫
પ્રસંગ સહજે આવિયો, ગઈ સખી સંગે નાર;
હરીકથા સુણવા નિશે, કૌતુક માની સાર. ૧૨૬
વ્યાસ તણી વાણી સુણી, સ્પષ્ટ મધુર રસ પુર;
રૂપ ચતુરાઈ જ્ઞાનથી, ભેદાયું સ્રી ઉર. ૧૨૭
દરશન અમૃત દ્રષ્ટિએ, કરે કામની પાન;
સંભાષણને હાસ્યથી, અનુભવતી સુખ મ્હાન. ૧૨૮
પુષ્પ હાર કલગી પ્રીતે, અરપણ કરી રિજાય;
પાન પટ્ટીને એળચી, આપે આનંદ માંય. ૧૨૯
સુખ સાગરમાં એ રિતે, ઝીલતી જુવતી રોજ;
ત્યાંથી અણસમજે પળી, છોટે ગઈ સુખ મોજ. ૧૩૦
તજ્યું જવું ને બોલવું, તેમ તજ્યું વળી હાસ્ય;
જુએ ખરી પણ મન ઝુરે, રેતી રોજ ઉદાસ. ૧૩૧
મરિને સેતી માળીયો, તેથી યશ સુખ જાય;
બાળા બુધી વગરની, પરી પૂરણ પસ્તાય. ૧૩૨

ઈચ્છાએ અબળા તણી, જ્ઞાન સ્વામીની જાણ;
તદપી અવસ્તાને લીધે, આપે રહી અજાણ. ૧૩૩
સ્વરૂપ જ્ઞાન થવું મુક્તિ છે, ટળે કષ્ટ સંસાર;
પરિચય વિણ પ્રમદા રહી, બળતી ભવ અંગાર. ૧૩૪
જુઓ સમજ સુંદરિ તણી, કાચ સારૂં તજ્યું રત્ન;
પારાવાર પિડા સહે, કરે વૃથા સુખ જત્ન. ૧૩૫
લાજ માન મિથ્યા જગે, રાખી વેઠે દુખ;
જે સેવે જ્ઞાની ચરણ, તે જન પામે સૂખ. ૧૩૬
સજન સમાગમ જે કરે, હરી જ્ઞાન ચરચાય;
મૂર્ખ કદી દે દોષ તો. ગણે ન સૂજ્ઞ જરાય. ૧૩૭
લોક લાજ ત્યાં રાખવી, જ્યાં વિષયીનો સંગ;
મિથ્યા જગની ભાંજઘડ, થાય શાંતિનો ભંગ.
મિથ્યા વિષયાનંદને, સત્ય સ્વરૂપાનંદ;
ભાવે તે લિજે ભજે, મોક્ષ અગર જમ ફંદ. ૧૩૯
સજન સંગ કરિએ સદા, તજીએ દુરજન ચાલ;
કૃષ્ન કથા કિરતન થકી, મુક્તી ગિરધરલાલ. ૧૪૦

# મદન મોહિની સંવાદ.

## ચોપાઇ ત્રણ તાળની.

નૃપ મદન ગયો એક વાર, મૃગયા રમવાને વન મોઝાર;
મૂક્યો અશ્વને મૃગ પછવાડે, પોંચી ન શક્યા સ્વજન તે દાડે. ૧
રહ્યા પાછળ મંત્રીને દાસ, જાય મદનને મૃગ ભર્યા શ્વાસ;
ઘણો દૂર ગયો મૃગ જ્યારે, થયું કઉતિક એક ત્યાં ભારે. ૨
નગરશેઠની સુંદર નાર, મોહિની નામે કરતી વિહાર;
હતું સરોવર નાનું તે ઠાર, સ્વચ્છ નીરને વૃક્ષનો બ્હાર. ૩
મોહિની ઉભી નીરખતિતી જ્યાંય, મૃગ આવી પોંચ્યો દીઠો ત્યાંય;
થકતી પ્રયાણ મૃગની રહી આવી, ઉભો સ્ત્રીકને શીર નમાવી. ૪
મૃગ ભયભીત વદન દયામણું, જોઈ મોહિનીને દુઃખ થયું ઘણું;
હેતે હાથ ફેરવ્યો મૃગ શીર, બોલી વાણી મધુર આપે ધીર. ૫
ત્યાંતો આવ્યો મદન મહીપાળ, તેના કરમાં ભાલો વિકરાળ;
સમજી મોહિની હકીકત સારી, નમ્રતા યુક્ત વાણી ઉચ્ચારી. ૬
કરી પ્રણામ માંગૂ મહારાજ, પ્રાણદાન દ્યો મૃગને આજ;
એણે લીધોછે આશ્રય મારો, મારે માટે મહીપતી ઉગારો. ૭
પ્રાણ બચશે એનો નૃપ એમ, તે હું ગણીશ બચે મુજ જેમ;
એકની જગે બેઉના પ્રાણ, રાખી લ્યો પુન્ય ચતુરસુજાણ. ૮
સુણી સુંદરીની મીઠી વાણી, દીનપણાની પ્રાર્થના જાણી;
રાય મદન અશ્વથી ઉતર્યા, ઉભી સ્ત્રી પ્રતિ ઉત્તર કર્યા. ૯
મૃગ નયની શશીમુખી નાર, બહુ કીધોછે મૃગે બેજાર;
વાયુ વેગવાળો આ કેકાણ, ધાયો ઘડીકા પાંચ પ્રમાણ. ૧૦
એવા મહાન પ્રયાસે પશૂ, ચડ્યો હાથ તથાપી મૂકશૂં;
માત્ર સુંદરી વચન તમારે, એક શૂ છોડૂં હરિણ હજારે. ૧૧
કહો કોણ છો કામિની તમે, આવા વનમાં ક્યાંથી આ સમે;
કેમ એકલાં વિન દાસ દાસી, વન વૈકુંઠ કીધું વિલાસી. ૧૨
પ્રશ્ન પૃથ્વીપતિનો સાંભળી, વદી વાણી મોહિની નીરમળી;
રહુછું મ્હારાજના નગ્રમાંય, નગરશેઠના ઘરની શોભાય. ૧૩
મોહિની કહીને બોલાવેછે લોક, નથી પ્રભુને પ્રતાપે કંઈ શોક;
વન વિહારને આવી આ ઠાર, સામે તીરેછે પાલખી સાર. ૧૪

થયા શ્રમિત દિસોછો ભૂપ, બિરાજો આસન નાખૂં અનૂપ;
એવું કહીને બિછાવ્યો રૂમાલ, ત્યારે બોલ્યો મદન મહિપાળ. ૧૫
મારો શ્રમ ગયો તમ દરશને, તમે ઉભાં તે ઘટે ન મને;
આપું બેસવા તમને આસંન, કહીને નાખ્યો રૂમાલ રાજંન.૧૬
જોઈ વિવેક સ્ત્રિએ ધીર આણી, બોલી વિમળ વચનવળી શ્યાણી;
ધાવન ધર્મનો શ્રમને તૃષાય, જળ લાવું કરો પાન રાય. ૧૭
એમ કહી જવા લાગી જાૂવતી, નથી જળ પીવૂં કહે ભૂપતી;
નથી કામ કરવા જોગ તમે, તૃષા સહન કરીશૂં અમે. ૧૮
તોય તરૂણી કહે એમાં શૂંય, સેવા કરવાને જોગછું હુંય;
પુરૂષને વળિ પૃથ્વીના પતી, ઘટે સેવા સ્ત્રીને સો રતી. ૧૯
ના ના નથી જવું અહીંથી નારી, ભલાં થઈને માનો વાત મારી;
ત્યારે સ્ત્રી કહે કારણ કહોની, ક્ષમા આગ્રહની કરી લ્યોની. ૨૦
માનનીને મદન એમ કહે, સૂખ સંપૂર્ણ છે તમ રહે;
માટે ન્યુન જતાં તમે થાય, એજ કારણ નાનું કેવાય. ૨૧
મોહિની કહે મુજ માટે રાય, રહો તૃષીત તે નાજ ખમાય;
મને પણ ગમે આપનું મૂખ, ક્ષણમાં જળ લાવું થાશે સૂખ. ૨૨
સુકુમારીની સ્તુતી સાંભળી, નૃપ મદને વાણી કહી વળી;
સુણો સુંદરી હેતુ સમળ, નથી ત્રીજું માણસ આ સ્થળ. ૨૩
વાત આપણી આપણ લહીએ, શાને ત્રીજાને જાણવા દઈએ;
માટે જવું નથી જળ સારૂં, બેસો દરસન કરૂં તમારૂં. ૨૪
કિંચીત હાસ્ય કરી હરીણાક્ષી, કહે નહિ લાવું ત્રીજો સાક્ષી;
અંતે નૃપતી નીરૂપાય થઈ, રજા દિધી સ્ત્રી જળ લેવા ગઈ. ૨૫
શુભ્ર ધાતુ પાત્ર ભરી વારી, લઈ આવી લટકતી નારી;
પ્રેમે કર્યું મદને જળ પાન, બેઠી સુંદરિ સામી ગુણવાન. ૨૬
શંકા દુર કરો મારા મનની, એવું બોલી વચન મૃગ નયની;
ત્રીજા જણથી પ્રસંગ આ છાનો, કેમ અવશ્ય છે રાખવાનો. ૨૭
સ્હેજ થયું છે મળવું આપણું, જાણે જગત ભલે એમ ભાણું;
શીશ ધૂણાવિને રાય કહે, જાણે જન તો માન ન રહે. ૨૮
તમને થયાં હશે વર્ષ સોળ, નવ યોવન તન કુમકુમ રોળ;
કેશ પાસથી થાય અનુમાન, કટી પરીયંત લાંબા પ્રમાણ. ૨૯

અંદર તેલની સૂવાસ ધમકે, ઝલે સુંદર કેશની ચમકે;
તેપર ભૂષણ શોભે જડાવ, સૂક્ષ્મ પટવડે પડે દેખાવ. ૩૦
ભાળ વીશાળ ઓપતું સાર, શામ ભ્રમર છે ધનુષાકાર;
નયન પ્રાંત આકર્ણ પરિયંત, ચંચળ મીન થાય લજાવંત. ૩૧
ગુલાબ પુષ્પ મુખ સ્પર્ધા કરે, અમૃત રસ દીસી આવે અધરે;
કંઠ માધુર્યથી પીક લાજે, ઘાટ ગરદન હંસનો રાજે. ૩૨
ધરી માળા મોતીની અનુપ, ચીર આછે દીપે રૂડું રૂપ;
કર કોમળ દાંડી મૃણાલ, અંગુળી ઉપર વીટીમાં લાલ. ૩૩
રત્ન કંકન શોભા અપાર, હંસ ગમને ઝાંઝર ઝમકાર;
નવી જવાની અલૌકિક રૂપ, ચતુરાઇને નખરો અનૂપ. ૩૪
જોવું તમારૂં મૃતકને નાર, સજીવન કરે એવું નિરધાર;
બોલવું સુધા શ્રોત્રમાં રેડે, ચાલવું મંદ મરડીને કેડે. ૩૫
રૂપ લક્ષણ રસના છો ધામ, મુજ સંગે જુએ કોઈ આમ;
તો તે નિશ્ચય કરીને માને, હશે તન મન મળ્યા નીદાને. ૩૬
નથી એમાંનું સત્ય સઘળું, વ્યર્થ જણાવિએ જગ અવળું;
પ્રભુએ અજ રૂપ ગુણ મુજને, આપ્યાંછે એમ કેવાનું બને. ૩૭
કદી અપૂર્વ સુખ ઇચ્છો નાર, કરો પ્રેમ મારી જોડે સાર;
યોગ્ય અવસરે મળવું છે થયું, ચુકશો તો જીવતર વ્યર્થ ગયું. ૩૮
એવું સુણીને મોહિની એમ ભણી, મારે ઘેર છે પરણ્યો ધણી;
કેમ તમ સંગે રંગે રમાય, લાજ લાખેણી લોકમાં જાય. ૩૯
કહે મદન જે ચતુર છે નાર, તેની વાત ન જાણે સંસાર;
હોય ધણી જો તમારે જોગ, ભલે ત્યારે તો ભોગવો ભોગ. ૪૦
મને સ્મરણ હવે થયું વારૂ, નગર શેઠના છો વહુવારૂ;
નથી નથિરે તમ લાયક શેઠ, નહિ સમજશો તો થશે વેઠ. ૪૧
પૂરે સાક્ષી જો તમારૂં મન, બાંધો મુજસૂં પ્રેમ બંધન;
કહ્યુંછે કામ શાસ્ત્ર મોઝાર, તેનો સંભળાવું તમને સાર. ૪૨
વિના જાણે જે રસ રંગ રીત, ધુળ પર લીપણ છે તે ખચીત;
જેના ચરણ ચાર ઘાટદાર, ઉંચ શરીર પાતળું કદ સાર. ૪૩
એવા પુરૂષ સંગે સ્ત્રી ન રમી, વૃથા તેનું જોબન ગયું નમી;
શેઠ આવેછે રાજસભામાં, રૂપ ગુણ છે મારા સમજ્યામાં. ૪૪

સ્ત્રી કહે પૃથ્વીપતી તે ખરૂં, જાણે લોક તો લાજથી મરૂં;
કેમ કર્મ એવું કરીએ ખોટું, લાગે કલંક કુળને મોટું. ૪૫
કહે મદન સાંભળ અલબેલી, યુક્તીએ કરીયે રસ રંગ કેલી;
સિંહ કટી નરશું સ્ત્રી નવ લપટી, વ્યર્થ જવાની તેની ગઈ મટી. ૪૬
સ્ત્રી કહે પર નરની સંગાથે, શું છે વધારે તે કહો વાતે;
સુખ સંસારનું જે કેવાય, તેતો ઘરના ધણીથીએ થાય. ૪૭
કહે મદન સુખ સદન રૂપાળી, સુખ હીણ વરથી ન શકો ન્યાળી;
મોજ રસીક નરસૂં નવ માણી, જોબન તે સ્ત્રીનું થયું ધુળધાણી. ૪૮
સ્ત્રી—પર નર સાથે સ્નેહ જો કરીયે, વાયુ સરખાથીએ મન ડરીયે;
પછી કેમ કરીને કહો ઠરીયે, જેવો તેવો પણ પતિ મન ધરીયે. ૪૯
પુ—ડરવું દક્ષને સ્વપ્ને ન પડે, ચંચળ સ્ત્રી ચાહી ચતુરને અડે;
સુલક્ષણ નર સંગે ન બેઠી, વ્યર્થ જવાની તેની ધરા પેઠી. ૫૦
સ્ત્રી—તથાપી શાસ્ત્રમાં તો ના કહી છે, ધણી સેવે તેને સતી લહી છે;
કેમ તેનું ઉલ્લંઘન થાય, જાર કરનારા જમપુર જાએ. ૫૧
પુ—શાસ્ત્ર વિશે નથી રે પ્રમાણ, વરવું અયોગ્ય વરને સુજાણ;
માટે યોગ્ય મળે નર સુરૂપ, તેશું રમવું બુડી રસ કૂપ. ૫૨
જેનું મુખ છે અરવિંદાકાર, શરિર સૌરભ જેનો અપાર;
એવા નરશું પરિયંક ન પોઢી, વ્યર્થ જીવતર જાળ સ્ત્રી ઓઢી. ૫૩
સ્ત્રી—તમે કહોછો તે કેમ મનાય, નિંદા લોકમાં જારની થાય;
એવો હોય જો કોઈ ઉપાય, જેથી નામ ન આબરૂ જાય. ૫૪
પુ—સુણો સુંદરી ભેદ એ ભાંગૂં, મનમોહન લખી જો મન લાગ્યું;
કઈક નિમિત્તવડે તેશું સ્નેહ, કરીએ તો લોક હાર્દન લેહ્ય. ૫૫
પછી નિંદાનો ભય ન લગાર, સુખ ભોગવિયે ખરૂં નાર;
જેની વાણી મધુર રસ ભરી, તેનું ચુંબન કરી સ્ત્રી ન ઠરી. ૫૬
લહે કામ કળા સુઘડાઈ, એવા નરને ન આલિંગી ધાઈ;
પ્રવિણ નર ભેલડીયે ન વળગી, જવાની તે સ્ત્રીની ગૈ વ્યર્થ સળગી. ૫૭
જમપૂર જવાનું છે તેને, નથી પ્રેમનું પારખું જેને;
પ્રેમ સત્ય તો એકથી થાય, એવી પ્રેમી સ્ત્રી સ્વર્ગે જાય. ૫૮
પૂર્ણ પ્રેમ પરણ્યા સંગ હોય, તે સ્ત્રીને વિષવત નર લોય;
પતી યોગ્ય નથી પ્રેમદાનો, પ્રેમ તેવા ઉપર પછી શાનો. ૫૯

એવી અબળાને નર અનાયાસ, મળે પ્રેમી ચતુર સુખરાશ;
તેની સંગે અનંગની ક્રીડા, કરતાં સુખ થાય ને જાય પીડા. ૬૦
કદી છેલ પુરૂષને ઉછંગ, બેસી અનુભવ્યો નવ ઉછરંગ;
બુદ્ધીમાનની બાથમાં નાવી, તે સ્ત્રીએ જવાની વ્યર્થ ગુમાવી. ૬૧
સ્ત્રી—પ્રીતમ સુંદર મળે તથાપી, કેમ સ્ત્રી શકે શરમ ઉથાપી;
માટે મન ગમતા જોડે સ્નેહ, કરવો નહિ અતી ઉત્તમ તેહ. ૬૨
પુ—વરતી લઇએ પ્રીતમનું મંન, દીસે અડગતો કહીયે વચંન;
કદી વાણી ન થાય પ્રકાશ, જઇને બેસીએ લાડથી પાસ. ૬૩
જેના હસ્ત કમળવત રાજે, તેમાં દીધું ન ઉર સ્ત્રીએ લાજે;
નવ પ્રીતમ સંગે રમી ફાગ, તેના તનને ડસ્યો કાળી નાગ. ૬૪
સ્ત્રી—એક દીવસની ચોરી રખાય, પ્રર્તા દિનની ચોરી ન ખમાય;
કરીયે પ્રીત જો પર નર સાથ, ચોરી કરવી પડે દિન રાત. ૬૫
એવી ઉપાધીમાં શીદ પડીયે, ભમતું રહે ચિત ઠરે ન ઘડીયે;
તેથી રેવું એ કામથી દૂર, ઘણું શ્રેષ્ટ છે સુણો ચતૂર. ૬૬
પુ—ચોરી ચોરીમાં છે ઘણો ફેર, પ્રેમ ચોરી આપે સુખ લહેર;
બેઠો હોય સમૂદાય જનનો, તેમાં આવે જો માન્યો મનનો. ૬૭
તેશું હસવું નયનની માંહી, ઘટા મનમથ તનમાં રે છાંઇ;
લાડ ભર્યું ભાષણ મર્મ કરી, દેવી સંકેત સૂચના ખરી. ૬૮
• રંગીન નર સંગે જેણે ભોજંન, કીધું નહી તે પશુ સ્ત્રી જંન;
ન કીધું પ્રીતમ અધરનું પાન, ગયૂં વ્યર્થ સ્ત્રી યોવન માન. ૬૯
સ્ત્રી—એવા કરીયે કદાપી પ્રપંચ, દુર્જન આગળ ન ચાલે રંચ;
સજ્જન એક ને દુર્જન લાખ, કરે દુર્જન બાળીને રાખ. ૭૦
કાન પરણ્યાના દુર્જન ભરે, સગાં સ્નેહી કને નિંદા કરે;
તેથી પ્રીતમથી વેગળે સારાં, જમીયે રોટલો તજી સકરપારા. ૭૧
પુ—દુર્જનનું પણ જોર ન ચાલે, પ્રેમી ચતુર ગમે તેમ મહાલે;
પ્રેમ શક્તીની સીમા તો નથી, દુર્જન હારીને બેસે સર્વથી. ૭૨
પ્રિતમ નયનમાં સ્વર્ગનું સુખ, લઇએ પ્રેમથી નીરખીને મૂખ;
દુર્જન દગ્ધ થઈ દુખ લહે, નિંદાથી થાકીને બંધ રહે. ૭૩
છએ રૂતુના ભિન્ન વિલાસ, પ્રિતમશું રમી પૂરી ન આશ;
નથી પ્રિય સ્ત્રીએ ઉરપર રાખ્યો, વૃથા અવસર યોવન નાખ્યો. ૭૪

નહી મરાવી રંગ પીચકારી, નહિ ધરાવી લટ કદી સારી;
નહી રગડાવ્યો મુખડે ગુલાલ,વૃથા વહી આ જવાની પખાલ. ૭૫
સ્ત્રી—શાસ્ત્ર સંબંધી શક મને રછે, પ્રીત પર નરથી કરવા ના કેછે;
સમાધાન જ્યારે તેનું થાય, ઉર આનંદ પૂરો ભરાય. ૭૬
કહે રાય રામા સુણો વાત, ભાગૂ મનડાં તમારાની ભ્રાંત;
પ્રેમ સાચાનૂં લક્ષણ જેહ, કહૂં સ્હેજમાં સુંદરી તેહ. ૭૭
પ્રેમ જોતાની સાથેજ થાય, અંત સુધી ક્યારે નવ જાય;
તેને શાસ્ત્ર સ્વાભાવિક કેછે, તેવા પ્રેમને વશ પ્રભુ રેછે. ૭૮
સત્ય પ્રેમીનો પ્રેમ જ્યાં લાગે, સ્વર્ગ જાણી ત્યાં તે અનુરાગે;
તેજ પદાર્થ પ્રભુસમ પેખે, તે વિના અન્ય પ્રેમી ન દેખે. ૭૯
તેને માટે કરે પ્રાણ ત્યાગ, સમજે મરવામાં તે મોટું ભાગ્ય;
આવો પ્રેમ જો પરણ્યાશું હોય, ઇંદ્ર સરખાને અબળા ન જોય. ૮૦
પરણ્યા સાથે કદી પ્રેમ નથી, તેવી નારી હરેકશું જતી;
માત્ર ચર્મની ચેષ્ટા જે ચ્હાય, નીચ નારી તે નર્ક પળાય. ૮૧
નથી પરણ્યા સાથે સત્ય સ્નેહ, તદપી હરેક સાથે જે ન રેહેય;
ઉપર કહ્યો એવો પ્રેમ જ્યારે, સુઘડ પુરૂષ સાથે થાય ત્યારે. ૮૨
તેને પતી સમ જાણી સ્ત્રી ભજે, નથી નર્કનો ભય તેને રજે;
એક તરૂણી અરજુન સંગ રમી, નથી નારી તે ભવમાં ભમી. ૮૩
માટે મૃદુ તન વચની રસીલી, યોવન કુસુમ કેરી કળી ખીલી;
નર ચતુર ભ્રમર તેની પાસ, આવ્યો તેને લેવા દે સુવાસ. ૮૪
કારણ ભ્રમર લહે પુષ્પ મર્મ, જઇને બેસે ત્યાં પંખી પર્મ;
પુષ્પ જાતીનો એવો સ્વભાવ, જોઈ ભ્રમરને કરે ઉઠાવ. ૮૫
તેવો પ્રેમ પ્રગટ કરે ભાવ, નેન મળતાં થાય ગરકાવ;
લતાવત સ્ત્રી ન નરને વીંટાઈ, બ્યર્થ જીવતર તેનું જગ માંહી. ૮૬
રૂડો વેશ પુરૂષ સદા રાખે, સ્વર્ગ સુખ આપે જોતાં કટાક્ષે;
એવા અલબેલાની બેલડીયે, ન ઝુકી ખોઈ જવાની ઘેલડીયે. ૮૭
પ્રેમ પોશાક પદ્મની ચ્હાય, મંડળ વિદ્વાનમાં વખણાય;
એવા નર સાથે રમી ન વિલાસ, બ્યર્થ તેના ગયા સ્વાસો સ્વાસ. ૮૮
ગ્રીષ્મ રજનીએ ચંદ્ર પ્રકાશે, વાયૂ લ્હેરો લાવે પુષ્પ વાસે;
ત્યાં ન તરૂણી પ્રીતમ સંગ રમી, બ્યર્થ તેનું યોવન ગયું સમી. ૮૯

જેને અંગે અતરનું મરદન, ચરચ્યું ભાળે અગર ને ચંદન;
તે નરતન સ્પર્શે જે સ્ત્રી ન બહેકી, વ્યર્થ જવાની તેણે દીધી ફેંકી. ૯૦
વરસે ઘન ઘટા ઘાલીને જોરે, કરે મોર ને પપૈયા સોરે;
તવ પ્રીય હસ્તમાં સ્ત્રી ન દબાઈ, વ્યર્થ કાળ યોવન ગયો ખાઈ. ૯૧
ગરજે ઘનને નીચે વિજ ચમકે, હરીયાળી ઉપર મોતીઓ દમકે;
તવ સજનશું સુંદર ન સેજે, વ્યર્થ જીવતર ગયું તેનુ હેજે. ૯૨
શરદ રૈન મયંક વિરાજે, બારી અટારીએ સજી સાજે;
પ્રેમી પુરૂષશું જે સ્ત્રી ન ઉભી, વ્યર્થ જવાની તેની ગઈ ડુબી. ૯૩
માણેકઠારી પુર્ણિમાં સારી, વરસે સ્વાતીમાં મેઘનું વારી;
સીપ પેરે સ્ત્રી વારી ન ધારે, વ્યર્થ તેનો ગયો અવતારે. ૯૪
ઋતુ શીશીરને હેમંત આવે, થંડી અતીશય જનને સતાવે;
તેમાં સ્ત્રી મન માન્યો ન મ્હાલી, વ્યર્થ જવાની તેની ગઈ ચાલી. ૯૫
પાક પાવક ને પ્રીતમ પ્રેમ, પ્રિયાને મન પ્રસન છે જેમ;
તેમ છતાં સ્ત્રી સેવ્યો ન છેલ, વ્યર્થ જવાનીની ઉપાડી હેલ. ૯૬
સ્ત્રી—રાય વિદ્યા ને ચતુરાઈ ધન્ય, નથી વિશ્વમાં તમ સમો અન્ય;
પ્રેમ વાતમાં છે દુખ પાસ, તેથી મન મારૂં ખાયછે ત્રાસ. ૯૭
પુ—સુણો ચપળા ચતૂર સૂજાણ, જ્યારે લહીયે પ્રિતમનું પ્રમાણ;
ત્યારે તુતે તેનો સંગ કરીયે, રમી રંગે અંગોઅંગ ઠરીયે. ૯૮
પછી આતુરતા રે કિનારે, અન્ય જન મર્મ ન લહે ત્યારે;
યુકતી દરશાવી છે ઘણી અહીં, પ્રેમાંતરગત અનંત રહી. ૯૯
મોહિનીએ કહ્યું મહારાજ, વીત્યો વખત ઘણો સહસાજ;
તેથિ પોતાના વાહન અંદરે, ગયાં મંદિર મદન સુંદરે. ૧૦૦

# પતરાજી.

પ્રાણી જે થાય પતરાજ બાજ, લાખ વસા તે ગુમાવે લાજ;
જાણે મોટાઈ જાહર કરે, હોશિયારીથી જન મન હરે. ૧
કોઈ ઇચ્છેછે ગણાવા બ્હાદુર, કોઈ ધારે પંડિતાઈ પૂર;
કોઈ શ્રીમંતનું ડોળ રાખે, કોઈ ડાયામાં ખપવા ઝાંખે. ૨
કોઈ શસ્ત્ર વિદ્યા વિશે જાણ, કોઈ કાવ્ય કળામાં પ્રમાણ;
કોઈ કંઠને રાગમાં ચડતા, કોઈ લટકતી ચાલમાં અડતા. ૩
કોઈ કુલિન થવા મન ચ્હાય, કોઈ જ્ઞાની આચાર્ય કેવાય;
કોઈ કસરતનો રાખે ફાંકો, કોઈ ખુબસુરતીમાંય વાંકો. ૪
કોઈ દરશાવે જગમાં એમ, સ્ત્રિયો જોતામાં મોહ્યછે કેમ;
મિત્ર આગળ માંડીને વાત, કહે નારીઓ જોડેછે હાથ. ૫
પેલી બીજાને લેશ ગણે નહી, મારી જોડે હસીને ઉભી રહી;
તમે લહોછો વડોદરાવાળી, કેવી શ્રીમંત ઘરની રૂપાળી. ૬
કોઈનો આસરો તાં નહીં લાગે, તે પણ બંદાને પડેછે પાગે;
વીસનગરથી હમણા જે આવી, તેણે ચીઠી મને મોકલાવી. ૭
તારા મિત્રની નડિયાદ કેરી, તેણે ટોપી ભરી જો આ પેરી;
સુણી એવી અનેક બડાઇ, મિત્ર દક્ષણી બોલ્યો ભાઇ. ૮
તમે ગુજરાતી ગોરીની સંગે, ફાવી જાઓછો મ્હેજ પ્રસંગે;
કદી પુનાની નારીની પ્રીતી, મળવો તોજ આવે પ્રતીતી. ૯
હમણાં આવીછે પુનેથી એક, ઘણો રાખેછે તોડ ને ટેક;
તેના ઠાઠ આગળ શી છે રાણી, જેની પાસે ન રેય પુરૂષ પાણી. ૧૦
એવું અનુપમ રૂપને અંગ, દ્રષ્ટી વાણીને લટકે અનંગ;
નવે રત્નના ભૂષણ પેરે, મોહ ઉપજે મધુરીને સ્હેરે. ૧૧
ઇસ્તંબોલી અતરની લપટ, બનારસની સાડીમાં ઝપટ;
જેમ વિદ્યુતનો ઝબકારો, તેમ સુંદરીને મન ધારો. ૧૨
જેવી મોટાઇને રૂપ રાજે, તેવી વિદ્યા કળા ગુણ છાજે;
ગોરો ગિરવાણમાં છે સુજાણ, ગુજરાતીને વ્રજમાં પ્રમાણ. ૧૩
હજી મહીનો આવ્યાને એક, થયો એટલામાં આતુર છેક;
કોઈ સમય પરીચયનો આવે, મળવા કેરી ઉત્કંઠા જાવે. ૧૪

એવું સુણીને બોલ્યો પતરાજી, ઠીક થયું એ ખબર દીધી તાજી;
હવે જોજે તું મારો સપાટો, શકરૂપી કાઢી નાખ કાંટો. ૧૫
ગયા મિત્રો પોતાને ઘેર, પતરાજીએ કીધી શી પેર;
હતો મિત્ર બીજો નામદારે, તેને મળ્યો નદીને કિનારે. ૧૬
નિત્યની ચાલુ વાત કરીને, પુછ્યું નવલ વિશેષ કરીને;
ત્યારે શ્રીમંત મિત્રે જણાવ્યું, આજ પ્રજન મને છે આવ્યું. ૧૭
પુનાવાળા પેશ્વાના સરદાર, જેની ઇજ્જત છે બેશુમાર;
તેમણે લગ્ન કીધુંછે ફરી, બીજી વારની તેની સુંદરી. ૧૮
તે ગઈ હતી વડોદરે નાર, ત્યાંથી આવીછે અહિં નિરધાર;
તેની સાથે ખટલો છે ભારી, મેતા સીપાઈ દાસીઓ સારી. ૧૯
છે મુકામ મોટી વાડી માંય, મોટા લોક મળવા સહુ જાય;
રીત ત્રતુ અહિં કરી જાશે, નિત્ય મોજ મઝા બહુ થાશે. ૨૦
તેણીના પીઉનો જન્મ દિન, આજ હોવાથી આનંદ લીન;
ગ્રહસ્થ સારા સારા નોતર્યા, ભોજન કરવા સઉ જશે ખરા. ૨૧
ભોજન થયા પછી રાગ રંગ, ઘણો રાખેછે ગોરી ઉમંગ;
રાગદારી અંતે હરદાસ, રામ ચરીત્ર થશે ઉલહાસ. ૨૨
તે પછી કચેરી બરખાસ, થશે એવી છે સૂચના ખાસ;
એવું મનોહર સાંભળી બ્યાન, પતરાજીનો ચમક્યો જાન. ૨૩
તેને મિત્રે જોઈ એવો ભાવ, કહ્યું આવવું ચાયનો આવ;
મારી જોડે ફિકર નથી કાંઈ, ઓળખાણ થશે સ્ટેજમાંહી. ૨૪
સાત તાસનો થતાં સૂમાર, ઝટ પતરાજી થયો તૈયાર;
ગયો મિત્રની જોડે આપ, કહે મનમાં કેવી મારી થાપ. ૨૫
એમ પગ પતરાજીનો થયો, હદ મૂકીને આગળ વધ્યો;
નિત્ય પુનાવાળીને ઉતારે, પતરાજી સજીને પધારે. ૨૬
પેલી સ્ત્રી પરદેશમાં આવી, તેની તબિયત આણે ઉઠાવી;
જેમ કેહવત જગમાં ચાલે, વનો વેરીનું મેળવે વ્હાલે. ૨૭
હાસ્ય વદનથી તે અલબેલી, કરે વાત પતરાજીશું પેલી;
સાફ દિલથી બોલે ચાલે નાર, તેથી પતરાજી ફુલ્યો અપાર. ૨૮
રીત પતરાજીની દિન દિન, ફરી ગઈને બદલાયાં ચિન્હ;
ત્યારે ચંચળ ચમકી ચીતમાં, પડ્યો દીસેછે પાજી તો પ્રીતમાં. ૨૯

એને શીક્ષા કરૂં એવી સારી, ફરી પાયરી ચડે ન મારી;
મનમાં એ રીતે રહી રાખી, નહી બ્હારથી ભિન્નતા દાખી. ૩૦
પતરાજીનો પ્હેલો સાથી, તેનો પરીચય થયો છે ત્યાંથી;
કોઈ વખત તે પણ ત્યાં જાય, વાટે પતરાજી ભેગો થાય. ૩૧
એમ કરતાં દીવસ કૈંક વીતે, પતરાજી કહે સ્ત્રીને પ્રીતે;
સુણો સુંદરી મારી વાત, જાણી કેમ કરોછો ઘાત. ૩૨
અષ્ટ સૌંદર્ય રૂપી બાણે, તમે વિકળ કર્યાં મારો પ્રાણે;
મૃગ નયન મદન પ્યંજરે, તમે વીંધ્યું શરીર સુંદરે. ૩૩
વાણી મધુર મરમની ભરેલી, તેણે શાંતી છે મારી હરેલી;
ગજગતીએ રતીવત પ્યારી, ગની ભંગ કરી તમે મારી. ૩૪
સ્મિત હાસ્ય કરી મન હર્યું, આજ રદય મેં ખાલી કર્યું;
યોવન વાડી ખીલી છે તમારી, મોહ પામી તેમાં વૃતી મારી. ૩૫
વિનતી લેવી મારી સ્વીકારી, હવે તરશાવશો નહિ પ્યારી;
મારા પ્રાણથી તમને વધારે, ગણૂંછું મનમોહન નારે. ૩૬
જેવું મન તમમાં ગયું મળી, તેવૂં તન મેળવો ફુલ કળી,
સ્થીર રહી સ્ત્રીએ સાંભળી લઇને, દીધો ઉત્તર હળવે રહીને. ૩૭
આજ આવજો રજનીએ રાજ, થશે ઇચ્છા પ્રમાણે કાજ;
રીઝ્યો પતરાજબાજ અપાર, નિજ સદન ગયો તજીવાર. ૩૮
વાટે મિત્ર મળ્યો દક્ષણી, તેની આગળ પતરાજી ભણી.
તારી પુનાવાળીને પણ લીધી, આજ રાતે થશે યથા વીધી. ૩૯
જઈ ઘેર જોતો એહો વાટ, ઘડતો મનને ગમતા બહુ ઘાટ;
અહા નશીબ કેવું મારૂં સારૂં, થયું આજ ઘણા દીનૂં ધાર્યૂં. ૪૦
હતો પ્રથમથી મુજને વિશ્વાસ, હવે નક્કી પુરી પડશે આશ;
અંગો અંગ ઉમંગની હેલી, આજ કરશે પ્રિયા કામકેલી. ૪૧
એના રૂપ આગળ રંભાશુંય, કેવો પ્રસન પડ્યો એને હુંય;
યૂવાવસ્તા નીધી કેરી લહેર, ઊછળી રહી આનંદ ભેર. ૪૨
તેમાં ઝીલીશ આજની રાતે, લઇશ સ્વર્ગનું સુખ શાક્ષાતે;
વસ્ત્રાલંકારનો બ્હાર તેવો, એનો સંગ અમૃતનો મેવો. ૪૩
સૂર્ય મંદ ગમન કરે કેમ, દીસે થાક્યો ભ્રમણથી જેમ;
કે શું જાણીને વાર લગાડે, દ્વેશ પૂજનનો આજ દેખાડે. ૪૪

કરો દેવ ઝડપથી પ્રયાણ, નીત્ય આપીશ હું અર્ઘદાન;
પ્યારી સંયોગ પાન સૂધાનૂ, માનૂં સાર્થક જનમ ધર્યાનું. ૪૫
ગૌર કોમળ ગાત્રનો સ્પર્શ, પૂર્ણ ભરશે અંતરમાં હર્ષ;
શોળકળાએ સંપૂર્ણ પ્યારી, સુખ આપશે સ્નેહથી સારી. ૪૬
એનુ સૂખ વરણવ્યું નહી જાય, ચિત્ત આતુર પૂર ઉભરાય;
રવી દેવ કહ્યું મારૂં કીધું, પડી નીશાને કાર્ય તો સીધ્યું. ૪૭
કરૂં ફક્કડ ખુબ પોશાગ, જેથી વાધે પ્રિયા અનુરાગ;
પેરી ધોતી ઉંચી નાગપૂરી, નથી ચીપણી તેની અધુરી ૪૮
પેરન મલમલ ઉપર તંગ, કબજે ચડાવ્યો કેશરી રંગ;
તેના ખીસામાં ઘડિયાલ ઘાલી, પેરી પાગ પીળી તોરાવાળી. ૪૯
કોટ કાળો બનાતનો તે પર,વાંકી બાંધ્યનો પેચો સુંદર;
શ્વેત સુગંધીદાર રૂમાલ, કરમાં લાકડી વીંટીમાં લાલ. ૫૦
નિકળ્યો ઘરમાંથી પતરાજ બાજ, વચમાં કહુંછું બીજુ એકકાજ;
તમે સાંભળ્યુ આરંભમાંય, એક દક્ષણી મિત્રછે ત્યાંય. ૫૧
તેની સાથે પતરાજ બાજ, ખુશકી ઉપર ચલાવે ઝાઝ;
હતો હરદાસ તેનો આશ્રીત, મળતો પુનાવાળીને તે નીત્ય. ૫૨
તેણે દક્ષણી ગ્રહસ્થનું જાણ, પેલી સ્ત્રીને કરાવ્યું પ્રમાણ;
ગયો હશે તે તરૂણીની પાસ, ત્યાંહ વાત નીકળી અનાયાસ. ૫૩
પતરાજ બાજનું નામ લઈને, પૂછ્યું દક્ષણીએ ધીરે રહીને;
તમે ઊંચા ઘરાણાના સાર, વિશ્વ વિખ્યાત આબરૂદાર. ૫૪
જગ વ્યવહારે જાળ નઠારી, તેમાં સપડાય બહુ નર નારી;
આપ તો છો ગુણના નિધાન, પતીવ્રતા પુરાં જ્ઞાનવાન. ૫૫
તોય ભિન પ્રતીના છે જંન, તેથી રેવું સાવધ ઘણું મંન;
લેશ માત્ર પ્રસંગ ન એવો, કદી જન્મમાં આવવા દેવો. ૫૬
જેથી નામની કીર્તીનું તેજ, કોઈ સમજે પડ્યું ઝાંખું સહેજ;
પુરી પ્રવીણ સ્ત્રી ન્યાય નીતીમાં, ઝટ ચેતી આ મર્મ રીતીમાં. ૫૭
સત્ય કેવુંછે સર્વ તમારૂં, માણસ માત્રને નામછે પ્યારૂં;
આજ રજની અર્ધ જવ જાય, કૃપા કરી પધારશો રાય. ૫૮
અતી રૂડું કહીને દક્ષણીએ, જવાની રજા લીધી જાણીયે;
હવે પતરાજ બાજની સંગ, ચાલો જોવાને શ્રોતા રંગ. ૫૯

હસ ઘટી નીચાં જવ ગઈ, પુનાવાળીની વાડીએ જઈ;
રંગ બંગલાને બીજે માળે, પ્રિય પ્યારીની વાતો ચાલે. ૬૦
શીત રૂતૂની ભરતીનો કાળ, થંડી વાયુની લ્હેરો દે ફાળ;
ધ્રૂજે શરીર ને કકડે દંત, એવી થંડીની વ્યથા અનંત. ૬૧
ચંચળ ચતુરાએ હોડીછે શાલ, મીણબત્તી બળે જ્યમ મશાલ;
પતરાજી કહે પ્યારી ધન્ય, કેવું શોભેછે હસિત વદંન. ૬૨
કેશ પાસની રચના છે ન્યારી, રત્ન જડિત ભૂષણ ખુબી ભારી;
વિશાળ ભાળ કુમકુમ સહીત, લેછે આકરષી મારૂં ચીત. ૬૩
ગગન ગુરૂનો તારો જેવો ઝળકે, મીનાકારીનો ચાંદલો ચમકે;
વદન કમળની ઉપમાં રાજે, વાળી બીલમ ભ્રમર વિરાજે. ૬૪
રૂપ મગન થયૂં ચકચૂર, ચિત ચપળા મળવાને આતૂર;
ગર્વ ઘેલી અલબેલી બોલી, વાણી મધુર જેની વણ મોલી. ૬૫
પ્રેમદા માત્ર પ્રેમને ચ્હાય, અન્ય વસ્તૂથી તે ન રીઝાય;
સત્ય સંપૂર્ણ પ્રેમ જો પેખે, તો પછી ઇંદ્રને નવ લેખે. ૬૬
અનન્ય પ્રેમનૂં સૌખ્ય અપાર, સત્યવૃત્ત દ્રઢ સમજે સાર;
એવો પ્રેમ જો તમારો હશે, મન કામના તો પૂર્ણ થશે. ૬૭
લખી ગયા આગળ ગ્રંથકાર, કથા નરને નારીની સાર;
પુરૂષ સ્ત્રી પ્રેમ નદીમાં બુડ્યો, પ્રિયા વચને અગ્નીમાં ઉડ્યો. ૬૮
નવ પ્રાણ વ્હાલો નીજ કીધો, નવ અંતરમાં લેશ બીધો;
તેવી જોઉં પરિક્ષા તમારી, તેથી સુગમ નહીં ભયકારી ૬૯
આ રૂમાલ હું નાંખુંછું બ્હાર, જઇને તમે લાવો નિર્ધાર;
ઓહો એમાં તે શી મોટી વાત, કહી ઉઠ્યો પેલો શાક્ષાત. ૭૦
તેને અટકાવી અલબેલી કહે, એમ પરિક્ષા અધૂરી રહે;
જે રસ્તેથી એ રૂમાલ જાય, તેજ રસ્તો તમારો કેવાય. ૭૧
આંખ ફાડી કહે નર એમ, બારીમાંથી પડતાં બચું કેમ;
ગમે તેવે રસ્તે અમે જઇએ, તમને રૂમાલ લાવીને દઇએ. ૭૨
વિના કારણ હાડકાં ભાંગે, એમાં સ્વાદ તે તમને શો લાગે;
ત્યારે માશુક બોલી વચંન, બસ જોઈ લીધું તમારૂં મંન. ૭૩
ડરે તેનાથી દોસતી ન થાય, ડરે એવાથી સ્ત્રી ન કદાય;
હતો પ્રેમ એવો પછી કેમ, વ્યર્થ શ્રમ લીધો આપે એમ. ૭૪

સુણી વાત ઘણો ગભરાયો, ભય પામ્યાથી મન શરમાયો;
ચિંતા નહી જેમ આપ બતાવો, તેમ કરવા તૈયાર છું લાવો. ૭૫
કિંચિત હસીને કામણગારી, કહે જુઓ યુક્તી કેવી સારી;
ટોપલી દાસી પાસે મગાવી, તેને દોરડે ઠીક બંધાવી. ૭૬
બોલી બેસો આ ટોપલીમાંય, એમ બારીથી નીચે જવાય;
પ્રેમ કસોટી એવી વિચારી, ક્ષેમ રેશે પ્રકૃતી તમારી. ૭૭
ડગલો કાડીને બેઠો તો આપ, જેવો આવ્યો તેવો લહી તાપ;
તે ડગલો પેરવા ચાલ્યો, ના ના કહીને નાજુકડીએ ખાળ્યો. ૭૮
ટાડે ધ્રુજતો ટોપલીમાં બેઠો, બારીમાંથી ઉતાર્યો હેઠો;
પંદર હાથ પૃથ્વી રહી જ્યારે, ટોપલી સરતી અટકી રહિ ત્યારે. ૭૯
પતરાજીના ડોળા બે ઉચે, શું થશે જાણે એમજ પૂછે;
બારીએથી નારી કહે નીચે, જુઓ હાથ રૂમાલને પોંચે. ૮૦
નીચું જોયું કે નારીએ બારી, બંધ કરીને દ્રષ્ટી નિવારી;
અદ્ધર લટક્યો પતરાજ બાજ, તેના દુખનો પાર છે નાજ. ૮૧
કાળીનિશા બિહામણી ઘણી, ઠંડી જાણે સાઈબીરિયાતણી;
હાથ ને પગ થર થર ધ્રુજે, શૂન્ય રસ્તાપર કોઈ ન સુજે. ૮૨
ભય દોરડું ટૂટ્યાનો બારે, કદી પછડાય તો મરે ઠારે;
કોઈ માણસ આવીને જોશે, કેવી ફજેતી ભૂંડીરે હોશે. ૮૩
આટલા વર્ષ કરી પતરાજી, તેની શીક્ષા મળી મરૂં લાજી;
બચૂં આજ જો અહીંથી મહારાજ, ફરી ક્યારે ન કરૂં પતરાજ. ૮૪
ઓ પ્રભુ દીન દયાળ કહાવો, એના રદયમાં ઉતરી આવો;
દોશ ક્ષમા કરી દયા લાવો, મર્ણ સંકટમાંથી બચાવો. ૮૫
એમ વિનવેછે જગદાધાર, એવે સમે ત્યાં વાગ્યા બાર;
દક્ષણી મિત્રને હરદાસ, બેઉ આવ્યા તે બંગલાની પાસ. ૮૬
તેમણે દીઠો અજબ ચમતકાર, કંઈ લટકતું બંગલાની બહાર;
જેમ જેમ નીકટ બેઉ આવ્યા, ભૂત પ્રેતની શંકાઓ લાવ્યા. ૮૭
પુછ્યું કોણ એ લટકેછે આમ, ત્યારે બોલ્યો પતરાજી નામ;
ઠીક થયું મિત્રો તમે આવ્યા, ખરે પ્રભુએ તમને મોકલાવ્યા. ૮૮
ટુંકામાં કહી સંભળાવ્યો સાર, હસતાં હસતાં થયા તે બેજાર;
એક હસવુંને બીજીછે હાણ, દયા લાવ્યા ઉગારવા પ્રાણ. ૮૯

હતિ નજીક પોલીસની ચોકી, તેના બારણાની કડી ઠોકી;
ઉઠયો સીપાઈ ચોળતો નેન, બોલતો ક્યાંથી આવ્યુંછે એન. ૯૦
તેને વીનવીને સીડી કડાવી, બેઉ મિત્રોએ લાવી અડાવી;
એવે બારી થોડીએક ઉઘડી, ઝટ ટોપજી તે ઊંચી ચડી. ૯૧
સીડી ટુંકી પડી નાચાર, હવે કેમ થઇએ મદદગાર;
નથી યુક્તી બેઉ મિત્ર વિચારે, થયો અવાજ એટલે બારે. ૯૨
જેવા વેગથી વીજળી કકડતી, તેવા વેગથી મૂકીછે પડતી;
ટોપજી તે પૃથ્વીપર પછડાઈ, મઝા લીધી પતરાજીએ પ્રાઈ. ૯૩
એટલે ઊંચેથી જે પછડાય, તેનેથી નહી તરત ઉઠાય;
પણ લાજનો માર્યો પતરાજી, ઝટ ઉઠયો પિડા સહિ લાજી. ૯૪
શહેર મુકીને ગયો સવારે, મુખ દાખવે ક્યમકરી બારે;
જુજ કપડાને નાણું જે હતું, તે લઇને બીજાનું મૂક્યું પડતું. ૯૫
ખોટી પતરાજી કરવાની ચાલ; અંતે કેવા થયા બૂરા હાલ;
દેશ દોસ્તને ધન માલ સર્વ, તજી દુખ વેઠ્યું મૂકીને ગર્વ. ૯૬
માણસ માત્રને પતરાજી વારૂં; જે ઇચ્છતા હોય થવું સારૂં;
લાખ ટકા કેરી જશે લાજ, કદી કરશો ખોટી પતરાજ. ૯૭
ચાર દાડાની જેવી ચાંદરણી, તેવી શોભા પતરાજીની ગણી;
જીવનું પણ જોખમ જરૂર, પતરાજી કરે ખોઈ નૂર. ૯૮
તેવી ટેવને મનથી તજજો, રૂડાગુણને નમ્રતા સજજો;
નમ્રતા છે વિદ્યાનું ઘરેણું, નમ્રતાવાળાને બધે લેણું ૯૯
જેટલું ગજુ આપણું હોય, તેથી પણ ઓછું કહીયે સોય;
શિક્ષા ગિરધરલાલ દેય સારી, ખોટી પતરાજી દેવીધિક્કારી. ૧૦૦

## ભર્તૃહરીનો ખ્યાલ.

ક્રિયા રૂપને નામ તણો સંસાર વિષે સમજો સાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ટેક.
વાત જગે વિખ્યાત તેહની લાવણિમાં રચના થાએ,
લલિત છટા લાગે મનમોહન રસિક જનો પ્રીતે ગાએ.
એમ વિચારી યુક્તી સારી કીધી પ્રભુની ઇચ્છાએ,
રાજ કરતો ઉજ્જન નગરીમાં ચંપકસેન નામે રાએ.
રૂપ શિરોમણ રાણિ વિચિક્ષણ ચંપાવતિ જે કેવાએ,
પુત્ર અનુપ તેણિએ પ્રસવ્યો ભારી જેનો મહિમાએ.
જન્મ સમય ગ્રહ ક્યાં કેવા છે સુખદુખ જેથી સમજાએ,
તે વિદ્યામાં કુશળ જ્યોતીષી તેડાવ્યા મ્હેલનીમાંએ.
લગ્ન વરતી જોયું જોશીએ પણ બોલ્યા નહિં ભય લાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૧
યથાર્થ ભાવ પ્રગટ કેવાનો આગ્રહ બહુ કીધો જ્યારે,
જોશીએ કહ્યું થશે પ્રતાપી નામ અમર રેશે સારે.
રૂપ લક્ષણે યુક્તકળા વિદ્યામાં થાશે હોશિયારે,
સત્ય ધર્મને નીતી પાળશે કરશે પ્રભુ ઉપર પ્યારે.
નવ યોવન નારિઓ પરણશે અનુભવશે રસ શૃંગારે,
વર્ષ ત્રેવિસે જોગી થાશે છોડી જાશે સંસારે.
જોગી થવાની વાત સાંભળી સજ્જન દુઃખ પામ્યા ભારે,
દાન દક્ષણા દઈ પંડિતને કર્યા વિનયથી નમસ્કારે.
શુક્લપક્ષનો શશી વધે ત્યમ ઉછર્યા સુત શોભા છાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૨
નામ પાડ્યું ભરથરી કુંવરનું ભાગ્યવાન ભુપતી માને,
પાંચ વર્ષનો કુંવર થયો ગુરૂ સ્વાધિન કીધો ભણવાને.
એવિ સ્મૃતીને સમજ શક્તિ કે ગુરૂજી જે આપે જ્ઞાને,
દ્રઢ થઇને તે રહે અંતરે જેવા લેખ પુસ્તક પાને.
અલ્પકાળમાં વિશાળ વિદ્યા ગ્રહણ કરી દીપી શાને,
કામરૂપ કુમારવદન જન વારવાર નિરખે ધ્યાને.

ભરથરીના રૂપ લક્ષણની ચરચા ગઈ સઉ રાજસ્થાને,
તે સુણી પિંગળપુર નૃપતીએ ચહ્યું દેવા કન્યાદાને.
વિપ્ર વાત વિવાહની લાવ્યો માન્ય કરી આદર કાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૩
સમારંભ સંપૂર્ણ કરીને ગયા લગ્ન કરવા સારૂ,
પિંગળ નૃપને માંડવે આવ્યા વરઘોડે ચડિને વારૂ.
તે સમયે ત્યાં તોરણ તૂટ્યૂં તેને સ્હેજ મન વીચાર્યૂં,
પાણી ગ્રહણ પિંગળાનું કીધૂં વરકન્યા જોડું સારૂં.
ગજરથ અશ્વ સુવર્ણ આદિ લઈ વિત્ત દિધું શું વિસતારૂં,
રાજધાનિ પોતાનિ મધ્યે આવ્યા કરીને મન ધાર્યૂં.
તે પછિ રાજ્યાસનપર બેઠા ભરથરી કરે રાજ સારૂં,
ત્રણસેંસાઠ વરી ભૂપત્તીએ સ્ત્રી એક બીજીથી રૂપ ન્યારૂં.
પટરાણી પિંગળા છે રાજા તે સંગે રંગે રાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૪
શિકાર રમવા ગયા રાયજી વનમુંજાર મન પ્રસન થઈ,
અરણ્યની અદ્ભુત શોભા અવલોકન કરતા ફરતા સહી.
આવિ ચડ્યા રાજા સહજ જ્યાં મઢિ એક જોગિની રહી,
ગોરખનાથને સમાધી અંદર બેઠેલા દીઠા તે મહી.
ધ્યાન પૂર્ણ થયું જોગીનું તવ ભરથરીએ પ્રીતેથી જઈ,
નમસ્કાર કીધા કરજોડી વળી મુખથી દિન વાણી કહી.
નાથે પૂછ્યું કેમ અને શા માટે નૃપ આવ્યા છો અહીં,
ભરથરીએ કહ્યું મહાપુરૂષના દર્શનથી મતિ નિરમળ થઈ.
સેવક મુજને જાણી આજ્ઞા આપો કરૂં સ્વામી કાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૫
ગોરખનાથે વાણિ સુણીને ભરથરીને કહ્યું સુણરાજા,
મેં ત્યાગી અનુરાગી હરીકા નહિ મુજકો ઇચ્છાકાજા.
હરીકા ધ્યાન અખંડ રહે આનંદ પૂર્ણ અંતર છાજા,
વિષય સૂખ સબ જૂઠા જાની ધ્યાન પ્રભુકા ધરતાજા.
વૃત્તી નિરમળ તેરીહે તૂં ફલ એક મુજસે લેતાજા,
ખાનેસે ઇસ ફલકે તેરી કાયા અમર હોગિ રાજા.

તેરે જેસેં ધર્મજ્ઞાનસેં બને પ્રજા સુખકા બાજા,
કારન અમરફલ તુજે દિયા એ સુફળ બને તેરે કાજા.
ભરથરીને ફલ લિયા કહા રખો દયા તુમારી મ્હારાજા,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૬
ફળ લઇને ભૂપાળ મ્હેલમાં આવ્યો પોતે ભર્તૃહરી,
અમર થઇશ પણ રાણિ પિંગળા પ્યારી મારી જશે મરી.
એવું વિચારી નારી પિંગળા તેડાવિ કહી વાત ખરી,
પ્રિયા ભક્ષકર ફળ આ પ્રીતે અમર થઇશ સુંદર ચતરી.
રાણીએ કહ્યું સ્વામિ તમે આરોગો તેથી રહિશ ઠરી,
રાજા કે નહિ તું પ્રાશન કર તુજવિન સુખ નહિ પામું જરી.
આગ્રહથી પિંગળાએ ફળ તે લીધું ને ત્યાંથી નીસરી,
નિજ મંદિરમાં આવિ બેઠી વિચાર કરતી મનોહરી,
બાંધી હતી પિંગળાએ પ્રીતી અશ્વપાળથી સુખ સાજે.
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૭
દુરાચારિ એવિ પિંગળા તે નારી નઠારી રહિ ધારી,
યાર મળ્યો પોતાનો તેને ફળ આપ્યું કામણગારી.
ઘોડાવાળાએ પુછ્યું એ ફળ ખાવે શું થાશે પ્યારી,
બોલિ પિંગળા પ્રતાપ એને અમર થશે કાયા તારી.
રંગ ભોગની દિન પરદીન બહુ ગમત થશે આનંદકારી,
તુંછે પ્યારો પ્રાણથી મારો તારિ ક્રિયાપર બલિહારી.
એવું સુણિને અશ્વપાલ કહે તે ખરૂં પણ બોલનિ નારી,
ગઇ રાતે ક્યમ વાર લગાડી રાંડ તને જોઇએ મારી.
એમ કહીને ચાબક ઠોકી પિંગળા કહે ન ભુલું આજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૮
ગયો ઠાણિઓ ફળ લઈ ધામે તેણે હતી ગુણકા રાખી,
અમર કરૂં ગુણકાને. તો તે મોજ કરાવે વય આખી.
એવું ધારિને ફળ ગુણકાને આપ્યું તેનો ગુણ ભાખી,
ગુણકાએ કહ્યું ધન્ય દોસ્ત મેહેરબાની એવી રો રાખી.
વારૂ તમે કેતાતા તે નહિ કંઠી કંચનની ઝાંખી,
આજ કાલ કરતાં થયો મહિનો વાત વિસારે ક્યમ નાંખી.

કસબી કોરની સાડી કાળી નહિ આપી તે રહિ સાંખી.
હવે અડકવા દઇશ નહીં સમજો કંઠી લાવ્યા પાખી.
જાનિ ખફા નહી થવું હવે હું કરિશ કંઇનો ઇલાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૯
ગુણકાએ ફળ લઇને વિચાર્યું અમર થઇને શું કરવું ?
પાર વિનાનું પાપ અને ધિક્કાર તાપ અંદર ગરવું.
તેથી એ ફળ ભૂપ ભર્તૃહરી પાસ ભેટ રૂપે ધરવું,
અમર રહે મ્હારાજ પ્રજા સુખ લહે કાજ એવું કરવું.
નિશ્ચય કરીને નિકળી નારી કાળચક્રનું એ ફરવું,
કોટિ ઉપાએ મિટે નહીં સુખ દુખમાં સમતા ચહિ ઠરવું.
રાજમંદિરે આવી રામા ગુણકાને શનું ડરવું,
પ્રણામ પૃથ્વીપતીને કરીને આરંભ્યું મુખ કરગરવું.
સમયોચિત કહિને ફળ ધરિયું દરશાવી કંઇએક લાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૧૦
ગુણકા કહે રાજેંદ્ર ગૂણ એ ફળનો છે અતિ સુખદાઇ,
આરોગીને અમર થશો વપુની વધશે સુંદરતાઇ.
નૃપતીને આશ્ચર્ય હવું ફળ તેજ નથી સંદેહ કાંઇ,
જે મે લાવી નાથ પાસથી પિંગળાને દીધું ચ્હાઇ.
તેથી પૂછ્યું ગુણકાને રાજાએ ઉગ્ર વાણી માંઇ,
સાચું કહે ફળ કયાંથી લાવી નહિતો જશે શિર છેદાઇ.
ક્રોધયુક્ત આકૃતિ ભૂપતિની જોઇ ગુણકા ગઇ ગભરાઇ,
પૃથ્વિનાથ પુછવું રેવા દ્યો પ્રગટ કરે નથી ફળ કાંઇ.
ભ્રમર ચડાવિ કહ્યું ભુપે નહિ બચશે સત્ય વિના આજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડયું રાજે. ૧૧
મેઘ ઘટાથી વિજળી ઝબ્કે તેમ ઝબ્કી દિઠી તરવારે,
તુર્ત નામ અશ્વપાળ કેરૂં લિધું ધ્રુજી ગુણકા નારે.
અશ્વપાળને બોલાવિને કહ્યું જીવવાનું જો ધારે,
તો આ ફળ તું ક્યાંથી લાવ્યો તેનો સત કેજે સારે.
ઘોડાવાળાના પણ ઘટમાંથી જાણે પ્રાણ ગયા બ્હારે,
એવિ દશાને પ્રાપ્ત થઇને કર્યો વાણીનો ઉચ્ચારે.

મ્હારાજ બાંધિ મુઠ્ઠી રાખો હું કરૂં વિનંતિ આચારે,
ઉઘાડવામાં સાર નથી પસતાવો પછિ થાશે બારે.
સત્ય કહે કમ્બખ્ત નહિતો મરવાને તત્પર થાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૧૨
મર્ણ થકી સઉ ડરે જગતમાં કોણ ઠાણિઓ બીચારો,
હાથજોડિને કહ્યું થયો અપરાધ અધીપતી અતિ મારો.
પટરાણી પિંગળાએ ફળ આપ્યું મારો કે ઊગારો,
ચોર આપનો થયો ખરો હવે દાડો મારો પરવાર્યો.
વચન ઠાણિયાના રાજાને તીક્ષણ બાણ વાગ્યાં ધારો.
રૂંએ રૂંએથી ક્રોધાગ્નીની જ્વાળા ઉછળી વીચારો.
ધિક તને છે દુષ્ટ કરૂં શું વચને અટકે કર મારો,
તન તારૂં જોઇએ કરવું શતખંડ દોષ એવો તારો.
રહિશ નહિ આ દેશ વિષે તૂં કર કાળું સત્વર લાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૧૩
અંતઃપુરમાં પુરપતિ આવ્યો કાળરૂપ સરખો ભાસે,
ફાળ પડી રાણિ મંડળમાં બાળયોવન પામી ત્રાસે.
ક્યાં છે પિંગળા કહ્યું ક્રોધથી એટલે આવી તે પાસે.
બોલ્યા રાજા સાચું કેજે જો જીવ્યાની કરે આશે.
ફળ મેં આપ્યું તું તેનું કહે શું કીધું સત્યાનાશે,
કહ્યું પિંગલાએ ખાધું તે મેં લાવો મનમાં વિશ્વાસે.
રાજા કહે જુઠું બોલછે ખચિત પાપણી શિર જશે,
તોપણ તરૂણી કહે ખાધું ફળ તેતો ખોટૂં નહિ થાશે.
અરે જારિણી ખાધું ત્યારે જો આ ફળ ક્યાંથી આજે,
અસત્ય તેને સમજી રાજા ભરેથરિએ છોડ્યું રાજે. ૧૪
બળ્યું રૂપ તારૂં તે બોળ્યૂં કુળ બુદ્ધી તારીજ બળી,
મને તજીને ભજી નીચને કોણ કર્મથી મુને મળી.
શૂર વીર યોદ્ધા મોટા સઉ મારા ત્રાસથી જાય ચળી,
તેવુ નિરભય થઇને નારી દુષ્ટ અધમ અંકમાં ઢળી.
પરમેશ્વરથી પણ તું ડરી નહીં અલ્પ નીચની સંગ હળી,
શિર છેદું આ સમયે તારૂં પણ સ્ત્રી હત્યા બીતી સબળી.

જન્મી શા માટે તું જગમાં ક્યમ તુજપર નહીં પડિ વીજળી,
બાળુવયમાં ક્યમ મર્ણ પામી નહીં કે તું ચાલચાલી અવળી.
શરમવિનાની સંખણી શું ઉભીછે જોઈ અંતર દાઝે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૧૫
સુવર્ણ શુદ્ધ બને અગ્નીથી ત્યમ નિરમળ મન થઈ નારી,
શોક સિંધુમાં ગર્ક ગઈ તે સ્થળથી દુઃખ ધરી ભારી.
ભરથરીએ તે ફળ આરોગ્યું કૃપા પ્રભુજીની ધારી,
તે પછિ વિક્રમ નીજ બંધુને ઇચ્છા દરશાવી સારી.
રાજપાટ સોંપી વિક્રમને મનથી માયા ઉતારી
નગરીમાંથી ભરથરી નીકળ્યા ત્યાગ હૃદયમાં વિચારી.
ગયા ગુરૂ ગોરખની પાસે દીનવાણી ત્યાં ઉચ્ચારી;
શિષ્ય કરો સ્વામીજી મુજને કૃપા હસ્ત સિરપર ધારી.
ઇચ્છુંછું ઉપદેશ મોક્ષનો સરે જેથી મારૂં કાજે,
અસત્ય જગને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૧૬
વચન સુણીને ગોરખ બોલ્યા સુનો ભૂપ મેરા કેના,
બચપનહે અભિ રાજ કરો તુમ જોગ બુઢેપનમે લેના.
તિનસોસાઠ હે સ્ત્રિયાં તુમારી રંગભોગ આનંદ રહેના,
રાજગાદી સુખ અનુભવ સુંદર રંગ રાગમે ખુશ રેના.
ભરથરીને કહા ગુરૂજી મુજકો અબ જગમે નહીંહે રેના,
વિષવત હે દુખરૂપ રાજસૂખ સિર મુંડન ગુરૂ કરદેના.
નાશવંત સંસારમેં સુખ નહીં અગ્ની કે પુરમેં બહેના,
જાનબુજકર મિથ્યા જગકો સચ્ચાકર ક્યું દુખ રહેના.
બિચાર એસા કરકે આગે હજારહાં પુરૂષો ભાજે,
અસત્ય જગને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૧૭
ગોરખજી બોલે ફિરતો એ રાજબસ્ત્ર ભુષન ત્યાગો,
રાણિ તુમારીકો મૈયા કહે ભિક્ષા ઉનસે જા માગો.
વચન શ્રવણ પડતાંની સાથે ભરથરીએ કાઢ્યો વાગો,
રત્નજડિત સિરપેચ મુગટને પોશાક તનથી સઉ ત્યાગ્યો.
ભગવાં વસ્ત્ર ધરિને ભભુતી રગડવાને તનપર લાગ્યો,
મિથ્યા માયા મોહ તણી નિદ્રામાંથી એવો જાગ્યો.

ઝોળી ભરવી કરમાં ભિક્ષા પાત્ર લઈ ચાલ્યો આઘો,
મહેલ તળે જઈ અલક પુકારી શબ્દ રાણિ ઉરમાં વાગ્યો.
હાહાકાર નગરીમાં વરત્યો નર નારી દુખથી દાઝે,
અસત્ય તેને સમજી રાજા ભરથરિએ છોડ્યું રાજે. ૧૮

રાણિ પિંગળા રડતી આવી ભરથરી કે ભિક્ષા લાવો,
રાણિ કહે મ્હારાજ ઘટે નહીં કહેર કરોછો શું આવો.
કહેર નથી એ મ્હેર પ્રભુની ગુણ ગોવિંદના આ ગાવો,
રાણિ કે એ સ્વામી મારા જોગી આજથી નહીં થાવો.
ભિક્ષા આપો ભામની મુજને સ્વામી નથી હું છઉં બાવો,
હાય હાય કહી રાણી બોલી પીઉજીછે મારો દાવો.
પિઉ કોનાને પ્યારી કોની ભિક્ષા લેવા હું આવ્યો,
રાણિ કહે અલબેલા પહેલા શિર આ મારૂં ઉડાવો.
મને પાપણીને મારીને કરો રાજ પ્રેમે ઝાઝે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૧૯

રાજ રાણી સઉ મિથ્યા માયા સમજીને હું થયો ત્યાગી,
પિંગળા વાર કરો નહીં મુજને ભિક્ષા આપોની માંગી.
કરજોડીને કહે કામની કંથ રીશ જોઇએ ત્યાગી,
અબળા હું અવગુણની ભરેલી પણ તમથી નહિ રહું આઘી.
બનવાની તે બની પિંગળા ભવની ભાવટ ગઈ ભાંગી,
નીર વહી ગયા પછી પાળને ચોરિ થયા પછી શું જાગી.
બાહુલાખ માળવ ઉપરે ગુજરાત આગ તેમાં લાગી,
એમ કહીને પિંગળાએ શિર છાતી નીજ કુટી ભાંગી.
આ દાડો દેખાડ્યો પ્રભુ તેથી દેખાડત જમ રાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૨૦

કાગ તણી વિષ્ટાછે સુંદર રાજ રાણી મંદિર મારે,
જોગી આગળ ભોગ તણી તું વાત કરેછે વિનસારે.
માતા મુજને ભિક્ષા આપો લાગેછે ઝાઝીવારે,
રાણિ કહે માતા નહી કેશો સ્વામી તમારીધું નારે.
રસિયા મારા રાજ ક્ષમા કરી આવોની મંદિર મારે,
વેશ તમારો જોઇ વ્યથા મુજને થાએ અપરંપારે.

ભરથરી કહે હવે ભલાં થઇને કરો નહીં માતા વારે,
ગુરૂ કેશે ક્યમવાર થઇ હું ઉત્તર શો આપિશ ત્યારે.
નહિ નહિ મારા નાથ ગુરૂનો સંગ તજી પેરો સાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૨૧
એવી હવે આશા નહિ કરવી ભિક્ષા ઝટ જોઇએ દેવી,
પિંગળા કહે જુઓ પિઉ વિચારી દિશા થશે મારી કેવી.
વાર વાર કહુંછું દ્યો ભિક્ષા હટ ખોટી શાને લેવી,
રાણી કહે હું સહન કરીશ શિક્ષા ગમતી મુજને દેવી.
કોતો અડવે પગથી તીરથ કરી પૂજું શંકર દેવી,
અન આખડી વર્ષ સુધીની પિઉ કહોતો મારે લેવી.
પંચાગ્ની સેવું સંવત્સર નીંદ્રા પણ પીઉ નહી લેવી,
માન્ય કરો મ્હારાજ વિનંતી મારી આશ પૂરો એવી.
અશ્રુ જળથી પટકુળ ભીંજ્યું રાણી ઉર દુખ ઘન ગાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૨૨
ભરથરી કે નહીં રડવું માતા જઇ ભિક્ષા લાવો વ્હેલી,
પિંગળા કહે પાસવડો પાથરી માગું જશો નહિ પીઉ મેલી.
ભરથરી કે મેં કરી ક્ષમા કઇવારનો ઉભોછું ડેલી,
પિંગળા કહે ઘરમાં રહીને ભકતી કરજો સઉથી પેહેલી.
ભરથરી કે ઘરમાં ભકતી નહીં થાય દીઓ ભિક્ષા ઘેલી,
પિંગળા કહે જોગણ થઇને હું આવું મને રાખોભેળી.
ભરથરી કહે નહીં કામ ત્રિયાનું ભિક્ષા દ્યો હવે હટ મ્હેલી,
પીંગળા ને રાણીઓ બીજી સઉએ આશ ભૂપની મ્હેલી.
છાતી ફાટતે પીંગળાએ ભીક્ષા દીધી ના ઇલાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડયું રાજે. ૨૩
ભીક્ષા લઇને ભરથરી આવ્યો ગુરૂ ગોરખજીની પાસે.
દ્રઢતા એવી જોઇ ગુરૂએ કહ્યું તને છે સાબાશે.
ગુરૂ ચેલો એ ત્યાંથી ચાલ્યા ભજતા બ્રહ્મ અવીનાશે,
ગંગાજીને તીરે આવી આરંભ્યો યોગાભ્યાસે.
બાર વર્ષ ત્યાં યોગ સિદ્ધી કરી વળ્યા બેઉ મન ઉલ્લાસે,
પુરી અવંતી સમિપ ઉતર્યાં જેને પ્રભુનો વિશ્વાસે.

જળ ભરવા ભરથરી ગયો નિજ મ્હેલ જોઈ ઉપજી આશ,
ગુરૂએ રાજગાદી બેસાડ્યો ભરથરીને સાતજ માસે.
ફરી ભરથરી નીકળી આવ્યો ગુરૂપાસે વિન આયાસે,
ગિરી રૈવતાચળપર બેઉ કૃષ્ન ચરણ પામ્યા વાસે.
ગોપીનાથને ભજતાં ગિર્ધર મુક્ત થયા અવિચળ છાજે,
અસત્ય તેને સમજી રાજા ભરથરીએ છોડ્યું રાજે. ૨૪

## ચંદ્રકળા.

### છંદ લાવણી ધરણુ લંગડી.

સારા ઘરની નારી નઠારી ચાલ ચાલે નિરલજ થઈને,
નારી નઠારી, બને પતીને પ્યારી સદગુણ ગ્રહીને. ટેક.
પિતા ગયો પરલોક પુત્ર એક મુંકી બચપણની અંદર,
વરસ પાંચમે, વરાવી ઉંચ કુળની કંન્યા સુંદર;
જવાનીમાં આવ્યો ત્યાસુધી ધન પિતાનું ખરચ્યું એકંદર,
પછી કમાવા, નીકળ્યો પરદેશ જવા તે નરે.
ફુલચંદ હતું નામ તેનું તે ગયો પિતાના મુનિમને ઘર,
રજા માંગવા, તવ મુનીમે મ્હોર આપી પંદર;
ઇષ્ટદેવનું સ્મરણ કરી ચાલ્યો ત્યાંથી તે નર ચાતર,
દિન દસબારે, પોંચ્યો જ્યાં હતું સારૂં બંદર.

#### દોહરો.

સિંધુ શોધ કર નારને, દઈ મુખ માંગ્યા દામ,
સીપ કઢાવી પણ નહીં, થયું તેહનું કામ;
મોતીકે રત્ન કઈ મળ્યું નહી ફરી આવ્યો ઘર ફોગટ જઈને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૧
ત્રિજી વખતની મુસાફરી થઈ સફળ રત્ન અમુલક ભારે,
મળ્યું મનોહર, જોઈને કીધો વાણિએ વિચારે;
મારા નગરમાં નથી કોઈ આ રત્ન મૂલની દેનારે,
તેથી ઉજ્જૈન, જાણી જ્યાં ભોજ ભૂપછે હોશીયારે.
જતાં જતાં એક ગામની અંદર ઠગે કહ્યું વરસે બારે,
ભલે પધાર્યાં, તેડતા જાઓ તમારિ વરી નારે;
બાળપણામાં પરણ્યા એવી વાત યાદ આની જ્યારે,
લીધી સંગે, પુત્રી ઠગની રસીક ચમકદારે.

#### દોહરો.

ઠગ પણ પાછળ આવિયો, કરીને ચિત્ત વિચાર;
રત્ન સુતાકર સાંપડે, લેયે સુખ સંસાર.
નિત પુત્રીને કહે રાંડ રત્ન નથી લેતી બેઠી મોહિ રહિને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૨

ચંદ્રકળા ઠગની પુત્રી કહે જરા નથી ગફલત ખાતો,
તેમ ભરોસો, કરીને ઘડી નથી નિશ્ચે સુઈ જાતો.
નથી કાંઈ પણ ચીજ જરાએ મારા હાથથી એ ખાતો,
એજ ગજબછે, ફંદમાં બિલકુલ નથી કંઇ સપડાતો.
તોએ આજજો લાગ મળેતો બચે નહી કદિ છેતરાતો,
રત્ન લઇને, કરૂં નિશ્ચય સમજો રૂધીરે રાતો.
ફુલચંદને જમવું ન્હારે રમવું જાગતા રેહિ રાતો,
ગઈ ચાર જ્યાં, આવ્યો ખુબ જવાન પછી નિદ્રા માતો.

દોહરો.

ફુલચંદે જઇ નગરમાં, સિપાઈ સાધ્યા ચાર,
દ્વારે બેઠા રાત રહે, હે સુણિ પકડે નાર.
કસી કમર પિસતોલ છુરી તરવાર તેજ કરમાં લઈને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૩
નિશે નિશંકપણેથિ મયંક મુખીને કહ્યું કર તૈયારી,
મંચક ઊપર, મોજ કરવી મનથી આજે ધારી.
પ્રશન્નતા દરશાવી યારને સુખ દઈ પદ સેવે નારી,
ફુલચંદને, મધરાતે ઊંઘ આવી સારી.
તુરત મરદને જકડી બાંધી બેઠિ છાતિપર ધૂતારી,
કટાર લઇને, કહ્યું જીવવાની જો આશા ધારી.
રત્ન કહાંછે બતાવ ઝટપટ નહિતો નાખુંછું મારી,
વાર નથી જો, આ કટાર કેવીછે કારી.

દોહરો.

હે બોલ્યો બહુ જોરથી, તે સુણિ સિપાઈ ચાર,
દ્વાર ભાંગિ માંહિ આવિયા, ધરી નાગી તરવાર.
ઝટ પકડી નારને પલંગથી હેઠી પટકી જોઇ રહિ ગભરઇને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૪
ગળું ગોરિનૂં કાપે સિપાઈ ત્યાં કહ્યું ફુલચંદે નહિ નહી,
કામ તમારૂં, થયું બસ સુણો નારીને છોડી દઈ;
સિપાઈ કહે જીવ લેતી તમારો પાપણીને મરવાદો અહીં,
દયા ન કરવી, લાયક છે મારવી એને સહી.

ઘણું ઘણું કહીને ફુલચંદ, ધુતારિને ઉગારી તહી,
રજા આપિને, સિપાઇને હાથ છુટ્યો આનંદ મહી.
પ્રાણ બચાવ્યો જાણિ પુરૂષપર તન મનથી આશક થઇ ગઈ,
ચંદ્રકળા તે, બોલી નારી તમારી આજથી થઈ.

**દોહરો.**

પ્રાણપતીછો આજથી, ફૂલચંદ દિલદાર,
કપટ બર્ફ પિગળી ગયૂં, તપ્યો રવિ પિઉ પ્યાર.
નરનારી મોજ મનધારી કરે નિત ન્યારી પરસ્પર સુખ દઇને,
નારી નઠારી, બને પિઉને પ્યારી સદગુણ ગ્રહિને. ૫
ઠગે એકલી જાઇ પુત્રિને કહ્યું કેમ તું રહિ ભોળવાઈ,
દિવસ જાયછે, રત્ન હવે હરી લે કરીને ચતરાઈ.
તે બોલી હું પરણી એને તમે જાઓ દેશની માંહી,
ગણું પ્રાણથી, પ્રીય પિઉ સાથ કરૂં ન કપટ કાંઇ.
રત્ન કોઈ નિર્ભય સ્થળ રાખ્યું પિઉએ વાત એવી કહી,
તેથી રાતરે, દાટિ આવ્યો વગડા અંદર જાઈ.
ઠગ પાછળ જઈ જોવા બેઠો કાળા કામળામાંય ઢંકાઈ,
ઠું ઠું જાણિને, ફુલચંદ વળ્યો અંતરે હરખાઈ.

**દોહરો.**

ઠગે રત્ન કાઢિ લિધૂં, અને કર્યા પોબાર,
અંધારે અથડાઈ પડ્યો, વહી લોહીની ધાર.
શિર ફુટયૂં તે નવ ગણ્યું ઘેર તે ગયો રત્ન અમુલક લઇને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૬
પ્રાત સમે પિઉનું મુખ જોઈ પ્યારી કહે ગયું રત્ન પ્રિતમ,
જુઓ તપાસી, લખ લખ મુખ કાંતી પડી નરમ.
કરવાને નિશ્ચય ગયો વન ત્યાં તેમજ નહી દીઠું જોખમ,
ફાળ પડી ઉર, નિશાની ઠુંઠું પણ થઈ ગયલું ગુમ.
સાચી વાત સુંદરછે તારી હવે મારિ મને નથી કંઈ ગમ,
ગોરી બોલી, ગભરાશો નહીં મનમાં એકદમ.
વૈદ વેશે ધારી તૈયારી નારીએ કરી નથીતે કમ.
પિતા નગરમાં, જઈ પોંચી લઇને નવિન રકમ,

દોહરો.

ધા રૂઝવવાને કરી, ભઠ્ઠી ઘરની માંય,
રત્ન બનાવટ કાઢિને, ભૂલ્યો મુખ્ય ઉપાય.
જવું પડશે ત્રીજી રકમ લાવવા કહિ ઉઠ્યો દિલગિર થઇને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૭
રત્ન બનાવટ જોઇ નાર કહે એવી ચીજ આપું તમને,
કામ ચલાવો, અસલ તે રત્ન લાવિને મુકયું કને.
વૈદ હાથ ચાલાકી કરીને અસલ છુપાવી બનાવટને,
ધરી વાસણમાં, બહુ જોરથી સળગાવી અગને.
ધરમશાળામાં ઘોડાની તજવીજ કરી આવું કરી સદને,
એવા પેચથી, વૈદ રૂપ નારી ગઈ બાંધી રતને.
ઠગની ઘરે વાળીએ ઠગને કહ્યુ વૈદ નહિ પળ્યો વચને,
હાથ ઘસીને, રહ્યાં સમજી પુત્રીના ફરેબને.

દોહરો.

રત્ન સ્વામીને સોપિયું, રાખો કરી જતંન.
પડ્યો ભરોસો પુરૂષને, કહ્યું પ્યારીએ ધંન,
વતન વિષે આવ્યાં નરે નારી મુશ્કહેલ કરી ત્રીશ મહિને,
નારિ નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૮
ફુલચંદની પરણેલી વહુ ભય પામી ધણીથી મનમાં,
અગર બારથી, લાગી રેવા ઘણી પ્રસન્નમાં.
કારણકે કામની તે રમતી પર પુરૂષ શું જોબનમાં,
રંગ વિલાસી, જશે તે નારી રેહેતા સદનમાં.
ફુલચંદ નિજમાતા પાસે રત્ન મુકીને કહ્યું ધનમાં,
પ્રભૂ કૃપાથી, મળ્યુંછે એજ રહિશું હવે ચમનમાં.
ડોસીએ તે લઇને રાખ્યું વહુ દેખે ત્યમ બરતનમાં,
ખબર વિનાની, અજાણી વહુ કેરા દુરવ્યસનમાં.

દોહરો.

વહુએ ચોરી રત્નની, કરી વિચારી વાત,
આપ્યું જઈ નિજ યારને, ગઈ જ્યારે મધરાત.
બીજે દિવસે ચંદ્રકળા કહે પિઉ રત્ન ગયું ચોરઇને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૯

ચંદ્રકળાએ ધીરજ દઇને કહ્યું રત્ન મળશે ફરિને,
નિરાંત રાખો, આણી આપીશ તદબીર કરીને.
સાંજ સમે પણિયત સ્ત્રી સંગે નિકળી શહેર જોવા ફરિને,
સાજ સજીને એક બીજીની આંગળીયો ધરિને.
શેરિ ચોક ચૌટાં ન્યાળીગઇ યાર ગલીની રહા ધરિને,
દિઠો બારિએ, નિરખતાં વાર મોટિતો રહિ ઠરિને.
ચંદ્રકળા ચેતી ગઈ ચિતમાં રત્ન આને દીધું હરીને,
છેટેલ છાની, ચાલતી નથી જરા દિલમાં ડરીને.

દોહેરો.

બેઉ ઘેર આવી ત્રિયા, ચંદ્રકળા ઠિક ઠાઠ,
રાણિતણો કરિને રૂડો, નિકળી અરધી રાત.
મેનામાં બેઠી ભભકાથી મસાલ છડી દાસી લઇને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૧૦
પણિયતના પ્રિતમને મોકલી વરદી તે આવ્યો બ્હારે,
હાથ જોડિને, ઉભો સરકાર છઉં તાબેદારે.
રાણિકે રાજાજી સંગે ચોપટ બેલ મચ્યો ભારે,
આજ વખતપર, રત્ન જોઇએ ધરવા રોશ નિદારે.
યાર ફુલાયો વાણિ સુણિને તેજ રત્ન લાવ્યો ત્યારે,
લઇને રાણી, ગઈ કેતી કીધો બહુ ઉપકારે.
પ્રાત થયું મધ્યાન્હ થયા પણ રત્ન નહી આવ્યું જ્યારે,
રાજ મ્હેલમાં, વાણિએ જઇને કીધો પોકારે.

દોહેરો.

રાજા રાણિને થયો, મનમાં ઝાઝો શોક,
કોઈ ઉપાએ આ સમે, રહે રાજની નોક.
ઘડિ રાતે ગઈ ચંદ્રકળા રણવાસ વિષે આગ્યા લઇને,
નારી નફારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૧૧
રાણિઓને કહ્યું રત્ન ફરિયાદિને હું સમજાવું,
રેશે છાના, કહોતો એકાંતે અહી બોલાવું.
પોતાની શોકના યારને તેડી કહ્યું રત્ન જ્યાંથી આવ્યું,
તે સઉ જાણું, ઠિક શીખ્યોછે પરસ્ત્રીથી ખાવું.

આબરૂનો ખપ કરેતો રાજાને કહે રત્ન મારૂં આપ્યું,
નહીતો કેદમાં, જરૂર આજે તુજને હું મોકલાવું.
વણિક કહે ઉગારો મૂજને કરૂં તમારૂં ફરમાવ્યું,
ચંદ્રકળા કહે, અધ લક્ષ ધન હમણા પાવું.

દોહરો.

વણિકે ધન તે મોકલ્યું, ફુલચંદને ઘેર,
વળી નૃપને કહ્યું રત્ન હું પામ્યો રૂડીપેર.
કહે ગિર્ધર ફુલચંદ વહુને કાઢી નાક કાપી લઈને,
નારી નઠારી, બને પતિને પ્યારી સદગુણ ગ્રહિને. ૧૨

# સુદામો.

## છંદ લાવણી.

ભક્ત રહે ભગવાન ભરોસે તે ભવ ભય સંકટ વામે.
આ લોકે યશ ઉજવળ પ્રસરે પર લોકે મુક્તી પામે. ટેક.
બાળમિત્ર બળવીર તણો પ્રભુ ભક્ત સુદામો જગ જાણે,
દારિદ્રે પીડ્યો બહુ તેને ઉદ્ધાર્યો સારંગપાણે.
ભાગવત દશમ સ્કંધવિષે આખ્યાન કહ્યું તે પરમાણે,
સંક્ષેપે અહીં ગાઈ કૃષ્ન મહિમા દરશાવું આ ટાણે
રામ કૃષ્ન મથુરાથી અવંતી આવ્યા ભણવા નિરવાણે,
વિપ્ર સુદામાને ગુરૂ ઘરમાં મળ્યા હરી આનંદખાણે
અશન શયન અધ્યન એક સ્થળ કરે પ્રેમ અંતર આણે,
કાષ્ટ લાવવા ત્રણે વનમાં ગયા ત્યાંહા નિકળ્યો ઘાણે.
વાયુ વૃષ્ટિ પુર નદિએ ભીન્યાં ધ્રૂજે ઊભા તે ઠામે,
આ લોકે યશ ઉજવળ પ્રસરે પર લોકે મુક્તી પામે. ૧

ગુરૂ પત્નીએ દોણી માંગી ઘરમાંથી ગોવિંદ પાસે,
બેઠાતા ત્યાંથી કર લાંબો વધારી આપી અવિનાશે;
પુત્ર હતો ક્ષિપ્રામાં ડૂબ્યો તે મેળવિયો સુખરાશે,
ઈત્યાદિ હરી ચરીત્ર જોઈ રહ્યા સુદામો વિશ્વાસે.
ભણી ગણી ઘર જતાં પરસ્પર ભર્યાં નીર પ્રીતી પાસે,
સુદામાને શ્રી કૃષ્ને કહ્યું પ્રિય મળજો ફરીથી અવકાશે;
ગ્રહસ્થાશ્રમ ઘર જઈને માંડ્યો વીપ્રે વૃત્તી ઉદાસે.
સંતતિ થઈ સારી પણ સંપતિ વિના ભોગવે તન ત્રાસે.
વૃત્ત અજાચિક ધાર્યું વિપ્રે ગાય પ્રભૂના ગુણ ગ્રામે,
આ લોકે યશ ઉજવળ પ્રસરે પર લોકે મુક્તી પામે. ૨

વસ્ત્ર વિના તન દુર્બળ દીસે શીત ઋતુમાં દુખ ભારી,
ધાતુ પાત્ર નહિં માટે પત્નને તુંબડે સરે ગરજ સારી;
દીન દશા એવી પણ બ્રાહ્મણ સુખી હતો જોતાં નારી,
પતિવૃત્તા પતિને પ્રભુ જાણી સેવા કરતી સુખકારી.
રૂડા જનનું કામ કાજ કરી અન્ન લાવિ તે બિચારી,
સ્વામિ સૂતને જમાડતી ને વખતે રેતિ નિરાહારી;

એ રીતે નિર્વાહ ચાલતો વિપ્રજ્ઞાન નિષ્ટાધારી,
અંન જડયું નહિ એક સમે તવ સ્વામીને કેતી નારી.
પ્રાણનાથ બાળક છે ભૂખ્યાં નથી અન્ન ઘરમાં નામે,
આ લોકે યશ ઉજવળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૩
ટળવળેછે આ બાળક ભૂખ્યાં કેમ દુઃખ એ જોઈ રહું,
કરો યાચના ઉદ્યમ પુરમાં નાથ હાથ જોડીને કહું;
સ્નાન કરોછો શીત જળે નિત ક્ષુધા કષ્ટ વેઠોછો બહુ,
પિઉ પરીધાન વસ્ત્ર વિના તન કોમળ તમારૂં શુષ્ક થયું.
અન્ન વસ્ત્ર નહિં ધાતુપાત્ર ઘર દરીદ્ર પૂરણ વ્યાપિ ગયું,
હશે વિશ્વમાં આવું અભાગિ સ્વામી નિશ્ચય જોઇએ લહ્યું:
નિત્ય યજ્ઞ નહિં ગૌને ગ્રાસ વળે પિતૃઓ પણ નિરમુખ સહુ,
માટે આદરો ઉદ્યમ સ્વામી સંકટ સઘળું જશે વહ્યું;
સ્ત્રીને સ્વામીએ કહ્યું પ્રભૂ ઇચ્છાથી જન સુખ દુઃખ પામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૪
દિનાનાથ કેવાય પ્રભૂજી તે દુખ ટાળી સુખ કરશે,
સ્ત્રી વિશ્વાસ વિભુનો રાખો કર્મ પાનુ કોઈ દિન ફરશે;
સુંદરી કહે સ્વામીજી ઉદ્યમ કરો હરી દુખડાં હરશે,
મિત્ર દ્વારિકાંનાથ તમારા જાઓ હાથ હેતે ધરશે.
વિપ્ર કહે વનિતા સાંભળજો અંતરયામિ ન વીસરશે,
દ્રઢતા રાખો દહન થશે દુખ શોક કરો તે ઉગરશે;
માગ્યાવિણ નહિ પિરશે માતા કહેવત ખોટી ક્યમ ઠરશે,
લોહ કનક નથી થાતું સ્વામી જ્યાં સુધી પારસ નવ પરસે;
પારસ રૂપછે મિત્ર તમારા પરસે પિઉ થાશે કામે.
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૫
દીનપણું જોઈ નારી તણું કહ્યું સ્વામીએ જાઉં ત્યારે,
ભેટ ધર્યા જેવું પણ ઘરમાં નથી કાંઈ જોની નારે;
હર્ષ પામી સ્ત્રી ગઈ કહીથી તાંદુળ લઈ આવી ત્યારે.
એટલેથી નહીં સર્યું કેમકે વસ્ત્ર નહીં ઘર મોઝારે,
ફાટાં વસ્ત્રમાં તાંદુલ બાંધ્યા કરવી પડી મ્હેનત ભારે;
તુંબિ પાત્રને દોરી ખભાપર મુકી પડ્યા ઘરથી બહારે.

વાટ વિષે બહુ ઘાટ ઘડે વળી બ્રાહ્મણ એવું વીચારે,
ઘણા વર્ષની મૈત્રિ જૂની કૃષ્ન કદી નહિં સંભારે;
પ્રવેશ નહિ કરવાદે ઘરમાં કેશ રંકનું નથી કામ,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૬

શું ઉત્તર દેવાશે હુંથી માન ભંગ મૃત્યૂ થાશે,
મૂર્ખપણું મારૂં કેવું હું નીકળ્યો સ્ત્રીને મોહ પાસે;
પ્રમદાને વશ પુરૂષ ધિક્કછે બુદ્ધી તેની થઈ નાશે.
જીવતો મુઆ તેને જાણવો જેને અન્ય તણી આશે,
શોક સિંધુમાં પડ્યો સુદામો મુકતો મુખથી નિશ્વાસે;
વળી વિચારી વાત શાંત થઈ કૃષ્ન બ્રહ્મછે અવિનાશે.
મનુષ્ય જાણ્યા માધવને નવ લાગે માયાનો પાસે,
રંક રાય સહુ સમાન હરીને હેતે કર મારો સહાશે;
ઠીક થયું પ્રભુ દરશન થાશે જોવાશે હરિના ધામ,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પર લોકે મુક્તી પામે. ૭

ચંચળ મનને જ્ઞાન વીચારે સ્થીર કરી બ્રાહ્મણ જાએ,
કેટલેક દિવસે આવી પોંચ્યો પુરી દ્વારિકાંની માંએ;
શોભા પુરીની વિસ્તારીને કેતાં ગ્રંથ મોટો થાએ.
સહજ વિષે કહુંછું તેપરથી સજન સમજે મનમાંએ,
સપ્ત ભુમી આવાસ અભ્રમંડળથી ઉંચા દેખાએ,
જેના શિખર ઉપર કંચનના કળશ રૂડા ઝળહળ થાએ;
ત્રણે દિશાએ વૃક્ષ વાટિકા લક્ષ વિષે જો લેવાએ,
તો નંદન વન સ્વર્ગ તણું પણ તુચ્છ તેની આગળ થાએ,
પશ્ચિમે રત્નાકર ગાજે ઘાટ ગોમતી સુખ ધામે;
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૮

મોક્ષ પુરીમાં પ્રવેશ કીધો વિપ્રમોહ મનમાં પામ્યો,
રંભા મેનકા જેવિ નારિનો સમુહ વિનોદે કહીં જામ્યો;
દેવ સદ્રશ્ય કઈ પુરૂષો વાહન ચઢી જતાં નિરખે સામો.
છજાં અટારી બારી વાળા ચિત્ર વિચિત્ર જુએ ધામો,
એક એકથી ચડતી શોભા એવાં મંદિર વિશ્રામો;
લક્ષ્મી સહિત નારાયણ જ્યાં રહે શું જોવા ત્યાંના કામો.

વૈકુંઠ તુલ્ય આ પુરીમાં આવા દરિદ્રી ઉપર હંગામો,
કોપિનવાળા વિપ્રને બાળક કહે ઉંચો લેની જામો.
તે સમયે કોઈ વૃદ્ધ યાદવે વાર્યા બાળક તે ઠામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૯
દયાળુ તે યાદવને જાણી પુછ્યું સુદામે ધીરે રહી,
કૃષ્ન મંદિરે જવુંછે માટે કૃપા કરી દરસાવો સહી;
નિશાનિ બંધ હરી મંદિર દ્વારે આવિ રંક જુએ ઉભો રહી,
દ્વારપાળે પુછ્યું કામ શું છે કહે કેમ વૃત્તીછે વિહ્વળ થઈ.
વિપ્ર કહે મૈત્રીછે મારે કૃષ્ન સમીપે કેગો જઈ,
દ્વારપાળે દેવાધિ દેવને નામ સુદામો કાહ્યું તહીં;
નામ સાંભળી કૃષ્નજી સામા ગયા પ્રેમથી વ્યાકુળ થઈ,
સુદામાને એ મિત્ર માહરા કહિને કૃષ્નજી ભેટ્યા જઈ;
હસ્ત ગ્રહી શ્રી હરી વિપ્રને તેડી ગયા પ્રીતે ધામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પર લોકે મુક્તી પામે. ૧૦
પરિયંક કનક પર અતલશ ગાદી શ્વેત મલમલ ઓછાડી,
મિત્ર સુદામાને તેપર શ્રી કૃષ્ને દીધો બેસાડી;
પ્રભુની પટરાણિઓ પરસ્પર હસતી કહે પ્રીતી ઘાડી,
મિત્ર જુઓ મોહનના જેને માથે જટા મુખડે દાડી.
દુર્બળ દેહછે ભસ્મ યુક્ત તેને શી મમતા દેખાડી,
જેને જોઇને હસે છોકરાં પાછળથી તાળી પાડી;
સતભામા કહે ધન્ય ધન્ય તે સ્ત્રી જે હશે એની લાડી,
હરીએ કહ્યું જે મિત્રને સેવે તે પેરે પ્રીતી સાડી.
વચન વિષ્નુના સુણી સુંદરી કરવા લાગી સેવા કામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુક્તી પામે. ૧૧
ફુલેલ મરદન કરવા લાગી એક રાણિ ત્રષીને અંગે,
એક ઉષ્ણ નીરે નવરાવે એક પિતાંબર દે રંગે;
થાળ પીરસી ભોજનની એકે એકે બોલાવ્યા ઉછરંગે,
સત્વર જમવા બેઠા સુદામો હર્ષ ઘણે હરીની સંગે.
પંચામૃત પકવાન જમ્યા પ્રભુ પ્રીતી જોઈ થયા દંગે,
ગજ ગામની કામનિએ આપી બીડી પાનની રસ રંગે;

એક રાણિએ સેજ સમારી સુચવ્યું વાતના પ્રસંગે,
પોઢી રહો ઋષીદેવ ઘડી એક રહિત શ્રમ થાશે અંગે.
રાણી રૂક્ષ્મણી ઢોળે વાયુ પોઢ્યા સુદામો આરામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૧૨
પોઢી ઉઠ્યા કે મુખ પ્રક્ષાલન કરવાને કંચન ઝારી,
લઈ આવી એક લલના તે પછી વાત હરીએ સંભારી;
ઋષીરાજ ગ્રહસ્થાશ્રમમાં છો કીંવા રહ્યાછો બ્રહ્મચારી,
શુષ્ક કેમ તમ શરિર દીસેછે શું ભાર્યાછે વઢકારી.
સંસાર વિષે સુખ સુંદરી સુતને સંપતીની લીલા સારી,
તે અનુભવતાં મિત્ર મુજ પરે કૃપા દૃષ્ટી કીધી ભારી;
રહિછ સ્મૃતી કે વિસર્યા વનમાં કાષ્ટ લાવતા દુખ ભારી,
વેઠ્યું આપણે વૃષ્ટી વાયુને તોફાને બેઠા હારી.
શું લાવ્યાછો જોઉં ભાભીએ ભેટ મોકલી થયું કામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૧૩
તુચ્છ જાણિ તાંદુળને સુદામે દાબિ રાખેલા ધારિ શરંમ,
તે શ્રી કૃષ્ને જાણીને લઈ છોડ્યાં પૂર્વના પાય કરંમ;
એક મુષ્ટી ભરી ખાધા પ્રભુએ કહ્યું સ્વાદ છે કેવો પરંમ,
ફરી મુષ્ટી ભરી તાંદુળની કે ઝુંટાવિ લક્ષ્મીએ જાહિને મરમ.
દીન બંધુછે દયાળ એનો શીવ બ્રહ્મા નહીં જાણે ભરંમ,
સુદામાને સુરપતીની સંપતી આપી એવાછે શ્રેષ્ટ પરમ;
શ્રી કૃષ્ન કહે નિજ સ્નેહીને ભાઈ બેસી રેવું નહીં થઇને નરંમ,
કયમ કે વાટ જોઈ રહ્યાં હશે ઘેર બાળક તમારી આશે પરંમ.
વિપ્રે કરી તૈયારી પિતાંબર ઉતરાવી લીધાં શામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૧૪
છેટે સુધી છબીલાજી વળાવા ગયા મિત્રને પ્રીત ધરી,
શામળિયા સ્નેહિને મળીને વળ્યો વિપ્ર ઘર વાટે ફરી;
વિચાર સુદામાને ઉર ઉપજ્યો આશો લોભ જ્યાં લક્ષ્મી ભરી,
કપટિ થયા દિસેછે કૃષ્નતો કોડી ન દીધી હાથે કરી,
ક્ષુદ્ર બુદ્ધી ગોપાળની જોજો કડાવી લીધી પિતાંબરી;
મનનો મેલોને કાલો ઘેલો વાણિ માત્ર શાકરની ભરી.

લોભી ગમે તેવો છે તથાપી આદરભાવે તો સિમાં કરી,
દરિદ્રી મુજ સરખાને એટલું આજ કોણ કરનાર હરી;
માયાવશ હું મિથ્યા દોષ દઉં કૃષ્ન બ્રહ્મ પૂરણ કામે;
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૧૫
નહિં આપ્યું ધન તે ઠીક કીધૂં વૈભવ પ્રભુને વિસરાવે,
દરિદ્ર દશામાં શાંતિ રેશે હરી સનમુખ વૃતી ધાવે;
એવી જ્ઞાન સ્થીતી ધારીને આનંદે રસ્તે જાવે,
કૃષ્ન નામ મુખ રટતા થોડે દાડે નિજ પુરમાં આવે.
ઝુંપડી જુએ ત્યાં અટારિ ઉંચી કનક રત્નમણિ ચમકાવે;
વિપ્ર કહે દ્વારિકાં વિષે હું આવ્યો માર્ગ ભુલી જાવે.
એટલે તો ઇંદ્રાણી સરખી દીઠી આરતી લઇ આવે,
સ્વામી આપણા ભુવન એજ છે હિંડો સુખ લેયે હાવે;
કહે ગિર્ધર એ કૃષ્ન કૃપાનો પ્રસાદ જાણો પ્રિય શામે,
આ લોકે યશ ઉજ્વળ પ્રસરે પરલોકે મુકતી પામે. ૧૬

# કૃષ્ન કિરતન.

## શ્રી ગીતાજીનો દશમો અધ્યાય.

### છંદ ભુજંગીની ચાલ.

કહે કૃષ્ન અરજૂનને પ્રીય વાણી, થશે શ્રવણથી હીત લે સત્ય જાણી;
નથી જાણુતા મહરષી સૂર મૂને, સહુ દેવનો આદિ હું ભાખું તૂને. ૧
મહેશ્વર છું સૌ લોકનો હુંજ સત્ય, વળી કારણે હુંજ કારણ રહીત;
લહે એમ જે પુરૂષ છે તેજ ગ્નાતા, સઉ પાપ પણ તેહના દગ્ધ થાતાં. ૨
અસંમોહ બુદ્ધી ક્ષમા ગ્નાન સત્ય, ભયાભયને સત્તા અને ઉતપત્ય;
સુખ દુઃખ શમ દમ્મ સમતા અહિંસા, અકિરતી સુકિરતી ને સંતોષ તપશા. ૩
વિવિધ ભાવ મનના હુંથી થાય જાણુ, ત્રષી સપ્ત સ્વાયંભુવાદી પ્રમાણ;
થયા સર્વ મુજ મનથી લે વિચારી, વધી તે થકી શૃષ્ટી વીચિત્ર સારી. ૪
યથાવીધિએ યોગ વીભૂતિ મારો, લહે તે નિરવિકલ્પ સમાધિ ધારો;
સહૂનૂછું ઉતપત્તી કારણ હુંજ, લહી એમ ભાવે ભજે ભક્ત મૂજ. ૫
ધરે ચિત્તને પ્રાણ મારે વિષે જે, પરસ્પર કથા મારિ કરતા રહે જે;
કરે નિત્ય જે સેવના મારિ શુદ્ધી, પ્રિતીએ હું તેને દઉં યોગ બુદ્ધી. ૬
રહ્યો આત્મ ભાવે રદય હુંજ સૌને, કરૂં ગ્નાન દીપે સદા નાશ તમને;
કહેપાર્થ પરબ્રહ્મ છો આપ સ્વામી, અસિત વ્યાસ નારદ રહે શીશનામી. ૭
કહેછે ત્રષી આપને આદિ દેવ, રહિત જન્મ વ્યાપકને દિવ્ય એવ;
તમે પણ કહોછો વળી એમ સ્વામી, લહું સત્ય હે ઇશ ગરૂડગામી. ૮
તમારી પ્રગટતા નથી દેવ લ્હેતા, અજાણ્યા યથા દેવ મનુષ્ય રેતા;
અહો પ્રાણિના ઇશને વિશ્વ સ્વામી, તમે એક તમનેજ જાણો અનામી. ૯
રહ્યા જે વિભૂતી વડે વ્યાપિ જગત, તમે કેહવા યોગ્યછો તે સમસ્ત;
તમારૂં કરૂં નિત્ય ચિંતન જેમ, લખાવો વિભૂતી રહી દિવ્ય તેમ. ૧૦
ફરી કહો તમારી વિભૂતીને યોગ, સુધાવાણિ સુણતાં નથી તૃપ્તિ ભોગ;
વદ્યા કૃષ્ન ભગવાન અરજુન પ્રત્યે, રચ્યા છંદ સંક્ષેપ મેં અલ્પ મત્યે. ૧૧
નહીં પાર વિસ્તાર વિભૂતિ આવે, તથાપી કહું મુખ્ય જે શ્રેષ્ટ કહાવે;
સહૂભૂત રદયે રહ્યો આત્મ રૂપે, સૃજીપાળિ સંહારૂં કારણ અનૂપે. ૧૨
મને સૂર્યમાં વિષ્નુ નામે પ્રમાણી, રવી જ્યોતિમાં હું અંશુમાન જાણી;
મરીચી છે વાયુ વિષેરૂપ મારૂં, શશીહુંજ નક્ષત્ર મધ્યે ઉચારૂં. ૧૩

સહુ વેદમાં સામ હું ઇંદ્ર દેવે, રહ્યો ઇંન્દ્રિયો મધ્ય હું મન કહેવે;
લહે ચેતનારૂપ પ્રાણીનિ મ્હાંય, વળી રૂદ્ર મધ્યે હું શંકર રાય. ૧૪
ગણી યક્ષને રાક્ષસોમાં કુબેર, વસૂ મધ્ય પાવક પર્વત્ત મેર;
ગુરૂરૂપ હું ગોર લેજે પ્રમાણી, પતી સૈન્યમા સ્વામિ કારતીક જાણી ૧૫
જળાશય વિષે સિંધુ છે રૂપ મારૂં, અને વાણિ ઓંકાર રૂપે ઉચારૂં;
મહા ત્ર્રષીમાં હું ભૃગૂ રૂપ રાજૂં, સહુ યજ્ઞમાં જપ રૂપે હું વિરાજૂં. ૧૬
હિમાળય રૂપે સ્થાવરો મધ્ય માન, સહુ વૃક્ષમાં પીપળો રાખ ધ્યાન;
રહ્યો દેવ ત્ર્રષીમાં નારદ રૂપે, ચિત્રરથ ગંધર્વમાં જાણ ભૂપે. ૧૭
મુની કપિલ રૂપે રહ્યો સિદ્ધમાંય, તુરી મધ્ય ઉચ્ચૈશ્રવા રૂપ થાય;
ગજૈરાવત મનુષ્ય મધ્યે હું ભૂપે, અને આયુધો સર્વમાં વજ્ર રૂપે. ૧૮
મને ગાયમાં કામધેનૂ ગણે તું, કરે ઉતપત્તી સહૂ કામ તે હૂં;
વળી સર્પમા વાસુકી જાણ મૂને, સહૂ નાગમાં શેષ હૂં ભાખ્યૂં તૂને. ૧૯
જીવો પાણિના તે વિષે હૂં વરૂણ, મને પિતૃમા અર્યમાં તૂંજ સૂણ;
કરે ન્યાય તે ધર્મ મૂનેજ કહેવો, અને દેત પ્રહ્લાદ તે હુંજ લહેવો. ૨૦
મને કાળ ફેરાવમાં જાણ પૂરો, પશૂ મધ્ય હું સિંહ ભારીજ શૂરો;
બધી જાતના પક્ષિમાં હું ગરૂડ, લહે વેગમાં વાયુ જાણી જરૂર. ૨૧
ધરે શસ્ત્ર તેમાં રઘૂનાથ હૂં છું, અને મચ્છ મધ્યે હું ગ્રાહા રહૂંછું;
નદી મધ્ય ગંગા મને જાણિ લેજે, વળી શૃષ્ટી આદીઅને મધ્ય અંતે.૨૨
રહ્યો હૂંજ અધ્યાતમ વિદ્યા ભણ્યામાં, મને વાદરૂપે લેહે બોલવામાં;
અકારે રહ્યો અક્ષરો માંય વ્યાપી, સમૂદાયમાં દ્વંદ્વ તે હૂં પ્રતાપી. ૨૩
અવિનાશિ હૂં કાળ રૂપે ગણે તું, ફળો આપનારો હું ધાતા ખરેછું;
મને જાણજે વિશ્વનૂં મૂખ ભાખ્યું, હરે સર્વ તે હૂંજ મૃત્યુ ન થાકૂં. ૨૪
સ્ત્રિમા સારદા કિર્તિ લક્ષ્મી સુબુદ્ધી, સ્મૃતીને ધૃતીને ક્ષમા રૂપ શુદ્ધી;
બૃહત્ સામ હૂં સામ વેદે વિરાજૂ, ત્ર્રતુ સર્વ મધ્યે વસંતે હું છાજૂં. ૨૫
બધા છંદમાં રૂપ ગાયત્રિ મારૂં, અને માસમાં માર્ગશીર માન સાચું;
રહ્યો છું હું કાપટ્ય મધ્યે જુગારે, વળી તેજ સર્વત્ર મારૂં વિચારે. ૨૬
ગણી યાદવોમાં મને વાસુદેવ, લહે પાંડવો મધ્ય અર્જૂન એવ;
દમે દંડ તે હૂં અરી માન વાણી, યશો ઇચ્છનારા વિષે નીતિ જાણી. ૨૭
મુની સર્વમાં વ્યાસ તે મારૂં રૂપ, કવીઓ વિષે શૂક્ર હૂંછું અનૂપ;
મને ગુહ્ય વસ્તૂ વિષે માનમાન, અને જ્ઞાનિ મધ્યે મને જાણ જ્ઞાન. ૨૮

જીવો માત્રનૂ બીજ હુંછું પ્રમાણ, વિના હૂં નથી જીવ કો ચાર ખાણ;
પ્રભૂતા બળે યુકત શ્રી માન જેજે, થયું અંશ મારા થકી સર્વે તેતે. ૨૯
યથા દિવ્ય મારી વિભૂતી અનંત, કહી છેક સંક્ષેપમાં રાખ ચંત;
અહો પાર્થ ઝાઝૂં કહ્યુંછે તથાપી, રહ્યો વિશ્વને એક અંશે હું વ્યાપી. ૩૦
સુરત સેહેર મધ્યે કવીનો મુકામ, કરે કૃશ્ન ભકતી તણું મૂખ્ય કામ;
તજી વિશ્વના દોષ સંતોષમાંય, રટે કૃશ્ન શ્રી કૃશ્ન મૂખે સદાય. ૩૧
કરે નીત્ય આ છંદનો પાઠ ભાવે, અહંકાર અજ્ઞાન મારી હઠાવે;
લહે કૃશ્ન પરબ્રહ્મ પાદાર્વિંદ, રચ્યા ગિર્ધરે યુગ્મ ને ત્રીશ છંદ. ૩૨

## ઉપદેશી અષ્ટક.

નમૂં નેહથી નિત્ય હું વિશ્વનાથ, ચિતે ધ્યાન રાખૂં હરી તારી સાથ;
કૃપા તારિ હું કેવિ રિતે વખાણું, તને દીન બંધુ દયાળુ પ્રમાણું. ૧
તને પૂર્ણ સર્વત્રને નિત્ય જાણું, વળી ઇશ શક્તિ સહુનો પ્રમાણું;
નિરાકાર સાકાર તૂં દિવ્ય રૂપ, સદા શૂદ્ધ ચૈતન્ય કાંતિ અનૂપ. ૨
લહે પ્રાણિના મંનની છાનિ વાત, અજાણ્યું નથી તૂં થકી કાંઇ તાત;
રચી વિશ્વ લીલા અતી રમ્ય ભારે, કરે નાશ નીમેષમાં જો તૂં ધારે. ૩
ફરે દેશ વિદેશ ઉદેશ ધારી, વિના ભક્તિ તારી બને અંત ખ્વારી;
કરે રાજને હાકમી સૌથી મોટી, ન જાણે હરીતો બને સર્વ ખોટી. ૪
ભરે લક્ષ્મીથી ભોંયરાં જાણી ભાગ્ય, ભજેના પ્રભુનો બને સર્પ નાગ;
ધરે માન મોટાઇ મ્હાજંન માંહી, હરી જ્ઞાન વીના ઠળી મૂર્ખ શાહી. ૫
જુવાની રૂપે તંન રૂડૂં વિરાજે, નવે રત્નને ભૂષણે પૂર્ણ છાજે;
ચઢી વાહને વાડિએ જાએ ગર્વે, થશે તંન એવૂં બળી રાખ સર્વે. ૬
કદી સ્વર્ગના વૈભવો પૃથ્વી પામે, ન આવે જતી વેળ એકેય કામે;
શૂં ફૂલી ફરે મૂર્ખ સંપત્તી જોઈ, ગયા તૂંથિ મોટા ઘણા ભૂપ રોઈ. ૭
પ્રભૂ એ તને સંપત્તી હોય આપી, વિપત્તી ગરીબો તણી નાખ કાપી;
તજી મોહ રે કૃશ્નનૂં શર્ણ ધારી, થશે મોક્ષ તેથી કહે ગીરધારી. ૮

### બિજૂં.

અતી શ્રેષ્ટ આ માનવી દેહ જાણો, નિવાસી થયા ભર્તખંડે પ્રમાણો;
ભલો જોગ મુક્તિ લહ્યાનો વિચારો, સદા કૃશ્ન ગોવિંદ મૂખે ઉચારો. ૧

પશુપક્ષી કીટાદિના જન્મ માંહી, પ્રભૂ ભક્તિની યૂક્તિ તો થાય નાંહી;
નહીં જ્ઞાન વીવેકનો યોગ સારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૨
જુઓ માનવી દેહમાં નીચ જાતી, નથી શ્રેષ્ટ ભક્તિ કદી તેથિ થાતી;
ઉંચી જાતિ થઈને હરી ના વિસારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૩
ઘણીવાર સંસાર ફેરા ફર્યા છો, ભજી કૃષ્નને શાંતિથી ક્યાં ઠર્યા છો;
કરો તેથિ આ વાર વીચાર સારો, સદા કૃષ્ન ગોવિંદ મુખે ઉચ્ચારો. ૪
નથી દેહ દારા સુતાદી તમારાં, ઘરો વાડિ ગાડી ઘરેણાંજ સારાં;
નહીં કામ આવે રૂપૈયા હજારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૫
કહે શાસ્ત્ર કર્મો કરો તેજ રીતે, ફળોની નહીં રાખવી આશ પ્રીતે;
લહો દેહ આ દુઃખનો કુષ્ટ ભારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૬
વદો વાણી મીઠી અને સત્ય હોએ, પિડા ના કરો પ્રાણિને જાણિ કોએ;
તજી રાગ દ્વેષાદિ વીકાર વારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૭
મળે જેહ સંતોષ તેમાંય રાખો, મહા કામ આયાસને દૂર નાખો;
કર્યો ગિર્ધરે બોધ તે ચિત્ત ધારો, સદા કૃષ્ન ગોવિંદ મૂખે ઉચ્ચારો. ૮

## ત્રીજૂં.

અહો અલ્પ જીવીતના જીવ જુઓ, વૃથાકાળ જંજાળમાં કેમ ખૂઓ;
સદા દ્રવ્ય સારૂ દમો દેહ ભારે, પછીથી થશે કૃષ્નની ભક્તી ક્યારે. ૧
અવસ્તા ગઈ બાળ અજ્ઞાન માહીં, પછી યોવને નારિની થૈ સગાઈ;
ભુલ્યા ભોગ વીલાસમાં ઈશ ત્યારે, પછીથી થશે કૃષ્નની ભક્તી ક્યારે. ૨
સ્ત્રિએ પુત્રને પુત્રિના વૃંદ આપ્યાં, તમે તેમને જીવના હેતૂ થાપ્યાં;
મુઆં કૈક તેને રડ્યાં કષ્ટ ભારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૩
થયો વૃદ્ધ શીથીળતા અંગ વ્યાપે, ધ્રુજે હસ્ત દંતો પછી રાહ માપે;
ઘુમે સ્વાસ જોરે પડે દેહ ત્યારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૪
ત્રિયાતંનને ધંન જાણોછો પ્યારા, ખરેખાતછે તેજ વેરી તમારાં;
તજી સાર માથું કુટોછો અસારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૫
જુઓછો તમે આંખથી જેહ આંહીં, નથી સત્ય તેમાં લહો વસ્તુ કાંઈ;
સુણો શાસ્ત્ર જે સત્ય શિક્ષા પુકારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૬
રહ્યું વિશ્વ આખું વિભૂને અધારે, રૂષીદેવ જેનું સદા ધ્યાન ધારે;
પતી પ્રકૃતીના પ્રભૂ સત્ય સારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૭

ત્રષી કેશ દેવેશ શ્રીકૃષ્ન સેવો, ભવાબ્ધી થકી મોક્ષ જો હોય લેવો;
કહ્યું ગિર્ધરે હીત પરમાર્થ પ્યારે, પછીથી થશે કૃષ્નની ભક્તિ ક્યારે. ૮

ચોથું.

ટળે પાણી નીચાણમાં વેગ ઝાઝે, પળે વર્ષ આયુષ્ય જો મર્ણ કાજે;
ગળેથી હવે કાઢ માયાનિ ફાંસી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૧
જુએ દ્રષ્ટિથી સૃષ્ટિની ધૂળધાણી, મુએ રાવ રાજા રૂએ તેનિ રાણી;
સુએ મોહ શય્યા વિષે ઉંઘ આ શી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૨
ભરોસો નથી દેહનો એમ જાણી, ત્રિયા તંનને ધંન મિથ્યા પ્રમાણી;
રદે રાખ વૈરાગ થૈને નિરાશી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૩
લહી માર્ગ કૂમાર્ગ જે જંત જાએ, છતે નેત્ર તે અંધ આપે ગણાએ;
યથા વીધિ આ તંન જાણી વિનાશી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૪
સ્રુતી વેદને શાસ્ત્ર એક અવાજે, કહે કલેશકારી ત્રિયા તંન સાજે;
તથાપી કુતર્કો કરી રે ઉદાસી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૫
ગયા કૈંક વર્ષો વળી કૈંક જાશે, અભીમાનથી સ્વાર્થ ક્યારે સધાશે;
પ્રતીતી જુઠા જગ્તની ત્યાગિ રાસી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૬
કરે ધામના કામ સાચાં પ્રમાણી, ઠરે મૂર્ખ જેવો ફરે એમ પ્રાણી;
મરે કે બને તંનની ભસ્મ પ્યાસી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૭
મળે અંનને વસ્ત્ર નિર્વાહ માટે, તથાપી રળે ધંન ઝાઝે ઉચાટે;
અજાણે ગિરીધારિ લે મૃત્યુ ગ્રાસી, મળે મોક્ષ શ્રીકૃષ્નને લે ઉપાસી. ૮

પાંચમું.

ગમે તે પ્રકારે હરી નામ જેણે, લીધું અક્ષયી મોક્ષનું સૂખ તેણે;
તર્યા દૈત શ્રી કૃષ્નનો દ્વેશ ધારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૧
ભયે ભૂપતીએ ધર્યું કૃષ્ન ધ્યાન, મળ્યૂં તોય તે સર્વને શ્રેષ્ટ સ્થાન;
ભજી કામ ભાવે ગઈ સ્વર્ગ નારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૨
ત્રષી મૂનિએ કૃષ્નની ભક્તિ કીધી, થઈ તેમની સ્હેજમાં પર્મ સીદ્ધી;
થયા મુક્ત પાંડુ સુતો સ્નેહ સારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૩
હરીનામ જેણે સપ્રેમે ઉચાર્યું, ભવાબ્ધી તણું કષ્ટ તેણે નિવાર્યૂં;
યથા જીવ ઉદ્ધાર પામ્યા અપારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૪
સુતાં ઉઠતાં બેસતાં કૃષ્ન નામે, ટળે કષ્ટ કૂડું મળે મોક્ષ ધામે;
નહી કૃષ્ન ગાયા વિના રેવું ક્યારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૫

ગુણાતીત ગોવિંદ શ્રી કૃષ્ન ગાશે, સુખે જીવ વૈકુંઠ તે સર્વ જાશે;
વિષે ઇંદ્રિના બ્યર્થએ દુઃખકારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૬
હરી કૃષ્ન વીના નથી સૂખ ક્યાંહીં, શું મોહ્યા ભમે જીવ માયાનિ માંહીં;
ભજો નીત્ય માયાપતી કૃષ્ન પ્યારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૭
હરીનામથી મૂર્તિ શ્રી કૃષ્ન સેવે, હરે પાપ જીવો તણા નામ લેવે;
ગિરીધારિ કે કૃષ્નનું નામ સારે, પડે કૃષ્નના નામથી જીવ પારે. ૮

છઠું.

અલૌકીક તેવીજ આશ્ચર્યકારી, મહા વીર્ય સંયુક્ત વીચીત્ર ન્યારી;
ક્રિયા જેનિ સૌ સૂખની આપનારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૧
હણી પૂતનાને બિબા માત્ર લાલે, વળી માતને મૂખમાં વિશ્વ બ્હાલે;
બતાવી દિધું બ્રહ્મ ઐશ્વર્ય ભારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૨
હર્યાં ગોપિકા વૃંદના ચિત્ત પ્રેમે, ઠર્યાં ચર્ણમા તે ચળે નાજ કેમે;
લિલા કોટિ કંદર્પ કીધી વિહારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૩
યમૂના વિષેથી કર્યો દૂરકાળી, જમ્યા ગોપશુ તે વિધીએ નિહાળી;
હર્યાં વચ્છને ગોપ શંકા વિચારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૪
સૃજ્યાં વચ્છને ગોપ ત્યાં અન્ય પોતે, ચતુરાનને સ્તુતિ ઉચ્ચારિ જોતે;
હર્યો ઇંદ્રનો ગર્વ શ્રી ગીરિધારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૫
યમૂના વિષે અક્રુરે શેષશાહી, લખી કૃષ્ન શંકા તજી સર્વ ત્યાંઈ;
મથુરાં જઈ નાખિયો કંસ મારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૬
વર્યા રૂક્મિણી સત્યભામાદિ નારી, હજારો બિજી લાવિયા શ્રી વિહારી;
ધરા ઉપરે ધર્મની સ્થીતિ ધારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૭
ચરીત્રો તણો આવશે નાજ અંત, અહોરાત્ર પ્રીતે કરે ગાન સંત;
પ્રભુ ભકતનો હસ્ત ગ્રે ગીરધારી, ભજો કૃષ્ન ગોવિંદ આનંદકારી. ૮

સાતમું.

અરેવિશ્વકિરતાર કર સાર આજ, નથી તારી માયા કને કૈં ઇલાજ;
ફરે ફંદ માયા વિશે જીવ ફસાયો, બને બ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૧
ધરી જન્મ કોટી કીધાં કર્મ ઝાઝાં, પરીવાર ઘર સૂત્ર બૈ માંડી ભાંજ્યાં;
જુઠા જગતની આસ ધારી ફુલાયો, બને બ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૨
જરણ મરણની વેદના જીવ પામ્યો, વળી આધીને બાધીએ તેમ ડામ્યો;
વિવિધ વિશ્વના કષ્ટ અંદર વિંધાયો, બને બ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૩

રિપૂ કામને ક્રોધ ઔ ત્રાસ આપે, જુઠાં માનને લાજ બાળે અમાપે;
મરે રંક દારિદ્ર ભારે દબાયો, બને વ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૪
ઠરેના ખરે એક પળવાર ક્યારે, ધરે કેમ કિરતારનું ધ્યાન ત્યારે;
રહે રાત પરભાત રોગે રિબાયો, બને વ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૫
ભમે પણુ કયમ ભેદ તારો ન ભાળે, કર્યો આકળો જીવને ક્રૂર કાળે;
છતે જ્ઞાન બેભાન થઇને છુંદાયો, બને વ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૬
હવે ઇષ્ટ તુજને લહી જાચું રોજ, કરીને કૃપા દુઃખનો ટાળ બોજ;
નથી ગમતો સંસાર ઝાઝો મુંઝાયો, બને વ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૭
કરૂણાનિધી કૃષ્ન તું સર્વ જાણે, તથાપી દયા કેમ દિલમાં ન આણે;
વિના પાર આવાર ગિરધર પીડાયો, બને વ્યર્થ સઘળા છુટ્યાના ઉપાયો. ૮

## માલિનિ વૃત્તં.

પદ યુગ અરવિંદં, વંદતી ભક્ત વૃંદં,
કટિતલ સુખ કંદં, છંદ પ્રેમાર્ત ફંદં;
ઉદર ત્રિવળિ યુક્તં, મુક્ત કાંતી સમાનં,
નટવર મુખ ચંદં, મંદ હાસ્યાભિધાનં. ૧
લસતવસન પીતં, ગીતકં પ્રીત ગાનં,
અધર મુરલિ નીત્યં, ગોપિ ગોપાલ ધ્યાનં;
નવ નિત પ્રિય લાલં, કુંજ પુષ્પાદિ માલં,
સરસ ઉર વિશાલં, સંગ ગો ગોપ બાલં. ૨
વન સઘન પ્રવેશં, ખ્યાલ નાના રસાલં,
અસુર સમુહ નાશં, ચારૂ મૂર્તી કૃપાલં;
તરૂ તુલસિતમાલં, પુષ્પ મંદાર જાલં,
રમણ રસિક લાલં, કેશરી તિલક ભાલં. ૩
વ્રજ વધુ અધરોષ્ટં, દંત સંયોગ શામં,
કટિ ઉર મુખ હસ્તં, કામિનિ કેલિકામં;
તટિનિતટ સમીપં, ચંદ્ર શીતં સમીરં,
રસ મદન રૂચીરં, સુંદરી સંગ ધીરં. ૪
લલિત મુદિત મૂર્તિ, પ્રેક્ષણં મોહ મગ્નં,
મનમથ સુખ સ્ફૂર્તી, બંધનં પ્રેમ લગ્નં;

શરદનિશ મયંકં, પૂર્ણ શોભા સુરંગં,
વ્રજત્રિય પ્રિય અંકં, અંગ શૃંગાર સંગં. ૫
તન નવ ઘનશ્યામં, કામની પૂર્ણ કામં,
પરમ રસિક નામં, કૃષ્ન ગોવિંદ રામં;
ઉચ્ચરત અવિનાશં, નાશ ક્લેશં વિકારં,
વિધિ સદન નિવાસં, સૌખ્ય સંતોષકારં. ૬
સુખમય સુચરીત્રં, ઈંદ્ર બ્રહ્માદિ પારં,
નવલહત પવિત્રં, મોક્ષ સંસાર સારં;
સુર મુનિવર સેવ્યં, દેવકી પુત્ર કૃષ્નં,
ભરપૂર સુખ ભાસં, નાશ આદ્યાદિ તૃષ્નં. ૭
નિજ જન મન સૌખ્યં, સાદરં શેષ ત્રાતં,
જગ અખિલ સ્વરૂપં, દર્શતા દિવ્ય જાતં;
કરૂણ ગુણ નિધાનં, કોટિ બ્રહ્માંડ તાતં,
કવિ ગિરધર ધ્યાનં, સર્વ કાલં અજાતં. ૮

## જન્મ સમયના પદ.

પરબ્રહ્મ પ્રભુએ દેવ સ્તુતી સુણી કરૂણા આણી અતી ઘણી,
મથુરાંમાં પ્રગટી દરશાવી લીલા અદભુત જન્મ તણી. પરબ્રહ્મ.
કૃષ્ન પક્ષ સુંદર શ્રાવણની અષ્ટમી અર્ધ નિશા રમણી;
નિરમળ શુભ નક્ષત્ર રોહિણી મંદ સુખદ ઘન બુંદ ગણી. પરબ્રહ્મ
અતી ઉત્તમ એ અવસર આવ્યા અનંત કોટી બ્રહ્માંડ ધણી;
પરમ મનોહર સ્વરૂપ ચતુરભુજ કાંતી કોટી સૂર્ય તણી. પરબ્રહ્મ.
વસૂદેવ દેવકીને પોતે સમયોચિત શિક્ષાજ ભણી;
બાળક રૂપ ધર્યું ગિરધારી લીલા ભારી ઈશ તણી. પરબ્રહ્મ.

### પદ ૨ જું.

વસૂદેવ સ્કંધે શ્રી નારાયણ મથુરાંથી વ્રજમાં વિચર્યા,
ઘનથી તન ઘન શામ ભીંજે નહીં તેથી શેષ શીર છત્ર ધર્યા. વસૂદેવ.
ઘોર નિશાંતમ ઘોર યમુના તીર વસૂદેવ આવી ઠર્યા;
અવિનાશીએ સમસ્યા કીધી વાટ દીધી યમુના ઉતર્યા. વસૂદેવ.

જ્યમ જ્યમ જગજીવનજી પધારે ત્યમત્યમ ગોકુળ સૌખ્ય ભર્યાં;
ધર્મ ભકિત સતકર્મ સદાનંદ રૂપ યોવન આયુષ્ય કર્યાં. વસૂદેવ.
પરમ ભાગવત સતી શીરોમણ યશોદાજીએ જ્યાં સયન કર્યાં;
ત્યાં પ્રભુને પધરાવી ગિરધર વસુદેવ કન્યા લઈને ફર્યાં. વસૂદેવ.

## પદ ત્રીજું.

નંદ મંદિરે મુકુંદ પ્રગટ્યા આનંદ ઉત્સવ રેલી રહ્યો;
મંગળ ગીત ગોપીકા ગાતી ગોકુળમાં જયકાર થયો. નંદ. ૧
સદન સમાર્યાં સુવર્ણ રંગે કદળી સ્તંભ મંડપ કીધા;
પરમ મનોહર તોરણ બાંધી કુમકુમના હાથા દીધા. નંદ. ૨
આંગણીએ કેશરે ચંદનના છંટકાવ સુંદર શોભે;
ધ્વજા ફરફરે નૌબત વાગે રચનાથી જન મન લોભે. નંદ. ૩
દુધે ઉંબર ધોયા ગોપીએ કનક થાળ મોતીડે ભરી;
પ્રભુને વધાવી લેતી ગિરધર મુખ્ખું નિરખે ફરી ફરી. નંદ. ૪

## પદ ૪ થું.

રત્ન જડિત કંચન પારણિએ પધરાવ્યા નંદલાલાને;
હીરની દોરી ઝાલી હેતે ઝુલાવે ગોપી વહાલાને. રત્ન. ૧
હરખાતી ગુણગાતી લેતી ઓવારણા વારે વારે;
અલબેલા તુજ મુખની કાંતી સૂર્ય શશીથી છે ભારે. રત્ન. ૨.
કમળનેન શોભેછે સુંદર નિરમળ તન મૃદુતા ન્યારી;
વાંકડિયા શીર કેશ બિરાજે છબી અલૌકીક સુખકારી. રત્ન. ૩
એમ કેતી કરે લેતિ રમકડાં ગિર્ધરને રીઝાવાને;
ઘુઘરા વગાડિ ફેરવે કોયલ લાગી મોર બતાવાને. રત્ન. ૪

## પ્રભાતનાં પદો.

નંદના નંદ આનંદનું કંદતૂં. છંદ લાગ્યો મને ખુબ તારો.
ફંદ માયા તણો કાપિ કરૂણાનિધી, બંધ કર મોહ મમતાનો મારો. નંદ. ૧
ચરણ તુજ વંદીને શરણ આવ્યો હરી, જરણને મરણનો શોક વામ્યો;
કરણ પ્રભુ મોક્ષ તું હરણ કર દોષનું, તારી કરૂણા થકી જ્ઞાન પામ્યો. નંદ. ૨
તે છતાં ભવ તણી ભૂંડી ભાવટ નડે, તરફડે પ્રાણ પડે જ્ઞાન ઝાંખું;
યોગ્ય અયોગ્ય શુભા શુભ નવ સુજે, ચિત્ત વૃત્તી ક્યમે સ્થીર રાખું. નંદ. ૩

તેથિ કરૂંછું વિનંતી પ્રભુ આપજે, બુદ્ધી રૂડી સદા ભક્તી ભાવે;
જેથકી મુક્તી ઝટ થાય ગિરધર કહે, જગતજંજાળ ભય કાળ નાવે નં. ૪

બીજું.

એક તું એક હરિ ટેક મુજ રાખજે, છેક આવી અડયું આ સમેતો;
હોશને કોશ ઉડી ગયા સાંમટા, દોષ ના જોશ થાશે ફજેતો. એક. ૧
દ્રષ્ટ કર મ્હેરની કષ્ટ સઉ નષ્ટ થૈ જાય, ઉત્કૃષ્ટ સુખ થાય દેવા;
નામ સુખધામ રટું હામ હૈયે ધરી, આપ ઘન શામ મન કામ મેવા. એક. ૨
રાતને દીન જગતાત એકાંતમાં, વાત વિખ્યાત તારી વિચારૂં;
શ્રી પતી ચરણ તુજ શરણ જે આવિયા, તરણવત ધરણપર થાય વારૂ. એક. ૩
રીત એ જોઈ પરતીત પળતી દીસે ચિત ભય ભીત થઈ ત્રાસ પામે;
વિષ કિરતાર કરે સાર ગિરધર તને, વાર હજાર નીજ શીશ નામે. એક. ૪

ત્રીજું.

સાર કર સાર કર કૃષ્ન કિરતાર, કાં વાર એવડી કરે શ્રી મુરારી;
જુગલ કરજોડી જાચું જદુનાથતે, વાત સૂણે નહી કેમ મારી. સાર. ૧
તું વિના કોને કહું કષ્ટ જે અંહીં સહું, શામળા એમ જોની વીચારી;
આણસે નહી દયા આજ મુજ કાજ, મારાજતો લાજ જાશે તહારી. સા. ૨
જેવો તેવો પ્રભુ તોય હું તાહરો, દાસ અવિનાશ વિશ્વાસધારી;
પાંદડે પાંણીજો પાય પરમેશ્વરા, તોય તુજ નામ પર જાઉં વારી. સા. ૩
તુંજ સમર્થછે અર્થ સૌ સાધવા, માધવા મૂજ કલ્યાણ કારી;
કૃષ્ન કૃપાળ મધજાળને ટાળ, ગોપાળ વિનવે તને ગીરધારી. સાર. ૪

ચોથું.

વિશ્વના ભુપ આનંદ સ્વરૂપ તુજ, શકતી અનુપ સર્વત્ર વ્યાપી;
પુરૂષ પુરાણ જગ કૃત્યનો જાણ, વીવેક મેહેરાણ દે ફાંસી કાપી. વિ. ૧
પ્રીય ભગવંત નિત વિનવે સંત, હરિ આણ દુખ અંત સુખ નિત્ય સ્થાપી;
નર હરી નાથ તુજ દાસ અનાથ જુગ, જોડી રેહ્યા હાથ જાણી પ્રતાપી. વિ. ૨
અવસરે જો કરે સ્હાય સુખ થાય, નહિ જાય ચિત કેરી ચિંતા તથાપી;
તેથી કર એવું કઈ કામ શ્રી રામકે, નામ અફસોસ નાવે કદાપી. વિ. ૩
બહુ બહુ વાર અંગાર મન કલેશનો, ઓલવ્યો વારી આધાર આપી; ૪
ગીરધરલાલ કે કૃષ્ન કૃપાળ તુજ, વ્હાલનો ખ્યાલ ગાશે અલાપી. વિ.

### પાંચમું.

ભજન કર કૃષ્નનું પ્રાત સુંદર થયું, કષ્ટ તુજ દૂર સઉ નાસી જાએ;
દીનદયાળને ચરણ ચિત રાખની, પાપ પળ એકમાં પ્રલે થાએ. ભજન.
સચ્ચિદાનંદનું નામ સુખ કંદછે, દ્રઢ ભરોસો ધરીજો તું ગાએ;
કોટિ શિર્ષા કરૂણાનાથા કૃષ્નજી, દીનબંધુ ધરે તારી બહાએ. ભજન.
શોક સમૂળને ટાળ આનંદમાં, ભકતીથી કૃષ્નજી ઓળખાએ;
જગતનો મોહ દુખરૂપ દેખાય તવ, પ્રીત પરબ્રહ્મ સાથે કરાએ. ભજન.
માયાનુ મૂળ ઉખડે સુધા ત્યાગથી, જ્ઞાન ભકતી તણું બીજવાએ;
જે વડે મુકત થઈ બ્રહ્મના ધામમાં, મ્હેરથી ગીરધરલાલ જાએ. ભજન.

### છઠું.

ધ્યાન ધર ધ્યાનધર વિશ્વના નાથનું, એક ચિતે ખરો ભાવ આણી;
સોચના સામટી ટાળિને હર્ષથી, કૃષ્ન ગોવિંદ મુખ બોલ વાણી. ધ્યાન.
રાતદિન ખૂબ ખટપટ કરે ખાંતથી, જોય નવનિત વલોવિને પાણી;
વિષય વિષપાન આનંદ આણી કરે, તરફડે તાપમાં મૂર્ખ પ્રાણી. ધ્યાન.
જન્મ જંજાળમાં જાય વહી જીવડા, છુટશે કર્મ લે કૃષ્ન જાણી;
કામ મદ ક્રોધને લોભ આદી રિપૂ, જીવિત તારૂં કરે ધૂળધાણી. ધ્યાન.
જ્ઞાન વૈરાગ્ય શુભ શસ્ત્ર ઝાલી કરી, નાશ કર શત્રૂનો ધૈર્ય આણી;
ગીરધરલાલ એ રીત જગજીત જે, સ્હાય કરશે તારી ચક્ર પાણી. ધ્યાન.

### સાતમું. (દેશિ ફેર.)

પ્રાતસમે સમરૂં પરમેશ્વર, પરમાનંદ પ્રભુ પ્યારારે;
અનંત અઘાત અચિંત્ય અવિનાશી, મનમોહન હરી મારારે. પ્રાત.
વિશ્વ નિયંતા શ્રીજગજીવન, અખિલ વિશ્વાધારારે;
વિશ્વનાથ જળને સ્થળ વ્યાપક, નિત્યા નંદ જગ ન્યારારે. પ્રાત.
અનંત શકતી સ્વામી અગોચર, હરી ભવ દુખ હરનારારે;
ભકત જનોકેરા ભીડ ભંજન, દુષ્ટ દૈત દળનારારે. પ્રાત.
દયા સિંધુ દિન બંધુ દેવા, કોટી જગ કરનારારે;
નમન કરૂં નરહરી અતી નેહે, ભક્તી ભાવ ભરનારારે. પ્રાત.
મતિ રૂડી દેજો મન મોહન, કુડી દુર કરનારારે;
ગિરધરલાલ સ્તવે શ્રી ગોવિંદ, મ્હાય કરોની સવારારે. પ્રાત.

**આઠમું.**

લક્ષ્મીવર સુંદર લટકાળા, કોટી સૂર્ય મુખ કાંતીરે;
દરસન કરતાં દેવમુરારી, સ્હેજે ઉપજે શાંતીરે. લક્ષ્મી.
મેઘશામ શરિર મન મોહન, અંતર આનંદકારીરે;
કંચન આખડી ઉપર કેશવ, ચર્ણ ઉપર બલિહારીરે. લક્ષ્મી.
અલ્પ કટીએ પીતાંબર ઉત્તમ, શોભે અતિ સુખકારીરે;
ઉપરણી ઓઢી અલબેલા, વિશાળ બાહુ પરવારીરે. લક્ષ્મી.
કૌસ્તુભમણિ માળા હરી કંઠે, નિરખી ઠરે નરનારીરે;
અધર અરૂણ પરવાળી ઓપે, શુક નાશા બહુ સારીરે. લક્ષ્મી.
લોચન લલિત જોઈ જન મન લોભે, ભ્રમરે મોહની ભારીરે.
ભાળે કુમકુમ તિલક ભૂધરને, નિરખું છબી ગીરધારીરે. લક્ષ્મી.

**નવમું.**

પાતળિયા પ્રીતમ પડું પાએ, પાલવ મૂકો પ્રાણપતી;
રવિ પ્રકાશ થયો ટળી રજની, ગોવિંદ દેખોછો ઘરની ગતી. પાતળિયા.
જળ ભરવા જવુંછે જગજીવન, જેઠાણિ રોકાઈ રેશે જતી;
અલબેલા છાની આવું અહીં, છબિલાજી હું થઈશ છતી. પાતળિયા
નંદકુંવર હવે નાકેશો નહીં, વિઠ્ઠલ ન રેવાય મારી વતી;
તમે તમારી મતલબ તાકો, રત કરત નવ જાણો રતી. પાતળિયા.
ચૂંદડી કોરી નાખી ચોળી, વેણી જુઓ વિખરાણી અતી;
ગળસ્થળ રક્ત દિસેછે ગિર્ધર, ઘેર જવાની રહિ નાજ ગતી. પાતળિયા.

**દશમું.**

જાગોરે જીવનજી જાચું, પ્રાત થયું પ્રભુ પ્યારારે;
જોત દિપકની થઈ જુઓ ઝાંખી, તેવા દિસે શશી તારારે. જાગોરે.
દુર જવું મારે દામોદરે, શાળુ મુકો સવારારે;
સુર્યોદય થતાં જાણે સાસુ, મળે જરૂર ભોગ મારારે. જાગોરે.
ગુપ્ત જવું આવવું ગોવિંદજી, નિર્લજ લોક નઠારારે;
રાત થોડીને ઇચ્છો રમવું, એજ આપત અંગારારે. જાગોરે.
ઘાત દસન કીધા બેઉ ગાલે, માધવ નખ ઉર માર્યારે;
ગિર્ધરલાલ ન થૈએ ઘેલા, નાથ રહો હવે ન્યારારે. ૧ જાગોરે.

### અગીયારમું.

કૃપાના નિધાન કૃષ્ન અરજ સુણો મારી,
આપવિના નથી કહીં એક રહી બારી. કૃપાના.
નિત ઉઠી શું કેવું નાથ હાથ બે પસારી,
અંતરયામી જાણો સહુ દિલ દરદ મુરારી. કૃપાના.
તેમ છતાં ટમટમાવો રીત એ નહિ સારી,
વખત ગયે વૃષ્ટી જેમ, કરે કણની ખ્વારી. કૃપાના.
અજા જીવ જાય થાય આકળી બીચારી,
સિંહ હસે સ્વસ્થ ચીત, તેવી ગતી ધારી. કૃપાના.
ઉષ્ણ થાય ઈંદુ કદી, સૂર્ય સીતકારી;
તો એ ટેક એક ઘડી, તજે ન ગિરધારી. કૃપાના.

### બારમું.

કૃષ્નજી તમારો સેવક કૃષ્નજી તમારો,
ચરણ શરણ આવ્યો નાથ, મારો કે ઉગારો. કૃષ્નજી.
એક ટેક રાખી રદય, જન્મ ધરી પ્યારો;
અચળ તેજ રહે નાથ, મોહને નિવારો. કૃષ્નજી.
વિકટ વિશ્વ સિંધુમાંથી, પ્રભુ પાર ઉતારો;
વિન કૃપા તમારી ઈશ, એક નથી આરો. કૃષ્નજી.
વિપત ભોગવું ભવેતે, વાત ઉર વિચારો;
લાજ જશે હુંથી જુઓ, આપની વધારો. કૃષ્નજી.
સાહ્ય કરો દાસ જાણી, છેક ના વિસારો;
ગિરધરલાલ કહે પ્રભુ, સ્તુતિને સ્વીકારો. કૃષ્નજી.

### તેરમું.

વસુદેવ પુત્ર વાસુદેવ, વંદુ વારંવારી;
સ્મરણ જેનું કરે સદા, બ્રહ્મા ત્રિપુરારી. વસુદેવ.
આદિ મધ્ય અંત્ય તુજ, સચ્ચિદાનંદકારી;
અખિલ વિશ્વનો આધાર, તુંજ શ્રી મુરારી. વસુદેવ.
અકળ પ્રબળ ગતિ અનૂપ, કૃતી ચમત્કારી;
નારદ સારદ હારદ લે નહી, કોણ ગતિ મારી. વસુદેવ.

આજ્ઞા વડે સૂર્ય તપે, ચંદ્ર શીતકારી;
વાયુ મેઘ વૃષ્ટી કરે, તારો ભય ધારી. વસુદેવ.
તુંજ સૃજે પાળે મારે, તુંજ દયા ધારી;
ચરણ શરણ રાખ કૃષ્ન, વિનવે ગિરધારી. વસુદેવ.

ચૌદમું.

શ્રી ઘનશામ પુરણ કામ, નામ રટું તારૂં;
તુંજ સુધા સિંધૂ સત્ય, અવર નીર ખારૂં. શ્રી ઘનશામ.
અલૌકીક છબી ઉપર, તન મન ધન વારૂં;
પ્રસન વદન ગોપી નાથ, વિલસે તન સારૂં. શ્રી ઘનશામ.
વચ્છ વૃંદમાં મુકંદ, મંદ ગાય પ્યારૂં;
મધુર સ્વરે વેણું વાય, શબ્દ ઉર ઉતારૂં. શ્રી ઘનશામ.
નવનિત પ્રિય નંદાનંદ, લોભે મન મારૂં;
સ્મરણ ગમે તારૂં સદા, પલક ના વિસારૂં. શ્રી ઘનશામ.
અંતરે આનંદ વધે, જવ તને સંભારૂં;
કહે ગીરધરલાલ રદય, કૃષ્ન છબી ધારૂં. શ્રી ઘનશામ.

પંદરમું.

નંદલાલ શ્રી ગોપાળ, તારૂં મુખ જોઈ;
દિનદયાળ હરિ કૃપાળ, રહુંછું મન મ્હોઇ. નંદલાલ.
ઉર વિશાળ મુક્ત માળ, શોભે સુખ કારી;
કનક કડાં રત્ન જડ્યાં, પોંચી કર સારી. નંદલાલ.
કમરે બંધ રત્ન જડિત, પીતાંબર ધારી;
મુરલી મુખ ધરી સૂર, પુરે બનવારી. નંદલાલ.
ગોપી સંગ લલિત રંગ, થૈ થૈ થેઈ કારી;
રાસ રમે ધરી ઉમંગ, મોહન મનુહારી. નંદલાલ.
મેઘ શામ પુરણ કામ, જાઊં બલીહારી;
સુંદર છબી ચિત્ત ધરી, જીવે ગીરધારી. નંદલાલ.

સોળમું.

વીતિરાત થયું પ્રભાત, પરહરી પથારી;
અંતરે ઉમંગ આણી, સમરૂં ગીરીધારી. વીતી.

નામ લેતાં કામ થાય, સ્હેજમાં મુરારી;
પાપ પુર્વ જન્મના, પ્રજાળી કરે છારી. વીતિ.
દીન બંધુ દિનાનાથ, દેવ દયા ધારી;
દ્રષ્ટી કરે કુષ્ટ તણું, કષ્ટ ટળે ભારી. વીતિ.
કંઈકિ કાળ થયા બાળ, કાઢવાને તારી;
સાધુ સંત જોગી જતી, મુની તપ ધારી. વીતિ.
ભક્તી જ્ઞાન ધર્મ ધ્યાન, સંગ લઈ સવારી;
તીર્થ ક્ષેત્ર ફરી ગીર્ધરે, સર્વ ગયા હારી. વીતિ.

## પદ મૂળાક્ષરનૂં.

અંતરયામીરે, અકળ કળાછે તારી;
કરી અવલોકનરે, અચરત થાઉં ભારી.
ખબર પડે નહીંરે, ઘડી પછી શું થાશે;
ગમતું તારૂંરે, થાય સદા અવિનાશે.
ઘટિત ઉતારેરે, ઘાટ અખિલનો નીત્યે;
ચકિત થઇનેરે, શાંતિ રાખું ચીતે.
છત પત છાજેરે, તારી કૃપાથી સારી;
જતાં ન જાણેરે, જન એવી અંધારી.
ઝળહળ જ્યોતીરે, સમજે તારી નિરખૂં;
ટપકે અમૃતરે, જ્ઞાન વિચારે હરખું.
ઠરતું કીધુંરે, મનડું દેવ મુરારી;
ડર નથી ભવનોરે, કેશવ કરૂણાકારી.
ઢગલે ધનનેરે, દાસ હરીના બેઠા;
તપવું ત્યાગીરે, શાંતિ સદનમાં પેઠા.
થયું અજવાળુંરે, અનુભવ દીપ પ્રકાશે;
દયાળુ દીઠારે, અંતરમાં અવિનાશે.
ધન સુત દારારે, માયા મિથ્યા જાણી;
નવઘન સુંદરરે, સાચા સારંગ પાણી.
પર સુખ કારીરે, બહુ નામી બળવંત;
ફરિ ફરિ ધારૂંરે, ધ્યાને કમળા કંત.

બકઅઘ કેશીરે, દુષ્ટ યવન સંહાર્યા;
ભક્ત જનોનેરે, ભવ જળ પાર પતાર્યા.
મ્હા મનોહરરે, નર હરી નીમ તમારો;
યદુપતી અવસરરે, ઉપર આવી ઉગારો.
રસબસ મનડુંરે, રાધાવર તમ સાથે;
લજ્જા રાખીરે, પંચાળીની નાથે.
વળી વળી જાઉંરે, બલિહારી નંદલાલા;
શરણે આવ્યોરે, સંભાળી લ્યો વ્હાલા.
સદીવ સ્વામીરે, ગિર્ધર સનમુખ રેજો;
હરી એ માગુંરે, શાંતી ભક્તી દેજો.

## બાળલીલા.

### પદ.

આજ મેરે સતગુરૂ આયે મિજવાન. એ રાગે ગાવું.

નિત નિત નવી લીલા, કરે નંદલાલ;
નિરખી હરખી મન મોહે, ગોપી ગ્વાલ. ટેક.
ખટદીન કેરા થયા, અશર્ણશર્ણ,
પય પાન કરતા, માસી પમાડી મર્ણ;
સકટનું રૂપ ધરી, આંગણિયે અસૂર,
આવ્યો તેને પાટુ મારી, કરી દીધો ચૂર.
મુખ ભર્યું માટીએ, ત્રિભુવન નાથ,
જોઇ જશોદાજીએ, ગ્રહ્યા હરી હાથ;
ક્રોધ કરીને કહ્યું, માટી કાઢી નાંખ,
શામળીયાજી સાચું, મુખડાને રાખ.
કૃષ્ણજીએ ત્યારે કીધું, વદન વીકાશ,
ચતુર દશ લોક દીઠા, મુખમાં પ્રકાશ;
એક વેળાએ દધી, મથવાને કાજ,
રેડ્યું ગોરસ જશોદાએ, ગોળીમાંજ.
હતું દુધ અગની ઉપર, ઉકળતું સાર,
એજ વખતે જાગ્યા, જશોદા કુમાર;

ખોળે લઇને કુંવરને, ધવરાવે માય,
એવે દીઠું દુધ ચુલે ઉભરાઈ જાય.
ધાવતાં વછોડી દીધા, વિશ્વ કેરા નાથ,
દુધ ઉતારવાને દોડી ગયાં માત;
પુત્ર કરતાં પયને વ્હાલું કીધું કેમ,
આપુ આજે શિક્ષા ખરી સમજે જેમ.
લોચન રાતાં કરી ધરી ઘણી રીસ,
લીધો એક પાષાણુ હાથે જગદીશ;
ગોરસ ભરેલી ગોળી ઉપર કીધો પ્રહાર,
દધી કેરી રેલ ચાલી મંદિર મોજાર.
બોલાવીને લીધાં બાળ, માંકડાં તેમ,
કહે કૃષ્ન ખાઓ દધી ખવાય જેમ;
ઉતારીને દુધ માતા આવ્યાં પરશાળ,
દીઠી ગોળી ફૂટી ને ખાતાં દહીં બાળ.
ક્રોધ કરીને પૂછ્યું કોણે કીધું જાન,
બાળક સહુ બોલીયાં, જાણે તારો કહાન;
કઠિણ વચન કહી બાંધ્યા ઘનશામ,
પ્રભુજીએ કીધું એક પરમાર્થ કામ.
જમળા અરજુન વૃક્ષ, પામ્યા અવતાર,
મોહનજીએ કીધો તેનો મોક્ષ તે ઠાર;
ગોપીકાના દહીં દુધ, ચોરી ચોરી ખાય,
સૂના મંદિરીઆ મધ્યે, શામળીયો જાય.
જમુનાનું જળ ભરે જોબન વતી નાર,
વિપત વિવિધ તેને, પાડે વિશ્વાધાર;
મારગમાં લપસાણું કરે વ્રજરાય,
ગર્વ ભરી ગોપીકા ત્યાં, લપસી બહુ જાય.
ઘાટને રોકે જઈ, ઉઘરાવે દાણ,
ચીર ચતુરાના હરે, જીવન પ્રાણ;
ગાવડી ચારવા જાએ ગોવિંદ વંન,
મારી દેત મોકલી દે, સ્વર્ગ સદન.

જમુનાના જળ મધ્યે રેતો કાળી નાગ,
તેને કાઢી ફેણ ઉપર નાચ્યા ગાઈ રાગ;
આળા ચર્મ ઉપર બેસી કીધું ભોજન,
માયા વિષે ભુલવી દીધા ચતુરાનન.
પ્રેમ ભરી ગોપીઓને રમાડીને રાસ,
પૂરી તેના મનડાની પ્રભુજીએ આશ;
હણ્યો ક્રુર કેશીને વન વોમાસૂર,
વિઠ્ઠલે વૈકુંઠ રચના કીધી વ્રજપૂર.
ઈંદ્ર રાજા કેરો ઉતાર્યો અહંકાર,
પૂજાવ્યો ગોવરધન દેવ મુરાર;
જમુનામાં ડુબી ગયા જ્યારે રાયનંદ,
કાંઠે બેસી રોયા કૃષ્ણ કરી આક્રંદ.
વરૂણ રાજાએ પૂછી નંદજીને પેર,
કૃષ્ણજીનું નામ સુણી લાવ્યા નંદને ઘેર;
અંબીકાના દરસને ગયો ગોપ સાથ,
અજગરે ગ્રહ્યા ત્યાંહાં, કૃષ્ણજીના તાત.
ગોપેમળી કીધા ઘણા જેષ્ટીકાના પ્રહાર,
અજગરે ગણ્યા નહીં મનમાં લગાર;
જ્યારે આવી બળવીરે, અડકાડ્યો પાય,
તતક્ષણ અજગરે છોડ્યા નંદરાય.
અજગરે દેહ તજી ધર્યું દિવ્ય રૂપ,
મુક્તી પદ તેને આપ્યું, વૈકુંઠ ભૂપ;
પછી મથુરાથી આવી પોંચ્યા અક્રૂર,
ગોકુળ તજીને ગયા, ગોવીંદ ચતુર.
નંદના કુંવરે કીધાં ચરિત્ર અપાર,
ભણે શેષ ભારતીતો નાવે કદી પાર;
અલ્પ મતી જન લહે નહિ રતી ભેદ,
કેમ કહે ગીરધરલાલ થાકી રહ્યા વેદ.

## થાળ.

**કંગર્નાના મોરે કરસેં સરક ગઇરે એ રાગ.**

નંદલાલા મારા વાલા જમવા બોલાવુંરે. ટેક.

પ્રેમે પાય પખાળુંરે, કંચન પાટ ઢાળુંરે, પધરાવી પ્યારા તે પર, ચરચું ચંદનને કેસર, ફુલહાર પેરાવિ સુગંધ સળી સળગાવુંરે. નંદલાલા.

જીવનછો મારારે, પ્રાણ થકી પ્યારારે, ખટરસ યુક્ત સામગરી, પ્રભુ તમ સારૂ સૌ કરી, ધરી તે કંચન થાળીમાં હરીવર લાવુંરે. નંદલાલા.

ઘ્રત ગવરીનારે, સંયુક્ત શર્કરારે, શીરો પુરી બાસુદી, શ્રીખંડ જલેબી જુદી, ઘેબર ખાજાં ધારીને દહીંથરાં મુકાવુંરે. નંદલાલા.

ચુરમૂં ચારૂરે, તળ્યૂં તમ સારૂરે, દુધપાક મગજના લાડૂ, બરફી પેંડા જમાડુંરે, દળ મગદળને કંસાર ઉપર બુરૂ ભભરાવુંરે. નંદલાલા.

વેડમીને વ્હેંચીરે, ઘ્રત માંહી સીંચીરે, રોટલી ગળીમોળી, સુંદર ઘેંસ ઘોળી, શાકર બદામ નાખી દુધ ઉકળાવ્યૂંરે. નંદલાલા.

મુરબ્બા કર્યાછેરે, જુઓ આ ધર્યાછેરે, કેરીને આંબળાનો, દુધી ભુરા કેળાનો, રસિયાજી જમતાં રીઝે ત્યારે હું રીઝાવુંરે. નંદલાલા.

પકવાન લેજોરે, ઠીકાઠીક કેજોરે, ગુંદવડા સુંવાળી, કચોરી સ્વાદ વાળી, મઠીયાં થાપડા, પાપડ પ્રીતે પ્રીસાવુંરે. નંદલાલા.

જે પદાર્થ સાથેરે, ગમે તે લ્યો ખાંતેરે, માલપુડા પતાસાં, ટોટ્ટ રમકડાં ખાસાં, મોહનજી મલાઇમાં સાકર સમાવુંરે. નંદલાલા.

કેશર બરાસેરે, અંતર ઉલ્લાસેરે, મોતીચુરને કણસાઈ, વળી લાડુ લાખણસાઈ, સક્કરપારા બૌ સારા, ત્યારા મુકાવુંરે. નંદલાલા.

ચતુરાઈ તમારીરે, જમવાની ભારીરે, બીરંજ ઘુઘરા સાર, મેસુર મોહન થાળ, જોઇએ તે માગી લેજો નહીં શરમાવુંરે. નંદલાલા.

ખારી પુરી પુડારે, સેવ ગાંઠીયા રૂડારે, છે હલવો સુતરફેણી, વળી મરકી બહુ મજેની, ગગણને ગુંદરપાક સુંદર ગોઠવાવુંરે. નંદલાલા.

ધીરે ધીરે જમજોરે, સુંદરવર રમજોરે, ગુલકંદ ગુલાબપાક, સુંદર તળ્યાંછે શાક, વેગણ વાલોળ દુધીને કોળું બનાવ્યુંરે. નંદલાલા.

પંડોળાંને પરેવરરે, સાંગરીઓ સુંદરરે, ભીંડા ગલકાંને ચોળી, મૂળા મોગરી મોળી, આદુ ટીંડોરા ઉપર મીઠું ચડાવ્યુંરે. નંદલાલા.

અળવી રતાળુરે, સૂરણ દહીવાળુરે, કંટોલાને કારેલાં, લિલવાછે વઘારેલા, વિધવિધની શીંગોનું શાક જુદું ભરાવુંરે. નંદલાલા.
બટાટા સકરીયાંરે મહી મીઠું મરીયાંરે, તાજું તળ્યું તુરિયાનું, ચતુરભૂએ ચિભડાનું દ્રાખ ખારેક ખજુરનુ રાઇતું લાવુંરે. નંદલાલા.
રાયણ ખીરાનુરે, રાઇતું કેળાનુંરે, તાંદળજા કેરી તાજી, સુવા ચુકાની ભાજી, લૂણી કોબીને પોઇની સુંદર પ્રીસાવુંરે. નંદલાલા.
મગ ચણા મુકીરે, વટાણા ન ચુકીરે, કડી વડી પકોડી, જુગતો જે કરી તે થોડી, ઇદડાં ખલવાને વડાં, દહીમાં જમાવુંરે. નંદલાલા.
ભજીયાં ઉનારે, જમજો સલૂણારે, કેળાં મેથીના સારાં, રતાળુનાંછે ન્યારાં, ગલકાં અળુને પોઇનાં પાસે મુકાવુંરે. નંદલાલા.
ચટણી ચારૂરે, પ્યારા તમ સારૂરે, કોથમીર ફુદનાની, આમલીના ક્ષાતરાની, કોકમ કોડતલને કાચી કેરીની લાવુંરે, નંદલાલા.
વિવિધ અથાણારે, ચાખો મહારાણારે, મેથીઆ ગોળીયાના,રાઇતી ઓળિયાના, ચીભડાને કરમદાના હું ગુણ શા ગાવુંરે. નંદલાલા.
કુર કમોદનોરે, મેવા ભાત બન્યોરે, સુંદર શીખંડ ભાત, કનૈયા કેશરી ભાત, લેજો લક્ષ્મીના નાથ ફરી એમ ચહાવુંરે. નંદલાલા.
ગુલાબ જળ ધારેરે, ચળુ કરો પ્યારેરે, મુખવાસ બીડી પાન, કેશર કસ્તુરી માન, દેગિરધર પ્રેમે કહે પ્રભુ વારી જાવુંરે. નંદલાલા.

## ઠુમરી.

સુણો સજન સ્વરૂપ આતમ તણું કહુંરે,
સત શાસ્ત્ર આધાર થકી. ટેક.
નિરમળ એક રસ, અચળ રહિત દ્રશ્ય;
શાંત સચ્ચીદાનંદપણું લહુંરે. સત શાસ્ત્ર.
એક અખંડિત, જ્ઞાને મંડિત;
અનંત સર્વ શક્તીપણુ ગ્રહુંરે. સત શાસ્ત્ર.
માયા શક્તી, કિંવા પ્રકૃતી;
આતમ થકી નથી ભિન્ન પણ રહુંરે. સત શાસ્ત્ર.
નિળપ આકાશે. મિથ્યા ભાસે;
મિથ્યા પણ તેવું વિશ્વ તણું સહુંરે. સત શાસ્ત્ર.
સમજણ આવી, દ્રઢજ ઠરાવી;
કવી ગીરીધરે મૂઢ પણું દહ્યુંરે. સત શાસ્ત્ર.

## મહીદીપ.

અકળ કળા દિઠી તારી, ભારી ચમતકારી;
ચતુર પુરૂષ બુદ્ધી માન, ત્યાંથી રહ્યા હારી. અકળ.
નિત્ય નવા નવા રંગ, કરે છટા કેવી;
મોદને વિનોદ લ્હેર, ઉઠે સિંધુ જેવી. અકળ.
એવિ સ્થિતી ચિત્ત તણી, બણી નથી રેતી;
પલક એક માંય કૃતી, કઠણ કષ્ટ દેતી. અકળ.
ત્રિયા રહિત વરે તુર્ત, કરે કામ કેલી;
દ્રવ્ય મળે દુઃખ ટળે, કિરતિ રહે ફેલી. અકળ.
મ્હેર નજર તારી થાય, પુત્ર રત્ન પામે;
અવળદાવ સવળ પડે, આધિ વ્યાધિ વામે. અકળ.
વૈરી પરમ હેતુ થાય, રૂપ વેશ રાજે;
શસ્ત્ર કુસુમ તુલ્ય બને, ડુબ્યાં તરે આજે. અકળ.
વીષપાન સુધા અસર, સારિ કરે અંગે;
તારિ નજર વિના સૌખ્ય, સર્વ થાય ભંગે. અકળ.
વારં વાર હે મુરાર, વિનવે ગિરધારી;
કૃપા દ્રષ્ટી રાખ કૃષ્ન, કુંજના વિહારી. અકળ.

## ગોપિકા ગીત.

અતિ મંદને સુખ કંદ આ વાયુની લ્હેરો સ્પર્શતી,
તેને સુયોગે બાહ્ય ભીતર પ્રસનતારે પ્રસરતી;
વળિ શાંતિમય આ શરવરી શશિબિંબથી બની નિરમળી,
તદપી છબી આનંદની નથિ પ્રિતમ વિણ ઉઠતી ભલી. ૧
વારી વિમળ યમુના તરંગે અંગ ઉછરંગે ભર્યું,
ત્યારી લિલા જળચરની જોઈ નભચરે કૌતુક કર્યું;
મંદાર પારજાતક કંદમે ગરજતી કોયલ ગળી,
તદપી છબી આનંદની નથિ પ્રિતમ વિણ ઉઠતી ભલી. ૨
સુંદર સુવાસે ઉલ્લસે ચિત ચોક પૃથ્વી ઉપરે,
ફરવાની ઇચ્છા પ્રગટી પાછી, શાંતિ પામી ગઇ અરે;

રંગિન સુમન પંક્તી પ્રકાશે ચળકતી અતિ ઉજળી,
તદપી છબી આનંદની નથી, પ્રિતમ વિણ ઉઠની ભલી. ૩
રતિ વૃતીનો ઉદભવ કરે તન યથા વિધિ સાધન છટા,
આનંદ બદલે મંદ કરતી અંક વિધીના અટપટા;
બધિ ઉત્તરોતર નજર નીચે, સરસ શોભા ઝળહળી,
તદપી છબી આનંદની નથિ પ્રિતમ વિણ ઉઠતી ભલી. ૪
વર્તુળાકૃતી દિપતી વદનની કાંતિ મનમોહન તણી,
વિધુ જેવિ નથિ આ સમય તેણે વિશ્વને દીધા હણી;
મિન ચપળતા મધુરી દ્રગે અધુરી રહી જળ ઊછળી,
તદપી છબી આનંદની નથિ પ્રિમત વિણ ઉઠતી ભલી. ૫
મેના અને પક્ષી બિજાની, લક્ષમાં બોલી લિધે,
પ્રિય સાથીની વાણી મીઠી રહિ દુરથી અંતર વિંધે;
રેતી ઉપર કરવું રમણ પણ રસિક વિણ ક્યાંથી રળી,
તદપી છબી આનંદની નથિ પ્રિતમ વિણ ઉઠની ભલી. ૬
શિર કેશ લટ મણિધર સમી લટકે છુટી પ્રિય લાલની,
તન પિતાંબરે વેષ્ટિત વિરાજે પ્રિમળ પ્રિય વનમાળની;
ગતિ હંસ લખિ સ્મૃતિ હાર હિયની થતાં વૃત્તી નીકળી,
તદપી છબી આનંદની નથિ પ્રિતમ વિણ ઉઠતી ભલી. ૭
કૃતિ બાળ કેરિ રસાળ પ્રેમ વિશાળ ભાળે રિશાળની,
તતકાળ રિશ જંજાળ ટળી આનંદ દીપ પ્રજાળની;
ફુલમાળ ચંદન થાળ ગિરધરલાલ પૂજન લ્યો મળી,
તવ પૂર્ણ છબી આનંદની પ્રિય દરશને ઉઠશે ભલી. ૮

**પદ.**

નંદકુંવરસું નેહ નિરંતર, અંતરમાં ઉપજ્યો મારે. ટેક.
દેહ ગેહનો સ્નેહ રેહ નહીં, તુચ્છ દીસે ધન સુત નારે;
માન અને મોટાઈ જગતની, જણાઈ મિથ્યા દુખકારે. નંદકુંવરસું.
માયા મોહનું બીજ બાળૂંને, ટળ્યું શાલ આશા ભારે;
તૃષ્ના તાપ ઓલવાઇ ગયો થયું અંતર શીતળ સુખકારે. નંદકુંવરસું.
જેજે સુખકર જગમાં દીસે, તે નથિ સ્થાઈ નિરધારે;
એ અનુભવના અર્ક ઉદયથી, નાશ થયો ઉર અંધકારે. નંદકુંવરસું.

સદીવ સૌથી શ્રેષ્ટ સૂખછે, કૃશ્ન કથા કિરતનમાંરે;
ગિરીધરલાલ ગાય ગુણ ગોવીંદ, સાર એજ છે સંસારે. ૪

**પદ ૧૭ મું.**

રાધાવર રૂદયે રાખ્યારે, પ્રાણથી પ્યારા,
જગ બંધન તોડી નાખ્યાંરે, જાણી નઠારાં.
અખંડ ઉરમાં રેજો, અવિનાશી આનંદ દેજો;
ગોવિંદજી કર ગ્રેજોરે. પ્રાણથી પ્યારા. ૧
તન મનના તાપની વારી, નિરમળ કરજો મતી મારી;
લગની લાગી તમારીરે. પ્રાણથી. ૨
કરજો વિમળ વાણીને, અવગુણને ગુણ જાણીને;
અનુકંપા ઉર આણીનેરે. પ્રાણ. ૩
વિપત્તી સમયે વ્હાલા, રેજો નીકટ નંદલાલા;
ગુણ ગાયે ગીરધરલાલારે. પ્રાણ. ૪

**પદ.**

શ્રી પતિયે દરસન દીધાંરે, સ્વપ્નમાં આજે,
મનવંચ્છિત કારેજ સીધ્યાંરે, આનંદ રાજે. ટેક
જાણે બાલાજી વાળે, મારગ વિચરૂં તે કાળે;
પ્રભુ મંદિર છે વચગાળેરે. સ્વપ્નમાં. ૧
ઘંટાનો નાદ મનોહર, સુણિ સુચવ્યું વિપ્રે સત્વર;
ખુલ્યાં છે દરસન સુંદરરે. સ્વપ્નમાં. ૨
ઝટ મંદિર પ્રવેશ કરીને, નીરખ્યા હરીને મન ભરીને;
સુખ તે હું કહું ક્યમ કરીનેરે. સ્વપ્નમાં. ૩
કોટી રવિ કાંતી વારૂં, મુખ એવું શોભે સારૂં;
ભુજ ચાર મનોહર ચારેરે. સ્વપ્નમાં. ૪
વામાંગે લક્ષ્મી રાજે, કર દક્ષીણ બાળક છાજે;
સજ્યો સર્વોતમ સાજેરે. સ્વપ્નમાં. ૫
સીર મોર મુકુટ બલીહારી, મકરાકૃત કુંડળ ધારી;
ઉર મોતી માળા ભારીરે. સ્વપ્નમાં. ૬

સંપૂરણ સુખના રાશી, જેને સેવે સહસ્ત્ર અઠ્યાશી;
તે રીજ્યા શ્રી અવીનાશીરે. સ્વપ્નમાં. ૭
કરી નમન જોડી જુગ હાથે, તલ્લીન ગિરધર પ્રભુ સાથે;
કર્યા પાવન જગને નાથેરે. સ્વપ્નમાં. ૮

પદ ૧૯ મું.

અલબેલારે અબળાને નવ છેડો, તમે મૂકોની મારો કેડો. ટેક.
માણસમારે, વળગાઝૂમી ન કરીએ, જરા સમજણ જીવન ધરીએ;
નથી નાનારે, કાના હવે કાંઇ ડરીએ, થઇ સ્યાણા સામજી ફરીએ.

ઝુલ.

જુએ લોક તો કરશે વાતો, નથી ટેવ રૂડી કઇ આતો; મને જડશે ઘરમાં લાતો.
છબીલાજીરે અમ્યોછે શીરનો છેડો, તમે મુકોની મારો કેડો. ૧
મન માન્યારે, મળજો ફરી એકાંતે, આપણ કરીશું વાત નિરાંતે;
હૈયાનારે, હાર મારાછો નાથે, જવાદો હમણા સખી સાથે.

ઝુલ.

જુઓ સઇયર મારી બોલાવે, રસ્તે રોકતાં હાથ શું આવે,
જરા લાજો લાજ લુટાવે, નંદલાલારે નેહનો માર્ગ છે ટેડો;
તમે મુકોની મારો કેડો. ૨
કાળજનીરે કોર તમે છો કાના, હમણા જાઓ પ્રિય છાના માના,
મંદિરીએરે મળજો પ્રિય મન માન્યા, તમને કરીશ હું ઝાઝા વાના.

ઝુલ.

ઘરનું માણસ આવશે વારૂ, કેવું દેખાશે ત્યારે નઠારૂં,
કહ્યું માનોની વાલમ મારૂં, રસિયાજીરે મમતની નાવ શું બેડો;
તમે મૂકોની મારો કેડો. ૩
લટકાળારે, લક્ષણ રૂડાં રાખો, રસ પ્રેમનો રીતે ચાખો,
તન મનથીરે, તમારીછું ભવ આખો, માત્ર લાજતો લોકની રાખો.

ઝુલ.

ઘણું ગમતું નથી તજી જાવું, જાણું સદા તમ સંગ સોહાવું,
પ્રિય કોતો નિરલજ થાવું, ગિરધારીરે, રતવિણ આંબો નવેડો;
તમે મૂકોની મારો કેડો. ૪

## પદ ૨૦ મું.

પાતળીયારે, કહું તે રાખજો ધ્યાને, મને કરશો ન કરની સાને. ટેક.
પ્રાણ પ્યારારે, તમે છો નેનના તારા, નથી અંતરથી લવ ન્યારા,
તમ સારૂરે, આવું નંદ દુલારા, તજી ઘરના ધંધા સારા.

ઝુલ.

મને દુરજનનો ડર લાગે, દિઠા વિના વિરહ તીર વાગે,
એવો તમ ઉપર અનુરાગે, ફરૂં મેર્‌હરે, કરતી તમારૂં ગાને;
મને કરશો ન કરની સાને. ૧

જન જોતારે, હસસો નમારી જોડે, સમજો ઘણું કહે થોડે;
પ્રીતીનારે, કેશો ન વેણા કોડે, નવ બેસસો આવી જોડે.

ઝુલ

પ્રેમ લહીએ મનમાં પૂરો, ચાળો કરીયે બ્હાર તે બૂરો,
એવાં રહીએ ન ચેતે ચતુરો, ગુણ સાગરરે, લોકમાં રહીએ માને;
મને કરશો ન કરની સાને. ૨

સઉ વાતેરે, પૂરાછો મુજ પ્યારા, તોય મારે જોઇએ વાર્યા.
તમનેતોરે, કરે શું લોક બિચારા, દેવ દાનવ તમથી હાર્યા.

ઝુલ.

નથી પુરૂષને કાંઇ ચિંતાએ, મન ગમતી કરે તે મઝાએ,
જીવ અબળાનો તો જાએ, કરગરીનેરે, કાના કહુંછું નીદાને;
મને કરશો ન કરની સાને. ૩

રૂપ રંગેરે, રસીયા તમારે રાચી, પ્રીત જાણજો મારી સાચી;
વરણાગીરે, વીઠલવર નથી કાચી, લીધો પ્રેમ તમારો જાચી.

ઝુલ.

પ્રભુ ઇચ્છા પ્રમાણે ચાલું, નથી તમથી મને કોઈ વાલું,
પ્રીય માગોતો શીર આલું, ગિરધારીરે, કીધો વીનોદ એ બ્હાને;
મને કરશો ન કરની સાને. ૪

## પદ.

નાથ કેસે ગજકો બંધ છુડાયો. એ રાગ.

કનૈયા એવા કઠિણ ન થઇએ, જાણી નીજના ખમર કદી લઇએ. કનૈયા.
બાળાપણથી પ્રીત બંધાણી, ચીત ચોટયૂં તમ ચરણે;
ઘડી એક જુગ જેવી વીતે ગોવિંદ, નીર વહે નેન ઝરણે. કનૈયા. ૧

ઘરમાં મુજને જરા નથી ગમતું, નીરખ્યા વિના પ્રભુ નયણે;
વ્રજ તજી જ્યારથી ગયા વનમાળી, સુણી નથી બંસીએ શ્રવણે. કનૈયા. ૨
જમનાને ઘાટે વૃંદાવન વાટે, રોકતા અશરણ શરણે;
દાણ લેતા દામોદર દહીનાં, રમતા રાસ ચાંદરણે. કનૈયા. ૩
અહોનીશ અળવ કરે અલબેલો, ઉપજે આનંદ અંતઃકરણે;
ગિર્ધર વિન ગઈ ગોઠડી ગમ્મત, માગેછે મહીયારી મરણે. કનૈયા. ૪

પદ.

કાળકા અજબ તડાકા બે, તું ક્યા જાને ભડકાબે. એ રાગ.
પ્રથમ અંતરમાં ઈશ ધારી, જાઊં તન મન ધન બલિહારી. ટેક.
દશરથ નંદન અસુર નિકંદન, કરી પદ વંદન પ્રીતે;
ચિન્હ ચરણ પંકજમાં પ્રભુના, વરણું રૂડી રીતે. પ્રથમ. ૧
પુરાણ સાથે વેદ મેળવે, સંખ્યા જે કંઈ થાય;
આરૂ ચિન્હ ગણી લેવા ચિત્ત, જેથિ દોષ બળી જાય. પ્રથમ. ૨
અંકુશ પેલું ધારૂ રદયે, મન મતંગ વશ કરવા;
કળશ ભર્યો અમૃતનો નિરખું, બીજું ઉર દ્રઢ ધરવા. પ્રથમ. ૩
પ્રતાપ તેને આયુષ્ય વૃદ્ધી, વ્યાધિ વપુ ન થાય;
ભક્ત હીત ભગવાને ધાર્યો, ચિન્હ ચરણની માંય. પ્રથમ. ૪
કુલિશ નામ જે તૃતિય ચિન્હ તે, વિષય વાસના પહાડ;
ચુર્ણ કરે તેને એક પળમાં, પાળે ભકતના લાડ. પ્રથમ. ૫
ચતુર્થ ધરતાં શંખ ચિત્તમાં, જેનો એજ પ્રભાવ;
કુસંગથી રક્ષા કરી રાખે, સાધુ સંગ જમાવ. પ્રથમ. ૬
પાંચમું પાવન જવ નામે લહું, અન ધન આપે પૂરે;
સુધા સમજીને છઠું સેવું, કરે અવિદ્યા દૂર. પ્રથમ. ૭
મીન તણે આકારે સાતમું, રાખે નીરમળ મંન;
બિંદુ વ્યોમ અષ્ટમ ઉર ધરતાં, બને ભકતી પાવન. પ્રથમ. ૮
કેતુ નામ નવમૂ મન રાખુ, વિજય મળે સઉ ઠામ;
વજ્રાકારે દશમું ચિન્હતે, દરશાવે શ્રીરામ. પ્રથમ. ૯
સ્વસ્તિ ચિન્હ એકાદશ ઉરમાં, ઉતારવે કલ્યાણ;
ચક્ર ધનુશની એકજ આશય, રિપુનો વાળે ઘાણ. પ્રથમ. ૧૦

જાંબુફળછે ચિન્હ ચાદમૂ, જગના ફળ દેનારે;
અર્ધચંદ્ર પંદરમું સ્મરતાં, વધે ભક્તી વિસતાર. પ્રથમ. ૧૧
અષ્ટ કોણ ષટ કોણ ત્રીકોણે, ભૂતાદિક ભય જાય;
કમળ ચિન્હ ગણું ઓગણીશમૂ, શાંતી ઉર સદાય. પ્રથમ. ૧૨
ચિન્હ ઉર્ધરેખાછે વીસમૂં, ધરતાં તેનું ધ્યાન;
સેતુ રૂપ ભવસાગરમાં થઈ, આપે મુક્તી દાન. પ્રથમ. ૧૩
ગોપદ ચિન્હ એકવિશ અંતર, ઉતારવે સંસાર;
ગૌની ખુરી સમ સેજ ઉલંઘી, પમાય મુક્તી પાર. પ્રથમ. ૧૪
પુરૂષાકાર ચિન્હ ગિરધરકે, ધરતાં તેનું ધ્યાન;
પરમ પુરૂષ પરમાત્મા રીજે, રામચંદ્ર ભગવાન. પ્રથમ. ૧૫
ચિન્હ શોડશી ગાય શુણે આ બાળક નર કે નારે;
નિરમળ બુદ્ધી કરે નાથજી, પામે ભવનો પાર. પ્રથમ. ૧૬

પદ. (ધીરાના રાગે.)

સ્નેહથી સંભારૂરે, સરસ્વતી સુખકરણી;
વિનયે ઉચારૂંરે, સ્તુતી અમૃત ઝરણી. ટેક.
પ્રતાપ તારે પ્રફુલિત થાએ, અંતઃકરણ સરોજ;
આત્મ ભ્રમર મકરંદાનંદે, માણે સ્વરૂપની મોજ;
તત્વ બોધ પામીરે, બાળે અજ્ઞાન અરણી. સ્નેહથી,
બ્રહ્મલોકના સુખથી સુંદર, સુખનો અનુભવ થાય;
અર્ક આત્મ વિદ્યાનો ઉગે, સંપૂર્ણ તારી કૃપાય;
ઇચ્છી સંત સેવેરે, અનુદિન અઘહરણી. સ્નેહથી
એમાં જો ન્યુનતા રાખે તું, તોપણ બુધી પ્રકાશ;
કરે પ્રવિણતા પ્રપંચમાંહી, વિષય સુખ ઉલ્હાસ;
જુએ રંગ માયારે, ચઢી મોક્ષ નીસરણી. સ્નેહથી.
ગમે તેમ સેવન તારૂંછે, જગમાં હીતકર હાલ;
સહજે મયુર વાહની રીજે, કહેછે ગીરધરલાલ;
સ્વરૂપ સચ્ચિદાનંદરે, લહ્યું અભરાભરણી. સ્નેહથી.

---

બ્રહ્મ કુમારીરે, કલ્યાણી તું જયકારી;
કૃપા થકી તારીરે, ટળેછે તીમીર ભારી. ટેક.

પામર જેવી તુછ પંકતીના, પુરૂષ પ્રસાદે તારે;
સુર સમી સુખ સંપતી પામી, પ્રસનરે સંસારે;
કર્મ ધર્મ કરતારે, વિવેકે વીચારી. બ્રહ્મ કુમારીરે.
વિવિધ યુક્તીને કળા ચાતુરી, જેથી મળે આરામ;
તેની યોજના કરે અહરનીશ, રમણીક રચીને ધામ;
કામ યંત્ર કરીનેરે, મુકે ચમત્કૃતી ન્યારી. બ્રહ્મ કુમારીરે.
ધર્મ યથાવિધી ગ્રહસ્થા શ્રમના, પાળે રાખી પ્રેમ;
યજન દેવ અતીથી સાધુનું, કરે ચહી નીજ ક્ષેમ;
જેમ શાસ્ત્ર બોલેરે, ધૈર્ય આદર ધારી. બ્રહ્મ કુમારીરે.
ભૂત દયાને દાન ક્ષમા વળી, વિશ્નુ ભક્તી વ્હાલ;
રાખી ભવસાગર તરી જાએ, કહેછે ગીરધરલાલ;
સફળ કરે જીવનરે, દેવી ભવ દુખ હારી, બ્રહ્મ કુમારીરે.

---

મળ્યા મન માન્યારે, સત ગુરૂ જ્ઞાન ભર્યા;
જેણે કંઈ દિનનારે, કિલવિષ કષ્ટ હર્યા.
કોઈક સુકૃત કેરે યોગે, સહજ થયું દરશન;
તન મનમાંય પ્રસનતા પૂરણ, પ્રસરી ગ્રહ્યાંછે ચરણ;
અલૌકિક છબી નીરખીરે, નયન મારાં સફળ કર્યાં. મળ્યા.
અસાધારણ સામર્થ જેનું, વળી ચેષ્ટાએ નવીન;
પ્રેક્ષણ ભાષણ ચલન વલનમાં, વૃત્તી મારી તો થઈ લીન;
આધીન થઈ તન મનરે, અરપણ સત ગુરૂને કર્યાં. મળ્યા.
ક્યારે કૃપા દ્રષ્ટીથી જોતા, કરતા અપૂર્વ બોધ;
ક્યારેક આડું જુએ ન બોલે, ડોલે વૃત્તીનો કરી રોધ;
ક્યારેક હસી પૂછેરે, વચન કેવાં મનમાં ઠર્યાં. મળ્યા,
ક્યારેક અશ્રુપાત કરે ગુરૂ, વાત તજી ગ્રહ્ય માળ;
ક્યારેક જ્ઞાન કથા હરી ચરચા, કરે હસી ગીરીધરલાલ;
વ્હાલને ઉપજાવીરે, કહે તમે ભવને તર્યા. મળ્યા.

---

ગુરૂ વિના ઘડિએરે, મને તો ગમતું નથી;
પ્રિતમ હોય પાસેરે, આનંદે મન ભમતું નથી.

સનમુખ બેસી નીરખું સ્નેહે, શશી વદન સુખકાર;
સુધા તણી વૃષ્ટી વરસાવે, ઓલવે ઉપાધી અંગાર;
ભારને ઉતારેરે, ભવ દુખ દમતું નથી. ગુરૂ.

શાન માન ગુરૂ જ્ઞાન ધ્યાનથી, પ્રભુ રસપાન કરાય;
અંગોઅંગ ઉમંગ ઉભરાએ, ત્રીવીધ તાપ પળાય;
થાય મન નિરમળરે, વિષય પય જમતું નથી. ગુરૂ.

ગુરૂ સમિપ એવી સુખ વૃત્તી, પ્રફુલિત વાડી સમાન;
ત્યાંથી ગુરૂ ઘર જાવાનું કેહે, તે સમયે જાએ જાન;
જુદાઈ ઝેર વ્યાપેરે, દરદ તેનું શમતું નથી. ગુરૂ.

મન મોજી વાલમજી મારા, માને નહિ મમ વાત;
અહરનિશાં રહું સેવા કરવા, ત્યારે કે જોડીને હાથ;
ગિર્ધર જ્ઞાન રવીનુંરે, તેજ આથમતું નથી.

પદ.

કહ્યું કામ નાવેરે, કર્યા તો વના સમ દ્રષ્ટી,
જગત ખોટું જાણેરે, વિકારે તે ન થાય કષ્ટી;
અહંતા મમતા રાખે અંતર, માન અને અપમાન,
ભેદ બુદ્ધીને એદ અદેખાઈ, ભ્રાત ભગનીને સંતાન.
તાત માત તરૂણીરે, સગાઈ નથી મનથી મટી. કહ્યું.

અદ્વૈતાત્મ સ્વરૂપ છે સાચું, નથી મન ઈંદ્રિ શરીર,
ભય ચિંતા દુખ દર્દ નથી કંઈ, સચ્ચીદાનંદ રૂચીર;
સ્થીતી એવી રાખીરે, મનન જેનું ગયુંછે હટી. કહ્યું.

જ્યાં સુધી મન ઉંભુંછે તારૂં, ઘડતું ઘાટ ઘણાક,
ત્યાં સુધી મિથ્યા દ્રવ્ય વિકારે, વેઠીશ કર્મ વિપાક;
નાક તો છેદાશેરે, વિરૂપ રેશે વિકલ નટી. કહ્યું.

માટે મૂઢપણું મુકી દઈ, કરવો આત્મ અભ્યાસ,
ડાપણ દાખવવે દુખ વધશે, સમજણે સ્વરૂપ પ્રકાશ;
ગિરધરલાલ કેહેછેરે, થશે શુદ્ધ કૃષ્ન રટી. કહ્યું.

पद.

મનનું રચેલુંરે, ભાસી આ બ્રહ્માંડ રહ્યું;
સ્વરૂપને જોતાંરે, મીથ્યા મન ઉભું થયું. ટેક.
અહંકાર પ્રકૃતી આદી સૌ, મને રચ્યું નિરધાર,
વેદ શાસ્ત્રને પુરાણ સઘળાં, વિધિ નિષેધ વિચાર;
કર્મ ધર્મ સરવેરે, મનમાંથી ઉપજ્યું. મનનું. १
પુન્ય પાપને સ્વર્ગ નર્ક વળી, સુખ દુખ ઇરષા ક્રોધ,
આધી વ્યાધો ઉપાધી ઇચ્છા, રાગ દ્વેષને વિરોધ;
આખરને લગ્યારે, મને સઘળું સરજ્યું. મનનું. २
મારૂં તારૂં સારૂં નઠારૂં, દુષણ ભુષણ ભોગ,
દેશ કાળ જીવનને મૃત્યુ, સંયોગ અને વિયોગ;
ગુરૂ શીષ્ય સેવારે, મનમાંથી નીપજ્યું. મનનું. ३
જપ તપ વૃતને તીરથ યાત્રા, યજ્ઞ હોમ ને દાન,
સ્નાન શૌચ હરી કથાને કિરતન, ધારણા સમાધી ધ્યાન;
મન કૃત જાણોરે, ગિરધરલાલે સત્ય કહ્યું. મનનું. ४

पद.

સ્વરૂપ માયાનુંરે, ભ્રાંતીથી ભાસે સારૂં;
વિચારીને જોતાંરે, ટળે દુખ દેનારૂં. ટેક.
રવિ અસ્ત સમયે આકાશે, ભાસે રંગ નવીન;
તેપર મોહે નહી જન ડાયા, કેમકે ક્ષણમાં થાય લીન;
તેવીજ એ માયારે, ભરેલી વિષથી વારૂં. १
ધુમટમાં બોલે તે જેવો, શબ્દ ફરી સંભળાય;
તે જેમ મીથ્યા શબ્દ સર્વથા, અનાડી વિસ્મય થાય;
માયા એ તેવી ખોટીરે, ભાષણ કદી કરે પ્યારૂં. २
તન વિષધરની વામા કેરૂં, સુવાળુ ઘણું હોય;
પણ કરડે તો પલકવારમાં પમાડે મૃત્યુ સોય;
સ્પર્શે તેવી માયારે, સમજો ખડ્ગ ચોધારૂં. ३
બળી આપવા સારૂ નરને, ખવરાવે પકવાન;
અજાણ હોય તે આનંદ માને, જાણે તો ઝેર સમાન;
ગિરધરલાલે મનથીરે, માયાનું બળ ઉતાર્યું. ४

પદ.

અહરનિશ રેછે રે, મૂરતી મનમાં તારી,
તેમજ આ નજરેરે, સદાય પડેછે ભ્હારી;
શબ્દ કદી સંભળાય સ્રવણથી, તેમાં પણ તુજ ભાન,
સ્પર્શે પણ સુખ તારૂં સમજું, રૂપે ન તારી સમાન.
જોઉ આન કયાંહીંર, વાણી માનજે મારી. અહરનિશ.
રસ જેવોછે તારી પ્રીતમાં, એષ્ટ મહા સુખકાર,
તેવો જન્મ વિષે નવ જાણ્યો, તારોજ થાય વિચાર;
પ્યાર એવો પૂરોરે, ભ્હાર આપે બહુ ભારી. અહરનિશ.
ગંધ અલૌકિક ગુણિયલ તારી, સારી લાગે છેક,
અતર અરગજાથી અતી ઉત્તમ, બધી રીતે તું એક;
ટેક એવી ધારીરે, તન મન ધન વારી. અહરનિશ.
આવી પ્રીત પણ તારી નજરમાં, આવે નહી લવલેશ,
ત્યારે વાંક વીધીનો નિશ્ચય. ટળશે કેમજ કલેશ;
વેધ તો વિખાણુંરે, જેમ ગોપી ગીરધારી. અહરનિશ.

---

પ્રીતી કેરે પાસેરે, ગોપીએ મને બાંધી લીધો,
છુટયાની નથી આશારે, નિશ્ચય એવો દ્રઢ કીધો;
ભિન્ન ભાવ રતિએ નવ રાખ્યો, નાખ્યો ભય નર નાર,
પ્રેમ ભકતીનો સ્વાદજ ચાખ્યો, દાખ્યો ટેક અપાર.
જુલમને સાંખ્યોરે, વિષનો કટોરો પીધો. પ્રીતી.
દહીં દુધ નવનિત ઠાકરની, સેવા અપરંપાર;
પ્યાર થકી કીધી બહુ પેરે, મળીને સાંજ સવાર;
હારતો હૈયાનોરે, ગણીને ખુબ રંગ દીધો. પ્રીતી.
જુએ નહીં મુજને કદી જ્યારે, વૃથા ગણે સંસાર;
વિરહ વ્યાકુળી ખોળે બાળી, આંખે આંસુડાંની ધાર;
નામ રટે નેહેરે, કહેશું પ્રેહે ઉર વીંધો. પ્રીતી.
હરતાં ફરતાં સુતાં બેઠાં, ઘર કામે નિરધાર;
ગિર્ધર કૃષ્ન કૃષ્નની રટના, બીજો નહીં વીચાર;
ધન્ય વ્રીજનારીરે, મુક્તીનો જેણે લ્હાવો લીધો. પ્રીતી.

पद.

ભકતી દીઠી તારીરે, ભાવ વિના ભરમાતી;
સૃષ્ટી જ્યમ વૃષાનીરે, ઉપજીને લય થાતી.
પૂનમે દધી પૂર ચડે ત્યમ, દરેસ પરેસ પ્રિત ભાવ;
સેવા વિષે ચિત અનન્ય ઉત્તમ, જન્માંતરને પ્રભાવ;
લાવતો લીલાનોરે, લીધો તેં દિન રાતી. ભકતી.
છટથી છટકે જલ સાગરનું, તેમ છટક્યો તુજ પ્રેમ;
દરશન છુટ્યાને સેવા છુટી, વૃક્ષ લતા ટુટી જેમ;
રેય છેટી છેટીરે, ફરી ભેળી નવ થાતી. ભકતી.
એવિ ભક્તિ મનવાંચ્છિત સુખને, નવ આપે નિરધાર;
ઉલટી ભવ દુખ અગ્નીમાંય્યે, પ્રજાળે વારંવાર;
પાર નવ આવેરે, ફાટે નહીં કર્મ પાતી. ભકતી.
ભકતમાં નામ ગણાવી ભખળે, સમજ વિનાના જંન;
ગિર્ધરલાલ કહે એવાથી, મળવીયે નહીં મંન;
ભલે હસી બોલેરે, વાણી વખ્ત સોહાતી. ભકતી.

---

સુંદર શામ શોભારે, શીશી તારી કહું વરણી;
નવી નવી નીરખીરે, વૃત્તી આનંદ રૂપ બણી.
અરૂપ તદપી રૂપ મનોહર, નયન તણો શણગારે;
અબોલને વળી વાણી મધુરી, સુણતાં હર્ષ અપાર;
અંતરતો હીસેરે, જેમ મળે ચીંતામણી. સુંદર શામ.
અસંગ આપે સંગ સુખદ બહુ, કોમળ નવનીત રીત;
પળ પળ અનુભવ ઉદધી ઉલટે, પૂરણ બાંધી પ્રીત;
ચિત તારા માંહીરે, ચતુર મેંતો દીધુંછે ચણી. સુંદર શામ.
નિરસ તોપણ સરસ અતીશય, અમૃતથી એ અધીક;
તારા સ્વરૂપથી અજાણ નવ લહે, સુજાણ સમજે ઠીક;
દુર નથી દીલથીરે, જેમ મણીધરને મણી. સુંદર શામ.
ગંધ નથી પણ સુગંધ સુંદર, પ્રસરી રહી દશદીશ;
અખંડાનંદ અનુપમ ઉત્તમ, ભાસેછે અહોનીશ;
ગિર્ધરલાલ કેછેરે, સૃષ્ટીમાં તુછે શીરોમણી. સુંદર શામ.

---

દ્રઢતા જોઈ જ્યારેરે, ચડે શ્રી ગિરિવરધારી;
બેડો કરી પારેરે, હરે ભવ ભય ભારી.
હરીશ્ચંદ્રે સત સાચવવાને, દ્રઢતા રાખી પૂર;
કષ્ટ કુટુંબ સંગાથે વેઠ્યું, હરી તો રહ્યા હજૂર;
મોક્ષ સુખ આપ્યુંરે, બળવંતે બલિહારી. દ્રઢતા.
ધ્રુવજીએ પ્રભૂ ધ્યાન ધર્યું મન, દ્રઢતાને ધન ધંન;
અનેક અડચણ પડી તથાપી, ચંચળ કીધુ ન મંન;
મ્હેર તો મોહનનીરે, થઈ તે પર સારી. દ્રઢતા.
શીબી રાજાના ખોળા ઉપર, પક્ષી બેઠૂં એક;
પક્ષી પ્રાણ બચાવા નૃપે તન, કાપ્યું એવો દ્રઢ ટેક;
છેક અવસાનેરે, પ્રગટ્યા દેવ મોરારી. દ્રઢતા.
સુંદરશામ ભરોસે હુંડી, નરસીંહે લખી દીધ;
ગીરધરલાલે દ્રઢતા માટે, રૂપ વણીકનું લીધ;
શીધ થયું કાજરે, હુંડી હરીએ સ્વીકારી. દ્રઢતા.

---

કેવી રીતે વરણુંરે. કૃપા હળધર ભ્રાત તણી;
સમયે સંકટનેરે, મ્હાય સદા કીધી ધણી.
કિશોરવયમાં જઈ ઝંપલાવ્યું, અથાગ જળની માંય;
સામળીએ શીર કેશ ગ્રહીને, ઉગારી લીધો ત્યાંય;
અંતર તો હરખ્યુંરે, અનુગ્રહ લીધો ગણી. કેવી.
યૌવન અનુભવ રતી સુખ કેરાં, અતિ ઉત્તમ સાધંન;
આપ્યાં અનુકુળ અલબેલાએ, પ્રસન રેતું નિત મન;
જગે માન પામ્યોરે, દીપ્યું તેજ દિનમણી. કેવી.
પંચ વિષય સુખ યોજના એવી, રાખી હરીએ સાર;
જેથી જ્ઞાનને ભકતી ભીતર, પુષ્ટ થયાં નિરધાર;
સ્વરૂપ વિચારેરે, જગત મોહ નાખ્યો હણી. કેવી.
દિનપર દીન દેવાધી દેવે, સમતાને સંતોષ;
વિવેકને વીચારજ આપ્યા, ટાળીને ગિર્ધર દોષ;
જીવન મુક્ત સ્થીતીરે, કૃષ્ને કીધી દાસ ગણી. કેવી.

---

મોહ પાશે બાંધ્યારે, ભટકતાં નરનારી;
છુટે જો હરી સેવેરે, વચન સત લે ધારી.
ગિર્વાણ વાણીમાં ગ્રંથ ઘણેરા, તેમાંથી બે ચાર;
શીખે કિંવા અર્થ સાંભળી, અભ્યાસ કરે નિરધાર;
પાસ તેનો બેસેરે, મન મધ્યે ભારી. મોહ.
એ પાસ જો હોય યથાર્થ લાગ્યો, તો થાય પરમાનંદ;
પણ તેવો બહુ દુર્લભ જનને, અન્યથા લાગે રૂંદ;
દંદ્ધ દુખ વેઠેરે, માને સમજણ સારી. મોહ.
દંદ્ધ રૂપછે પ્રપંચ સઘળો, સત્યાસત્ય સુજાણ;
સત શાસ્ત્રે જે પ્રમાણ કીધું, તેથીજ થાય કલ્યાણ;
અસત મત પંથેરે, મનુશ જન્મ જાય હારી. મોહ.
વ્યાસ વાલ્મીક નારદ શુકને, આદી લઈ ઋષી રાય;
સૂત્ર ભાષ્ય ભાગવત ગીતામાં, લખી ગયા જે કથાય;
કૃષ્ન બ્રહ્મ ભક્તીરે, મુક્તી આપે ગીરધારી. મોહ.

---

આનંદ કંદ ભાસરે, જ્ઞાનીને ખટપટ સઘળી;
આત્મા વિના દ્રષ્ટીરે, મિથ્યા બઈ ગઇ પીગળી.
પૃથ્વી જળ અગ્નીને વાયુ, અંબર શશીને શૂર;
ઉડગણ વિદ્યુત અભ્રગર્જના નંદનવન યમપૂર;
સર્વ રૂપે આત્મારે, રહ્યો એક ઝળહળી. આનંદ.
નરનારી જળચર વનચરને, નભચર રૂપ રસાળ;
શ્વેત પીત નિલ રકત રંગના, વૃદ્ધ યોવનને બાળ.
આત્મ હિરા કેરીરે, પ્રભા માત્ર રેહીછે ઢળી. આનંદ.
જન્મ જીવન સુખ દુખને મૃત્યુ, માન પ્રતીષ્ટા મ્હેર;
ભલૂં ભુંડૂં અવળુને સવળું, કૃપા દ્રષ્ટીને ક્હેર;
લીલા લ્હેર સરવેરે, આત્મ શક્તી નિરમળી. આનંદ.
લોક ચતુર દશ ભીતર બાહેર, દશદીશ નિકટને દૂર;
આકાશ રૂપ સૃષ્ટીઓ સમજે, ગિર્ધર જ્ઞાની ચતૂર;
બ્રહ્મ રૂપે રેછેરે, ઉપાધી જેની ગઈછે ટળી. આનંદ.

જ્ઞાનીની દ્રષ્ટીમાંરે, જગત જુદું છેજ નહીં;
નિજ રૂપે ભાસેરે, સચ્ચિદાનંદ બ્રહ્મ સહી.
અહંકાર મહતત્વ પ્રકૃતી, પુરૂષ અને અજ્ઞાન;
સંજ્ઞા એ સૌ બ્રહ્મની સમજે, જે છે અક્રીય મહાન;
એક રસ આત્મારે, અનંત શક્તી જેમાં રહી. જ્ઞાનીની.
પ્રાણી વાણીને અધો ઉર્ધ્વ ત્યમ, સારૂં નઠારૂં જેહ;
વસ્ત્રાભૂષણ સહિત રહિતને, ગિરી ગુહાને ગેહ;
જ્ઞાની લહે સરખુંરે, ન્યુનાધિક રંચ નહીં. જ્ઞાનીની.
સુત વિત દારા મિત્ર રિપૂને, બાળ યોવન વૃદ્ધ દેહ;
યશ અપયશને માન મર્યાદા, તેથી અચળ તે રેય;
સ્વરૂપને સમજીરે, અસંગ અનૂપ સહી. જ્ઞાનીની.
પુન્ય પાપને જન્મ મર્ણ વળી, સ્વર્ગ નર્ક સુખ દુઃખ;
ગિર્ધરલાલ કહે જન જ્ઞાની, ભ્રાંતીથી સદાય વિમૂખ;
સનમુખ આત્માનારે, વૃત્તી તેની અચળ રહી. જ્ઞાનીની

---

પ્રગટ પડેછેરે, ચોરની તો ચતુરાઇ;
ગમે તેવી મોટેરે, દાખે જો ભલમનસાઇ.
ચાંદરણીરે ચાર જ રાત્રી, પછી અંધારી થાય;
તેમ છાની કદીરે ચોરી પણ, અંતે ચોર જણાય;
ગામ ધામ તજતાંરે, કલંક રહે કુળમાંઇ. પ્રગટ.
કુલટા નારી સારી થવાને, ગુણ પોતાના ગાય;
જાણે તે જન કહે બીલાડી, હજ કરવા કેવી જાય;
ઉંદર તો એણેરે, પેલા ઘણા લીધા ખાઇ. પ્રગટ.
ધન પરાયૂં હરે હરામી, કરે ડાયો થઇ વાત;
પગ પોતાને બળતું ન જુએ, ધિક ધિક તેની જાત;
જીવતર શું જીવેરે, એવા નીચ જગમાંઇ. પ્રગટ.
જારી વિજારી, ચોરી ચાડી, કરી ચડાવે આળ;
દુરગુણથી નીજ દેહ ભરેલી, તેનો નહીં કરે ખ્યાલ;
ગિર્ધરલાલે દીઠીરે, બગલાની ભગતાઇ. પ્રગટ.

દુરી જનનૂં ડાપણરે, દેખઈતું તો બહુ સારૂં;
પાસે બેસનારનુંરે, કરેછે ભુડું અણધાર્યું.
ઘેટાના ટોળામાં જૈને, વરૂએ કીધો વાસ;
ઘણી ઘણી ગરીબી દેખાડી, પડાબ્યો વિશ્વાસ;
દિન પ્રતે ઘેટૂંરે, નિરાંતે તેણે એક માર્યૂં. દુરીજનનું.
મીઠી મીઠી વાતો કરીને, દુરીજન નાખે જાળ;
વેશ હરીજનનો શુભ ધરીને, બેલ મંજારીના ખ્યાલ;
ઊંદરને ગ્રહીનેરે, કરેછે મનનૂં ધાર્યૂં. દુરીજનનું.
ખાવાનું પુષ્કળ જ્યાં જાૂએ, ત્યાંજ કરે પ્રવેશ;
અનુચર થઈને આંસુ પાડે; હજમ કરે હમેશ;
હરીફ બની બોલેરે, પરાક્રમ જુઓ મારૂં. દુરીજનનું.
અંદર ઠગવીદ્યા ઉપરથી, ભક્તી ભાવને જ્ઞાન;
ગિરિધરલાલ કહે એવાથી, સજ્જન થશે નુકસાન;
માટે સંગ ત્યાગીરે, પાખંડીથી રેવું ન્યારૂં. દુરીજનનું.

---

શિક્ષા સાચી સુણજેરે, અધમ પ્રાણી અજ્ઞાની;
મનન કરતા મટશેરે, બીક ભવમાં બૂડવાની.
દ્રશ્ય પદાર્થ માત્ર સઘળાછે, નાશવંત નિરવાણ;
નિશ્ચય જાણી મમતા તેની, ત્યાગ થશે કલ્યાણ;
આત્માને ઓળખતાંરે, ઉપાધી સર્વ બળવાની. શિક્ષા.
વિષયોને સુખમય સંસારે ગણેછ જંન ગમાર;
તેતો સુખ બદલે દુખ દેશે, ક્ષણ ભંગુર અસાર;
દ્રઢતા એવી કરતાંરે, માયાની ગાંઠ ગળવાની. શિક્ષા.
પામર જન મનમાં બહુ રીઝે, વિષય સૂખથી જેમ;
વિષય પ્રાપ્ત તદપી દુખ વેઠે. શાંતી ન પામે ક્ષેમ;
માટે જો વિચારીરે, બાજી ધૂળ મળવાની. શિક્ષા.
શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મછે, જ્ઞાન રૂપ નિરધાર;
બ્રહ્મ આત્મ પરમાત્મ જીવ સૌ, એકજ વસ્તુ વિચાર;
જ્ઞાન એવું ગ્રેહેતાંરે, ગિર્ધર મુક્તી મળવાની. શિક્ષા.

હરી નામ માળારે, હરીજન કંઠે ધરો;
મોર મુગટ વાળારે, ગોપાળ કૃષ્ન મુખે કરો.
નંદકુંવર યશોદાના નંદન, ગોપેકેશ ગોવિંદ;
મધુ સૂદન મુરલીધર માધવ, નટવર ગોકુળચંદ્ર;
ગોપીનાથ ગાતાંરે, ભવભય થાશે પરો. હરીનામ.
રમાનાથ રાધાપતી કેશવ, ઋષી કેશ ઘનશામ;
દ્વારકેશ દામોદર વિઠ્ઠલ, રણછોડ પૂરણ કામ;
બળીભદ્ર બંધૂરે, નારાયણ નામે તરો. હરીનામ.
બાલાજી બંસીધર ત્રીકમ, કમળાપતી કલ્યાણ;
શેષ શાહી વિશ્નુ વિશ્વંભર, મુકુંદ પુરૂષ પુરાણ;
સતચિત આનંદરે, અખંડ વિહારી ખરો. હરીનામ.
નિરાકાર સાકરે નિરંજન, પરમેશ્વર પરબ્રહ્મ;
ગોવરધનધારી ગીરીધારી, જગન્નાથજી રમ્ય;
રામચંદ્ર રાધવરે, ક્ષણપ્રતી ક્ષણ સમરો. હરીનામ.

---

## ભિન્ન ભિન્ન રાગનાને વિષયના પદો.

મૂકી જાવું ધન માલ, માલ, પરવશ થઇને તારે મૂકી જાવું ધન માલ.
અષ્ટ પ્રહર તું કષ્ટ સહીને, કરેછે નાના ખ્યાલ;
ધન ભેગું કરવાને મનમાં, ધારે ન ઘડિએ ગોપાળ, પાળ. પરવશ.
શરીર રેશે સદૈવ સમજે, બુદ્ધી તારી બાળ;
જળ પરપોટા પેરે પળમાં, વણસાડશે તન કાળ, કાળ. પરવશ.
સુંદરી સુત સંબંધી સ્નેહી, ધારી બેઠો ઢાલ;
અંત સમે તે રેશે અળગી, કામ ન આવશે વ્હાલ, વ્હાલ. પરવશ.
મંદિર ભારી અટારી વાડી, છડી છત્રીને મસાલ;
કે ગિર્ધર જ્યાં ત્યાં પડી રેશે, ભજી લે કૃષ્ન કૃપાળ, પાળ. પરવશ.

---

સાચા સંત સમાગમે, સુખ શાંતી થાએ;
તન ધન સુતને સુંદરીનો મોહ પળાએ. સાચા.
ઓસ બીંદુ પડે પત્રપર, મોતીસમ ભાસે;
માળા તેની નહીં બનેરે, તેવી તનની આશે. સાચા.

મરૂ સ્થળનું જળ જોઇને, પીવા જઇએ ન ક્યારે;
તેવુંજ ધનને જાણીએરે, મેનત દેને મારે. સાચા.
ફુલવાડીમાં ફુલ શોભતાં, પણ પળમાં ખરતાં;
સુત સંબંધી સર્વનેરે, જોઇએ નિત મરતાં. સાચા.
નારી પ્યારી પ્રાણનીરે, અંતેરે અળગી;
ગિર્ધર મીથ્યા જગતનેરે, શું રેવું વળગી. સાચા.

---

અસંત તન કેરે અભીમાને, જીવો થાય જગમાં હેરાને;
દેહાદિક જડ સંઘાત હુંછું, એમ મિથ્યા માને. જીવો.
જન્મ મર્ણના દુખ વાળું તન, ગ્રહે તેનું ભાને. જીવો.
દ્રશ્ય પદાર્થથી ભીન્નછે પોતે, તેનું ન લહે સાને. જીવો.
ત્રણે પરીચ્છેદ રહીતછે નિરમળ, તે ન રાખે ધ્યાને. જીવો.
સતચિત આનંદ રૂપ અનુપમ, કે ગીરધર સાને. જીવો.

---

શિક્ષા કીધી ઘણી, સંમજ મન, શિક્ષા કીધી ઘણી;
કર ભક્તો હરી તણી, સમજ મન શિક્ષા કીધી ઘણી.
મુકી કંકર લે મણી, સમજ મન શિક્ષા કીધી ઘણી;
અવસર આવો ફરી ફરી નાવે, સીદને ચુકે અણી.
મિથ્યા માયા કાચને કાપે, હરી સમરણ હિરકણી. સમજ.
નર તન રૂપ ગંગા તિર ઉપર, રહ્યો માયા કુપખણી;
શાસ્ત્ર વચન શ્રવણે નહીં ધારે, ભજે ન ત્રિભુવન ધણી. સમજ.
સુત વિત દારા ફાંસી પેરી, મોતી માળા ગણી;
દુરમતી એવી ક્યાં સુધી રાખિશ, કાળ નાખશે હણી. સમજ.
ચેત સવેળા હેત વિચારી, દ્રષ્ટી કર પ્રભુ ભણી;
આવા ગમન દુખ ટળે ગિરધારી, આનંદ રૂપ રેશે બણી. સમજ.

---

ચાલ તારી નઠારી દે સુધારી, સુણી સંતની શિખામણ સારી;
સારી કે દે સુધારી, ચાલ તારી નઠારી દે સુધારી.
પરમ પ્રીય માટે કહુંછું, સજન સ્નેહી જાણી કહુંછું;
ધર્મ શિક્ષા યોગ્ય દઉંછું, ચિતે સાહ ધારી ધારી કે દે સુધારી. ચાલ.

સજન શ્યાણાની પાસે જવું ત્યાગી, મળે દુરીજન શું કેમ અનુરાગી;
ભ્રાંતી નિદ્રા તજી જોને જરા જાગી, કેવું ઉચિત મારૂં માન.
ખોલી કાન, રાખી ધ્યાન, રૂડી શાન, પ્રેમ પાન, તજી માન, સજી સાન;
ગાન તાન, રીત સારી સારી કે દે સુધારી. ચાલ.
કહી વાતને ન ખોટી થવા દઇએ, કપટ યુક્ત વચન મિત્રને ન કહિયે;
ભરોસો આપીને ભાગી નવ જઇએ, રહિએ દોષ થકી દુર.
સ્વચ્છ ઉર, સત્ય શૂર, ધર્મ પૂર, હરી હજુર, ભક્તી નૂર;
ગુણ ચતુર, નિયમનુર, પ્રીત પ્યારી પ્યારી કે દે સુધારી. ચાલ.
જેવી સ્થીતી પ્રાપ્ત થાય તેવી સારી, ગણી રાખીએ આનંદ ઉરમાંરી;
દુષ્ટ દુરાશાને સર્વથા નિવારી, ધૈર્ય ટેક સુવિચાર, અલ્પ અહાર.
સદાચાર, પરોપકાર, મતી ઉદાર, ગ્રહણ સાર, ધૈર્ય ભાર;
સ્વરૂપ પ્યાર, રાખ જારી જારી કે દે સુધારી. ચાલ.
વિષ સમાન વ્યસન જાણીદેની છોડી, બોલ વાણી સદા મધુર અને થોડી
દ્રષ્ટી સ્વરૂપ સામી રાખ નીત્ય જોડી, પ્રાણી માત્ર ઉપર વ્હાલ;
રાખી ખ્યાલ, અન્ન માલ, ક્ષમા ઢાલ, હાલ હાલ નંદલાલ.
ભજી વ્યાલ, ગિર્ધરલાલ, શાંતી ધારી ધારી કે દે સુધારી. ચાલ.

---

કરો કામ જેથી નામ થાય સારૂં, રીઝી રામ આપે ધામ તમને પ્યારૂં;
પ્યારૂં કે થાય સારૂં, કરો કામ જેથી નામ થાય સારૂં.
અંતે એજ અર્થ આવે, સુત સ્ત્રી ધન ભરમાવે;
આવો દાવ ફરી નાવે, સ્થીતી રાખી નીતી માર્ગ ઉપર ચાલો.
કરી પ્રીત નિરાશ્રીતને કર ઝાલો, હૃદય જ્ઞાન ધરી દયા દાન આલો;
એવો ધારો રૂડો ધર્મ, પુન્ય કર્મ, રાખી શર્મ, હૃદય નર્મ.
તજી ભર્મ, સજી મર્મ, ભજી પર્મ, પુર્ણ બ્રહ્મ નામ ચારૂ;
ચારૂ કે થાય સારૂં, કરો કામ જેથી નામ થાય સારૂં.
તજી ગર્વ સર્વ સાથે મળી રેવું, ઘટે જેમ જેને તેમ માન દેવું;
કટુ વચન કદી સજનને ન કેવું, સૌનું ઇચ્છવું કલ્યાણ.
સત્ય ખાણ, ખણવી જાણ, કરી પ્રમાણ, વદવી વાણ, થઇ સુજાણ;
સુણી પુરાણ, પદ નિર્વાણ, ગણવું પ્યારૂં પ્યારૂં કે થાય સારૂં કરો.

રાજકાજમાં હલાજ ખુબ રાખો, તજી રોષને સંતોષ સુધા ચાખો;
પરોપકારને ઉદાર મતી દાખો, વરતીલઈએ માણસમંન, કરી જતંન.
અર્થ ધંન, તેવું તંન, થાય પતંન, જેથી વિઘ્નંન, એવું વચંન;
વદતાં વારૂં વારૂં કે થાય સારૂં કરો.
મતીમાનને વિદ્વાનજનો સંગે, હરીએ ફરીએ હરીએ અંગને ઉમંગે;
રાજી થઈએ રમત ગમત તણે રંગે, કરીએ કદર ગુણની લાલ.
આપી માલ, કરીએ ન્યાલ, એવી ચાલ, રાખી ખ્યાલ, વધુ વ્હાલ;
ગીરધરલાલ, કહે હાલ, માનો મારૂં મારૂં કે થાય સારૂં, કરો.

---

અંગોઅંગ ઉમંગ ભર્યારે, પ્રીતમસંગે;
અંગોઅંગ ઉમંગ ભર્યા, અરી અદેખાઈએ મર્યા;
સમાગમ સારો કર્યા, પ્રાણ ઠર્યારે. પ્રીતમસંગે.
પધાર્યા પ્રથમ જામે, ધાઈને બેઠ્યા આરામે;
પલંગ બેસાર્યા સામે, સુખ ધામેરે. પ્રીતમસંગે.
નેહની નજરે જોયૂં, દુખ ઘણા દીનું ખોયૂં;
મુખથી અમજલ સોયું, મનમોયુંરે. પ્રીતમસંગે.
બ્રહ્મ લોકનો આનંદ, અનુભવ્યો એવો છંદ;
હસ્યા પ્રીય મંદ મંદ, નાખી ફંદરે. પ્રીતમસંગે.
અતીશય કોમળપણું, મન નિરમળ ઘણું;
વર્ણન પ્રીમળ તણું, કેમ ભાણુંરે. પ્રીતમસંગે.
વિશ્નુને કૌસ્તુભ મણી, માળા કંઠે દીપે ઘણી;
ગીરધર શોભા બણી, તેવી ગણીરે. પ્રીતમસંગે.

---

રાધિકાની છબી જોઈ લાગો મને મોહની,
રૂપને લાવણ્ય ભરી જેવી લતા પોઇની;
ગજ ગતીએ ગમન કરતી, હરતિ ચિત્ત સોહની. રાધિકાની.
ટિલડી ભાળ અધરલાલ, આંખ એવી ન કોઇની;
જોડી રાધા કૃષ્ન શોભે, ગીર્ધર ચંદ્ર રોહણી. રાધિકની.

---

પાણી કેમ જાઉં મને, બીક નંદલાલની;
વાટમાં વનમાળી મળે, ખબર એની ચાલની. પાણી.
બાંહ્ય પકડી રોકે કુમતી, રાખે નહીં ગાળની;
એમનું શું જાય કરે, લોક વાત આળની. પાણી.
નિરલજ થૈ નાંખે આંટી, ગળામાં રૂમાલની;
દુરજન જોઈ કહે મને, જુઓ પ્યારી લાલની. પાણી.
વાત કરી ન લેય વ્હેલી, હદ નથી કહે વ્હાલની;
ગ્રહે ઉર કહે ખુબી જોઉં તારી માલની. પાણી.
ચરચા સર્વ ચતુર વરની, પેર્યાએ જોઈ કાલની;
એવી ચાલ ખોટી સખી, ગમે ન ગિરધરલાલની. પાણી.

---

નિત નિત કીધા નવા રંગરે, શ્રી કૃષ્ને બીજમાં.
ચંદ્રાવળ નામે, સખી રાધીકાની, જેનું નવ યોવન અંગરે. શ્રી કૃષ્ને.
મૃદુ તન ઉજ્વળ, અવયઅવ સુંદર, ચતુરાઇ ચારૂ તેની સંગરે. શ્રી કૃષ્ને.
રૂપ ગુણ યોવને, છબીલી છકી મને, હીંડે ભરી ગર્વ ઉછરંગરે. શ્રી કૃષ્ને.
દ્રષ્ટી નહીં જોડે, ઉભી મુખ મોડે, દરશાવે ઉન્મત્ત ઢંગરે. શ્રી કૃષ્ને.
કૃષ્ન કહે ગોરી, આવ બેસ અહોરી, તો ઉઠી જાય મરડી અંગરે. શ્રી કૃષ્ને.
રસિઓ બોલાવે, મુખડું ચડાવે, કહે રાખોની રૂડા ઢંગરે. શ્રી કૃષ્ને.
ઠગ ચોર કપટી, તમ જેવી હું નથી, અડશો નહીં મારે અંગરે. શ્રી કૃષ્ને.
એવી મદ વાળી, અનુપમ બાળી, વદે વિઠ્ઠલ શું વાણી વ્યંગરે. શ્રી કૃષ્ને.
મોહને વિચાર્યું, એનો મદ ઉતારૂં, સખીઓમાં રામે ત્યારે રંગરે. શ્રી કૃષ્ને.
મુગ્ધા વેશ મોહન, ચંદ્રાવળી ભુવંન, ગયા કરવાને મદ ભંગરે. શ્રી કૃષ્ને.
સંગી સુરદ મારાં, રહી ગયાં સર્વ ત્યારાં, ચિંતા કરૂં જેય કોની સંગરે. શ્રી કૃષ્ને.
રહિશ ક્યાં હું રાતે, એકલી સ્ત્રી જાતે, ભયથી કંપેછે મારૂં અંગરે. શ્રી કૃષ્ને.
એમ કહી લોચંન, ભરેછે મોહન, બોલી ચંદ્રાવળી બાળા સંગરે. શ્રી કૃષ્ને.
અડચણે અંતર, સિંધુમાં સત્વર, ઉઠ્યા કરણાના તરંગરે. શ્રી કૃષ્ને.
ચંદ્રાવળી કર ઝાલી, કહે સુણ આલી, રેજે આ ઘરમાં મારી સંગરે. શ્રી કૃષ્ને.
હસી ગીરધારીએ, કહ્યું ધન નારીછે, આજે ખરો રાખ્યો તમે રંગરે. શ્રી કૃષ્ને.

---

નટવર ફંદે ફસી નારરે, મદ ગુમાન ભરેલી.

હસી હરી સાથે,કરવા લાગી વાતે; વેશ જોઈ જુવીછે વિચારરે. મદ.
મંદિર અંદર, ગઈ બેઉ સુંદર; આનંદે બંધ કરી દ્વારરે. મદ ગુમાન.
સખી તારી મારી, એક સરખી સારી; રચના તનની ભરી બ્હારરે. મદ.
એકર્લાધું આજે, સખી હું એ સાંજે;તેથી હરખીછું અપારરે. મદ.
આ સમયે મારે, અંઘોળ વિચારે; તુંએ થાની નાવાને તૈયારરે. મદ.
પ્રથમ સુવાસી, તેલ સુખ રાસી; મરદન કીધું અંગે નારરે.મદ ગુમાન.
નવી નવી વાતે, થતી રળીયાતે; નામ શું તારૂ કહે સારરે. મદ ગુમાન.
ગેંદા નામ મારૂં, કેવુંછે કહે વારૂ; તારા નામની તો છે બલિહારરે. મદ.
ચંદ્રાવળી અંગે, ભર્યું રૂપ અનંગે; જોઈ હસે બેશ ધારી નારરે. મદ.
મરદન કરીને, ઉષ્નોદક ભરીને; નાહાવાને બેઠી સુકુમારરે. મદ ગુમાન.
વસ્ત્ર પરી ત્યાગે, આનંદા અનુરાગે;વેશ ધારી વાણીનો દે મારરે. મદ.
સખી કાં તું જાએ, તારો શી લજ્યાએ; આપણ બેઉએ સરખી નારરે. મદ.
સર્વાંગ ન્યાળી, રીજ્યા વનમાળી; મનમાં કહે કરજે અહંકારરે. મદ.
પટકુળ પેહેરી, યોવનને હેરી; ગેંદાને કહ્યું થા તૈયારરે. મદ ગુમાન.
ગેંદા મુખ બોલી. નહી કાઢૂં ચોળી; નાવાનો નથી મુજ વિચારરે. મદ.
ઠીક ત્યારે જઇએ, સેજે સુઈ રહીએ; પ્રહર નીશાનોછે સુમારરે. મદ.
એક શજ્યાએ, પોઢી બેઉ ત્યાંએ;પરસ્પર આલિંગ કરી પ્યારરે. મદ.
સ્પર્શ થયો જ્યારે, કૃષ્ન તનનો ત્યારે; ચંદ્રાવળી તનમાં સંચારરે. મદ.
પ્રભુએ પ્રકાશુ, રૂપ કહ્યું આશી;મઝા તું આપે ખાસી નારરે. મદ.
સ્ત્રી લાજ પામી, રહી શીર નામી; ગિરધારીછો હૈયાના હારરે. મદ.

---

## થાળ.

મારે મંદિરીએ મોહન, પ્રીય પધારોરે;
શેરીએ પથરાવું સુમન, હર્ષ વધારોરે. મારે.

ઉષ્ન નીરે કરાવું અંઘોળ, આનંદ રંગેરે;
આપું પિતાંબર રંગચોળ, શોભે અંગેરે. મારે.

માંડું બેસવા રંગિત પાટ, પિઉજી વિરાજોરે;
ગંગાજળ કળશનો ઘાટ, દીપે ઝાજોરે. મારે.

પ્રીતે પીરસીને ભોજન થાળ, લટકે લાવુંરે;
પાક શાકછે પર્મ રસાળ, ભાવતું ખાવુંરે. મારે.
શીરો શાકરનો છે સાર, લાડુ તેવારે;
પુરી શ્રીખંડને કંસાર, ઘેબર લેવારે. મારે.
બાસુદી અને દુધપાક, જલેબી ખાજારે;
બરફી પેંડા ને કોપરાપાક, દહીંતરાં તાજારે. મારે.
મલાઈ મુરબ્બાની માંય, એળચી કેસરરે;
દળ મગદળમાં દરશાય, મેવો સું દરરે. મારે.
સુરણ પરવરને વંતાક, વાલોળ બનાવીરે;
કંટોલા કારેલાંના શાક, સ્નેહથી લાવીરે. મારે.
સંભારીયા ભીંડા શામ, ચોળી ચારૂરે;
કેળાં મેથીના ભજીયા મુદામ, રાયતું ન્યારૂંરે. મારે.
વડી પાપડ અથાણા પુર, ચટણી કીધીરે;
તુરદાળ કમોદનો કુર, કડી જોઈએ લીધીરે. મારે.
જમો જમોની જીવન પ્રાણ, ઠરે જોઈ નેણારે;
નંદલાલ ચતુરસુજાણ, પ્રીતમ લાએણારે. મારે.
ચળુ કરવા ગુલાબી નીર, આપું અલબેલારે;
મારે શાળુએ બળવીર, લુહો કર છેલારે. મારે.
આવી બેશો હીંડોળે લાલ, મુખવાસ આપુંરે;
આજે કીધીછે ગિર્ધર ન્યાલ, પાવલીઆ ચાંપુરે. મારે.

---

## કલ્યાણનું પદ.

સાચે મને સેવો શ્રી નંદકિશોર;
કરૂણા સિંધૂ, પ્રભુ દિન બંધૂ, નટવર નવનિત ચોર સાચે.
સુખ કર સુંદર, કૃષ્ન કૃપા કર, શ્રવણ કુંડળ સિર મોર સાચે.
જગત જીવાડણ, પાપ પ્રજાળણ, મોહન તન ઘનઘોર સાચે.
અધમોધારણ, જગ પ્રતીપાળણ, ગિરધર કાળજાની કોર સાચે.

---

જય જય જગતપતી જદુવીર.

જગતપતી અતી મતી શુભ દેજે, ક્ષમા કરી તકસીર. જય.

નામ નિરંતર, રે વસીઅંતર, તારૂં શામ શરીર. જય.

વિઘ્ન વિનાશી, હરી સુખરાશી, ગોવિંદ ગુણ ગંભીર. જય.

પડી પ્રભુ પાએ, ગિરીધર ગાએ, કૃષ્ણજી કર ધરો સીર. જય.

ઠુમરી.

કેમ થશે દીન બંધુ દેવા, અડચણ આવી ભારીરે;

તારી કૃપા વિણ તે નટળે દુરે, સાંભળ કુંજ વિહારીરે. કેમ.

નરસૈયાંને શ્હાય થયો તું, હુતે હુંડી સ્વીકારીરે;

હાર દીધો મોસાળું કીધું. વેશ વાણિકનો ધારીરે. કેમ.

સુદામાની ઝુંપડી ઉડાવી, ઝુકાવી દીધી અટારીરે;

વિપ્રને ઠામે વિષયા દિધી, ચંદ્રહાસને નારીરે. કેમ.

ધ્રુવ બાળકની રક્ષા કીધી, વનમાં દેવ મુરારીરે;

ચક્રવર્તી નૃપ બનાવી સેવટ, પદવી આપી સારીરે. કેમ.

અજામેળ મહા પાપી તેના, સુતનુ નામ સ્વીકારીરે;

પાપ પ્રજાળી મુક્તી આપી, શામળીયા ગિરધારીરે. કેમ.

બીજી.

શ્રીપતી આવ્યો તારે શરણે, વિપત્તી નાખ વિદારીરે;

નિશ દિન નામ રટું નટવરજી, મને ભરોસો ભારીરે. શ્રીપતી.

દેશ કાળ જોઇ વખતે દિલથી, હિમ્મત જાઉછું હારીરે;

ત્યારે તુજને સ્મરી અંતરમાં, ધીરજ લઉછું ધારીરે. શ્રીપતી.

જગજીવન મનમાં જાણુંછું, ગહન ગતી તુજ ન્યારીરે;

ભક્ત જગતમાં પીડા પામે, હરીવિમુખ સુખકારીરે. શ્રીપતી.

મિથ્યા જગને મોહે માણસ, સ્વરૂપ શુદ્ધ વિસારીરે;

અહંમમની લ્હેરે તણાયા, મરે થઈ સંસારીરે. શ્રીપતી.

દ્વંદ્વ દ્વેશના ક્લેશને ત્યાગે, જુએ સ્વરૂપ સુખકારીરે;

બ્રહ્માનંદમાં મગન રહે નિત નિરભય કવિ ગિરધારીરે. શ્રીપતી.

ત્રીજી.

લલિત મનોહર બાળક વેશે, કૃષ્ન ચંદ્રની કીધી ઝાંખી;

પરમ પ્રસન તે સમયથી થયુ મન, અંતર પ્રભુ છબી દ્રઢ રાખી. લલિત.

મુખકાંતી માધવની સુંદર, શોભા મુખ ક્યમ જાય ભાંખી;
કોટી દિનકર તેમ સુધાકર, પ્રભા પડે પ્રભુ કને ઝાંખી. લલિત.
રત્ન તણા શૃંગાર હરીએ, ધર્યા છટા અનુપમ દાખી;
કમળ પુષ્પનાં હાર બ્હારદે, રહ્યો દરસ અમૃત ચાખી. લલિત.
લીન થઈ વૃતી વિષ્નુમાં, સેવકે પટ દીધો નાખો;
ચક્ષુ અગોચર કીધા ગીર્ધર,પણ અંતર છબી ગ્રહી રાખી. લલિત.

## ઠુમરી બીજા રાગની.

કનૈયા લાલજી, સુંદર સૈયા કરીછે તૈયાર;
પોઢણુ સારૂ,પ્રિતમ પુકારૂં, નવ કરશો વિઠ્ઠલ હવે વાર. કનૈયા.
લલિત સુવાસે, પૂર્ણ પ્રકાશે, ઉજ્જ્ણુ મંદિર અતિ સુખકાર. કનૈયા.
ફળ જળ સુંદર, પય પ્રીતીકર, ધર્યાં પાત્રમાં યોગ્ય પ્રકાર. કનૈયા.
ગિર્ધરલાલા, પોઢો વ્હાલા, દાસી ચર્ણ સેવા કરશે સાર. કનૈયા.

---

## ગરબીઓ જુદા જુદા રાગની.

જવાદ્યો મને સાને રોકોછો વાટમાં—એરાગે.
લગાડી તમે મોહની રસીક વર મોટી,
હારે છબી બંકી છબિલા ચિત ચોંટી, વારે વારે જોરી. લગાડી.
પ્રેમ યુક્ત નેણથી ન્યાળતું તમારૂં;
હારે તેનો જાણું જાદુ ભરી સોટી, મળીને દેતા ચોંટી. લગાડી.
પ્રીતમ પ્રેમ તણી બાંધી બળુકું;
હારે વ્રેહ દર્દથી રહૂછુંઉ લોટી, મુકીને દાળ રોટી. લગાડી.
રંગે રમવાને શામસુંદરજી,
હારે હુંતો તદબીર કરૂં કઈ કોટી, આપું કનક ગોટી. લગાડી.
ગીરધરલાલજી હાસ જુઓ મારા;
હારે પ્યારા પ્રીતડી મારીનથી છોટી; કરશો નહી ખોટી. લગાડી.

## બીજી.

ગવાડે હવે ગરબી તું ફિરતી કુમારી;
હારે પેલા કરતી ગુમાન ઘણું ભારી, સ્વરૂપને વિચારી. ગવાડે.
દધી વેચવા તું મથુરાં જાતી;
હારે ત્યારે વાતડી ન સાંભળી મારી, ઘણી તું વડકારી. ગવાડે.

નવનીત આપું કહી નાચતું નચાવતી;
હારે રાવ નીત્ય તું કરતી નઠારી, દીઠી તેં છટા મારી. ગવાડે.
મળવું ઇચ્છે તો મંદિરે આવજે;
હારે કુંજે મુખેથી હવે હારી, થઇછું હું તમારી. ગવાડે.
ગીરધરલાલ કહે વાત મોટાઇની;
હારે મારી પાસે તું રહેજે વિસારી, કરીશ ત્યારે પ્યારી. ગવાડે.

---

## ગરબી.

નંદના નંદન જોડે છંદ લાગ્યો, જુઠી લોક લજ્યાનો ભય ત્યાગ્યો.
વૃંદાવન કુંજમાં રમે વ્હાલો, જોવાને શામ સખી ત્યાં ચાલો;
લલિતા વિશાખાવળી ચંદ્રભાગા, કુંજ વનમાંહી થયા કૃષ્ન ભેગા.
ઋતુ વસંતની વિવિધ શોભે, કાનકુંવર જોઈ સ્ત્રિના મન લોભે;
પુષ્પ પાન લતા ફળો રમ્ય લાગે, સુવાસ જેને વૃત્તી ત્યાંહાં અનુરાગે.
ભ્રમર વૃંદ ગુંજારવ કરે ઘેરો, થંડી મંદ મંદ વાય વાયૂ લ્હેરો;
શુક સારિકાને કોયલ શબ્દ મીઠા, ચમકે નભ નક્ષત્ર જોઇએ દીઠા.
સરસ સુધાકરનું બિંબ સૂખકારી, તરૂણ મનમાં મદન ધૂમ થાય ભારી.
નિરમળ જમૂના જળ વહે ધીરે, મચ્છ કચ્છ કેરિ ક્રીડા થતી રૂચીરે;
ગિરિ ગોવરધન પ્રૌઢ રૂપ ધારી, નિરખે પ્રભુ વદન પ્રસન વારી વારી.
ક્યાંક જળાશયો ક્યાંક કુંજ ઘાડી, ક્યાંક ચોક રેતીઓના ક્યાંક વાડી;
વૃંદાવન કને નંદન વન એવું, કનક કને કથીર દીસતું જેવું.
રત્ન કુંડ ઘાટ ઉપર શ્વેતછે સિલા, તે ઉપર ઉભા શ્રીકૃષ્ન છેલછબીલા;
ચરણ કમળ નેપુરે યુક્ત ચારૂ, તે પર પિતાંબર લાગે પ્યારૂં.
અલ્પ કટી વીટી દિસે ક્ષુદ્ર ઘંટીકે, ઉપરણી ઝીણી દીપી રહી ઠીકે;
વક્ષ સ્થળે ઝુલે વનમાળા, બાંહેકે બાજુબંધ રૂપાળા;
હરી મુખ શોભા ન જાય ભાખી, ક્રાંતિ કોટિ ચંદ્રની પડે ઝાંખી.
કુંડળ મકાકાર યુગ્મ કાને, ભાળ તીલક આકરષીલે ધ્યાને;
મયુર ચંદ્રિકાનો મુગટ સીસ છાજે, ત્રીલોક મોહે સ્વરૂપ કૃષ્ન એવું રાજે.
વ્હૃંદ ગોપિકાનું આવ્યું હરી પાસે, કૃષ્ન વદન દીપી રહ્યુ મંદ હાસ્યે;
રમત નવી નંદલાલજીએ માંડી, સંતાઇ રહે ને લાવે ખોળી કાડી.

એક ગોપિને લઇ જાય વ્હાલો, દાખું સંતાવાનું સંગ આલો;
પાસે બેસાડીને વાત પૂછે, ભ્રમર થકી ધામ ભગવંત લૂછે.
એવામાં જો કહે એમ બાળા, આવી સખી જોવા શું કરો ચાળા;
તો ત્રિભુવનનાથ તેને બિવરાવે, આ કપી આવ્યો કહી નાશી જાવે.
એકલી પડે કે ગોપી માંડે રોવા, અળબેલો પછિ આવે આંસુ લોવા;
ઉર સાથે ભીડી કહે રેની છાની, ઘેલછા મુકીને હવે શાણી થાની.
ક્યાંછે વાંનરને ક્યાંછે કોઇ, શિદને મરેછે વ્યર્થ વ્હાલી રોઇ;
મુખડે હાથ ફેરવીને સમજાવે, કરે કરવાનું જેમ દાવ ફાવે.
વારા ફરતી ત્રિયા નાની મોટી, તે શું કરે કૃષ્ન કામ કીડા કોટી;
કોઇ ત્રિયા પાસે નાચ નચાવે, કોઇ ગોપી સાથે પોતે છંદ ગાવે.
એક ત્રિયા તણી કેડે કૃષ્ન બેસે, એક ગોપીકાને કરે પુરૂષ વેશે;
નાજુક નાની ને બેસાડે ખોળે, મસ્તમાનની ને રેતીમાં રોળે.
ફૂદડી ફેરને વળી ગરબે ઘૂમે, સુંદરિ વકત્રાર્વિંદે વ્હાલો ચૂમે;
ભિન્ન ભિન્ન લીલા ભામની સાથે, કરેતા ભગવંત અજવાળી રાતે.
પ્રભુ પ્રેમ ભક્તિને વશછે એવા, ગિર્ધરલાલે ગુણ ગાયા જેવા;

---

## ગરબી.

હસવું આનંદ આપેરે નાગરી તારૂં.
હસવું આનંદ આપે, ફંદ સંશયનો કાપે;
નાસ્તિકની પાડે છાપેરે, નાગરી તારૂં.
ચતુર થઇને ચૂકે, ફોગટ નિશ્વાસ મૂકે;
માન મુકી કાં ન ઝુકેરે, નાગરી તારૂં.
એક વેણ કહે પ્યારે, ઉતરિ એ સુખ આરે;
આનંદ થાએ અપારેરે, નાગરી તારૂં.
ક્યાં સુધી જોઇને રેવું, વાણી થકી જોઇએ કેવું;
સમાગમ સુખ લેવુંરે, નાગરી તારૂં.
કહે ગીરધરલાલ, રંગે રમી સંગે મ્હાલ;
અપૂર્વ છે પ્યારી વ્હાલરે, નાગરી તારૂં.

---

## લીલા.

શરદ પુનમનીરે હો રાતે, મુરલી લીધી મોહનજીએ હાથે;
ઇચ્છા કીધીરે હો એવી, બ્રિજ વનિતાને બોલાવી લેવી.
વૃંદાવનનીરે હો વાટે, જોયુ સ્થળ સુંદર રમવા માટે;
શશીની શોભારે હો સારી, પુષ્પની પ્રીમળ લાગે પ્યારી.
લ્હેર પવનનીરે હો આવે, ઉરમાં આનંદ બહુ ઉપજાવે;
ચળકે ગગનેરે હો તારા, વ્હેતાં જમનાજી સુખકારા.
રેતી સુંદરરે હો ઝીણી, નિરમળ પાથરી જાણે વીણી.
આસન તેપરરે હો વાળી, બેઠા વાંસળી લઈ વનમાળી.
રાગ ઉતાર્યારે હો ન્યારા, બ્રિજ વનિતાએ ઉરમાં ધાર્યા;
મળવા ગીર્ધરરે હો વેલી, ચાલી ગોપીઓ થઈ ઘેલી. ૧

### બીજી.

વાંસળી શબ્દેરે હો વીંધી, પ્રેમની વિજીયા સૌએ પીધી;
જે જ્યાં બેઠીરે હો ત્યાંથી, નિકળી નારી નિજ ઘરમાંથી.
પયપાન કરતાંરે હો છોડી, સુતને સુંદરીઓ સૌ દોડી;
પિઉની સેવારે હો કરતી, તે પણ ચાલી નથી મન ડરતી.
કરમાં કમખોરે હો ઝાલી, અબળા ઉતાવળથી ચાલી;
અવળા સવળારે હો હાથે, ભૂષણ પગમાં પેર્યાં માથે;
લજ્જા બીતીરે હો ત્યાગી, પ્રભુના દરસનમાં અનુરાગી.
બાંધી સુરતારે હો રાગે, ભુલ વિણ ભામની પંથે ભાગે.
હરીની પાસેરે હો આવી, ઉભી અબળા સીસ નમાવી;
નેહે નીરખીરે હો નારી, વિનોદની વાણી કે ગિરધારી. ૨

### ત્રીજી.

કૃષ્ણજી કહેછેરે હો ગોપી, કુળની મરિયાદા કયમ લોપી.
ક્યાં સઉ ચાલીરે હો રાતે, સાચી કેજો સુંદરી વાતે.
ભયની શંકારે હો નાવી, અબળા ટોળી વનમાં આવી;
પશુઓ ફરતાંરે હો વનમાં, હણશે એમ ન ગણ્યું મનમાં.
એવું સુણીનેરે હો બોલી, આપ્યું વચન ગયા શું ભૂલી;
વૃત્ત કાત્યાયનીરે હો ધારો, મનોરથ પૂરીશ સર્વ તમારો.

કમળા કેરારે હો સુખને, આપો આજે ટાળી દુખને;
દિવસ ઘણાથીરે હો માગું, રતિસુખ રસિયા પાયે લાગું.
તન મન અરપ્યારે હો તમને, લક્ષ્મી કરીને સેવો અમને;
મનમથ પીડેરે હો ભારી, અવસર આવ્યોછે ગિરધારી. ૩

## ચોથી.

નંદના લાલારે હો વાણી, ઉચર્યા નીતી ધર્મ પ્રમાણી;
પતી પોતાનોરે હો સેવો, સ્ત્રીનો ધર્મ જુઓ છે એવો.
પતીની આજ્ઞારે હો પાળો, કદિ હોય ઘેલો લુલો કાળો;
પ્રભાતે ઉઠીરે હો પતિને, પ્રેમ પૂજે ધન્ય સતીને.
પીઉના પગનેરે હો ધોઈ, પીએ પત્ની અમૃત સોઈ;
પાક બનાવીરે હો પ્રીતે, કરાવે પીઉને ભોજન નીતે.
સેજ સમારીરે હો આપે, સુએ સ્વામી સ્ત્રી પગ ચાંપે;
કામ ન સોંપેરે હો પતિને, નારી નિરમળ રાખે મનીને.
પ્રભુ સમ પીઉનેરે હો જાણે, અન્ય પુરૂષને ઉર નહીં આણે;
પતિવૃત એનેરે હો કહિએ, ગિર્ધર ધર્મ તમારો લહિએ. ૪

## પાંચમી.

ધર્મ સુણીનેરે હો વાણી, ગોપી કહે સુણો સારંગપાણી;
સ્વામી અમારારે હો તમને, જાણ્યા પાવન કીજે અમને.
પ્રીતી જગનીરે હો છોડી, એક તમારી સંગે જોડી;
તજીએ તનનેરે હો તોએ, ઘેર ન જઈએ જીવન કોએ.
દ્રઢ નિશ્ચયનારે હો વેણે, રીઝ્યા કાનજી હસીયા નેણે;
ખટ મહીનાનીરે હો રજની, કીધી રમવા સાંભળ સજની.
વધારી શોભારે હો વનની, લીલા અદ્ભુત મનમોહનની;
ગોપી જેટલીરે હો પોતે, ધરીઆં સ્વરૂપ સુંદર જોતે.
ગોપી એકનીરે હો સંગે, રસિયો રાજે રમવા રંગે;
ક્રીડા માંડીરે હો વ્હાલે, મદ ઉપજાવ્યો ગિર્ધરલાલે. ૫

## છઠી.

વર્તુળ કીધુંરે હો ફરતાં, ચાળા અન્યો અન્ય બહુ કરતા;
પોતન માતીરે હો બાળી, ગાતી ફરતી પાડે તાળી.

પગને નચાવેરે હો દાવે, હરીને અંગે અડતી આવે;
અધરને ડસતીરે હો ઝૂમે, કંઠે કૃષ્ણને વળગી ધુમે.
મલકે મુખડુંરે હો એવું, શોભે પ્રફુલીત પંકજ જેવું;
કટીએ કરનેરે હો ધારી, ફરતી ચપળા કરે કિલકારી.
હેતે હરીનેરે હો ગ્રેહેતી, ગોપી અધરે ચુંબન લેતી;
ઉર સંગાથેરે હો લઇને, નિરખે પ્રભુ મુખ ઉભી રહીને.
નિજ ઉર ઉપરરે હો ધારે, કર રસીઆનો કામની પ્યારે;
પ્રીતી શબ્દોરે હો બોલે, ગોરી ગીરધર સંગે ડોલે. ૬

સાતમી.

જેમ જેમ ક્રીડારે હો જામે, તેમ તેમ ગોપી આનંદ પામે;
રંગ મચાવ્યોરે હો શામે, પૂરણ પોષણ કરવા કામે.
અંગો અંગેરે હો ચમકે, લટકે ભુષણ લલના ઠમકે;
નિર્લજ થઇનેરે હો નારી, વળગે વિઠલવરને પ્યારી.
નંદાનંદનરે હો ધુમે, અધરે અલબેલીને ચુમે;
મુખને ગ્રહીનેરે હો માણે, ઉન્મતપણું અલબેલો આણે.
ઉરને દાબેરે હો હાથે, નાચેનેહે નાગરી સાથે;
ડસતા ગાલેરે હો ગોરી, સનમુખ રાખે લઇ ને ઓરી.
અંક ભીડુરે હો એવી, વૃક્ષ લતા સમ લાડલી ન્હેવી;
રગડે રમણીરે હો વ્હાલે, રસબસ ગોપી ગીર્ધરલાલે. ૭

આઠમી.

રાસની લીલારે હો ન્યારી, રમતા ગોપીને ગીરધારી;
પટકુળ ખસતારે હો તનથી, ગણતાં નથી તેને કોઇ મનથી.
મુક્તા ફળનારે હો માળા, તેવી ઉજ્વળ બ્રિજની બાળા;
તેની સંગેરે હો નટવર, શોભે શામળીયો વર સુંદર.
કરના કંકનરે હો ખળકે, ટીલડી ચુની ચારૂ ચળકે;
પ્રસવેદ બિંદુરે હો ઢરીયાં, ભાળે શોભે મોતી ભરીયાં.
ચરણે લંગરરે હો વાગે, નૌતમ નાદ મનોહર લાગે;
નાના વિધનારે હો રંગે, રમતી ગોપી અંગ ઉમંગે.
રસિક રમણથીરે હો રેલી, તૃપ્ત તરૂણીને મન ફેલી;
રાસની લીલારે હો ગાએ, સાંભળે ગિરધર વૈકુંઠ જાએ. ૮

## ધોળ.

રથે બેઠા જોઈ રામ કૃષ્નને, સખી સંગાથે રાધિકા નાર;
કહે પ્રાણાધાર, મથુરાં જાવા નહીં દઊં.
છેહ દેવો તો આમજ જાયરે, નેહ કીધો શું નંદકુમાર;
દેવા દુઃખ ભાર, મથુરાં જાવા નહીં દઊં. ૧
તન મનને ધન તમને અરપીયાં, મારૂં જીવનછો જગભુપ;
કોટી કા[illegible] રૂપ, મથુરાં જાવા નહીં દઊં.
ગોકુળ ગામકેરા સૂર્યછો સ્વામી, તમે જતાં થશે અંધ કુ[illegible];
અકારૂં વિરૂપ, મથુરાં જાવા નહીં [illegible] ૨
પ્રતિ દીન પ્રાતઃકાળે પેખિએ, પુરૂષો[illegible]મ મુખ સુખકાર;
આનંદ અપાર, મથુરાં જાવા નહીં દઊં.
મહી વેચવા જાતાં માર્ગમાં, દાણ લેતા રોકી [illegible] નાર;
વધારી પ્યાર, મથુરાં જાવા નહીં દઊં. ૩
જળ ભરેતાં જમનાજીના ઘાટમાં, મુકતા મોહન માથે [illegible];
પ્રીતમ રસ છેલ, મથુરાં જાવા નહીં દઊં,
વૃંદાવનમાં વીઠલવર વીચરે, નીત નીત કરે નવલા ખેલ;
નીરખીએ સ્હેલ, મથુરાં જાવા નહીં દઊં. ૪
પુષ્પ મોગરાને ગૂલાબની, પ્રીતે ગુંથીએ સુંદર માળ;
પેહેરે ગોપાળ, મથુરાં જાવા નહીં દઊં.
કેસર ચંદન અરગજા આદીની, કરીએ ચરચા કૃષ્નને ભાળ;
હસે તે કાળ, મથુરાં જાવા નહીં દઊં. ૫
અણચીંતવ્યા આવે ધામમાં, અલબેલાજી કરતા આળ;
અતીશે રીશાળ, મથુરાં જાવા નહીં દઊં.
અમે રાજી કરીએ રંગથી, આરોગાવીએ ભોજન થાળ;
સુણી રહીએ ગાળ, મથુરાં જાવા નહીં દઊં. ૬
અલબેલો જો અમને ઉદાસિમાં, જુએ તો પુછે વારંવાર;
અનેક પ્રકાર, મથુરાં જાવા નહીં દઊં.
ઘનશામ વિનાતો ગમે નહીં, હરી છો મારા હૈયાના હાર;
છોડું ન લગાર, મથુરાં જાવા નહીં દઊં. ૭

પ્રીય પાતળીયા પાય લાગીને, ઓળા પાથરી માગુંછું માન;
નથી જવું કહાન, મથુરાં જાવા નહીં દઉં.
સુખ સાગર ગીધરલાલજી, જશો તો જીવ જશે નિદાન;
એવું લાગ્યું ધ્યાન, મથુરાં જાવા નહીં દઉં. ૮

---

## ગરબી.

સુકુમારી તું વિચારી લેની વાતને જો,
નથી ઇચ્છતો હું દુઃખ તારી જાતને જો. સુકુમારી.
પળવાર નથી નાર તુંથી વેગળે જો,
વિના વાયુનું સ્થળ જેમ નવ મળેજો. સુકુમારી.
વિણ શુગંધ પુષ્પ જેમ કદીરે નહીં જો,
તેમ જાણજે મને તું અંતરે સહી જો. સુકુમારી.
જતો જણાઉછું તે ભ્રાંતી રૂપ જાણજેજો,
સદા કાળ તારી પાસ તું પ્રમાણજે જો. સુકુમારી.
અખંડ ધ્યાન મારૂં હૃદય વિષે ધારશે જો,
ભિન્નપણું મારે હુંથી તું વિસારશે જો. સુકુમારી.
નથી રૂપ રંગ ધનથી હું રાચતો જો,
અનન્ય પ્રેમ માત્ર તારે રહું નાચતો જો. સુકુમારી.
ભાવભકતીનો ભુખ્યોછું ભામની જો,
સાચી પ્રીત વિના વસ્તુ નથી કામની જો. સુકુમારી.
જોગી જતીને અવધૂત મને ઢૂંઢતા જો,
ભિન્ન ભાવ રૂપ વળગા તેને મૂઢતા જો. સુકુમારી.
જ્ઞાન ચક્ષુવડે સ્વરૂપ મારૂં નિરખશે જો,
નિત્યાનંદ સુખને અનુભવી હરખશે જો. સુકુમારી.
કલેશ કરવો તજીને ગ્રહ ઉપદેશને જો,
અંધકાર ખોઈ પામશે ઉજેશને જો. સુકુમારી.
છબી મારી તું રાખ ધારી ચિત્તમા જો,
મુખથી નામ મારૂં લેજે શુદ્ધ પ્રીતમાં જો. સુકુમારી.
મથુરા જવાની પ્રિયા રજા આલને જો,
રસિક રાધિકા છે પ્યારી ગિરધરલાલની જો. સુકુમારી.

## ગરબી. તાલ દીપચંદી.

સ્વરૂપ શામ સુંદરની બલિહારી, દરશન કરી પ્રસન થયો ભારી. ટેક.
મહિમા મુખ વર્ણવ્યો નવ જાએ, કીધી શ્રી મહા પ્રભુજીએ સેવાએ;
વૈષ્નવ પ્રીતે વારી વારી જાએ. સ્વરૂપ.
ગોવિંદ દવે વૈષ્નવ બહુ સારા, પૂરણ મહા પ્રભુજીના પ્યારા;
તેને ઘેર પરિબ્રહ્મ પધાર્યા. સ્વરૂપ.
વડાલિમા શ્યામ સુંદર વસિયા, શુદ્ધ ભાવે ભક્ત મન હસિયા;
રદયમાં રાખ્યા રંગ રસિયા. સ્વરૂપ.
પ્રવર્તક પુષ્ટીના મ્હારાજા, શ્રી વ્રજવલ્લભ ગુરૂ ગુણુ ઝાઝા;
પ્રભુ તેને પ્રસાદે બીરાજ્યા. સ્વરૂપ.
ઇડર રાજ માતા જીજીમાએ, અંતર માંહે કીધી ઇચ્છાએ;
છબીલાજી આવ્યા ઇડર મ્હાંએ. સ્વરૂપ.
વિક્રમ શાલ ઓગણિ ઉપરે, હતાં સાડત્રીશ તે સુંદરે;
જેષ્ટ શુકલ દશમી સુખકરે. સ્વરૂપ.
બનાવ્યું મંદિર બહુ સારૂં, શોભા તેની શીશી વિસતારૂં;
હશે ગોલોકનૂં એમ ધારૂં. સ્વરૂપ.
પ્રભુને પધરાવ્યા પ્રીતે, રીઝે જન દરસન કરી નીતે;
રસિક શણગારે હરાય ચીતે. સ્વરૂપ.
પ્રથમ પદ પંકજ જોઇને, કનક ઝંગરે મન મોહીને,
રદય પ્રભુ રાખ્યું ન કહું કોઇને. સ્વરૂપ.
સરસ રંગ જરકસી સુરવાલે, કટી બંધ કનક જડિત ઝાલે;
અલબેલાએ ઉપજાવ્યું વ્હાલે, સ્વરૂપ.
મનોહર તનપર સોહાવ્યું. બદન સોનેરી મન ભાવ્યું;
મોર મુકુટે મન લલચાવ્યું. સ્વરૂપ.
રસિક વર ઉર મોતી માળા, કુંડળ કાને મકરાકૃતિ વાળા;
કોટી કામ રૂપ હરી ન્યાળ્યા. સ્વરૂપ.
ચતુર્ભુજ ચૌદ ભુવન સ્વામી, આયુધ શુભ ધાર્યાં બહુ નામી;
નીરખીને ભવ પીડા વામી. સ્વરૂપ.
ચતુર વર મદન મોહન છેલા, બીજા બાળમુકુંદ રસ રેલા:
અનેક રૂપે રાજે અલબેલા. સ્વરૂપ.

પુષ્ટી પથે વિચરતાં ભવ વામે, પરમ પદ જન નિશ્ચય પામે;
ગિરધર કૃપા કીધી સુંદરશ્યામે. સ્વરૂપ.

## ગરબી.

સગુણ બ્રહ્મ શ્રી કૃષ્ણને ભજીએ, સુમન સદગુણ તણા સજીએ;
ભવાબ્ધીના ભય સંકટ તજીએ. સગુણ. ૧
દયા જીવ માત્રની મન ધરિએ, અસત ભાષણ નહી ઉચરિએ;
કર્મ ફળની આશા નવ કરીએ. સગુણ. ૨
ઇચ્છા અનુદિન ઓછી કરીએ, સંતોષને શાંતી મન ધરિએ;
અનાચારે ક્યારે ન આદરિએ. સગુણ. ૩
શરિરને સંબંધી સરવે, મિથ્યા છે જુઓની મરવે;
ફુલાઇએ નહી તેને ગરવે. સગુણ. ૪
યોવન તન રૂપની સુંદરતા, રાજ વળી પૃથ્વીનું કરતા;
દીઠા તેવાને તમે મરતા. સગુણ. ૫
જુઠી છે સંસારની બાજી, મૂઢતા ધારી બને રાજી;
એવા જનને જાણો પાજી. સગુણ. ૬
શ્રુતિ વેદ શાસ્ત્રને સાંભળીએ, રૂડા જનને હેતે મળીએ;
અધરમીથી આઘેરા પળીએ. સગુણ. ૭
અભીમાન તન ધનનૂં ત્યાગો, મોહ નીદ્રામાંથી જાગો;
ગીરધરલાલ ભક્તીમાં અનુરાગો. સગુણ. ૮

## બારમાસી.

સુંદર વરે વિસાર્યા આલી, ફાંસી પ્રીત કેરી ગળે ઘાલી. ટેક.
કારતકે કૃષ્ન ગયા મેલી, પ્રીત કરી કપટીએ પેહેલી;
ગોવિંદ વિના હુંતો થઇ ઘેલી. સુંદર. ૧
માગસરે મીઠી કહી વાણી, લાલાજીએ મનડું લીધું તાણી;
લટકતી ચાલે હું લોભાણી. સુંદર. ૨
પોષ માસે પ્રીતમ મુજ પ્યારા, રેતા નહી એક ઘડી ન્યારા;
મોટા કરીને સેવટ માર્યા. સુંદર. ૩
માઘ માસે મુખડું ન્યાળીને, શરમ સંસારની ટાળીને;
રમતાં રંગે દઈ તાળીને. સુંદર. ૪

ફાગણ માસે હોળીનું ટાણું, ગાતાં ગોવિંદજીને ગાણું;
વાલા વિના મોજ કયાંથી માણું. સુંદર. ૫
ચૈતર માસે ચતુર થઇ ચુક્યા, જ્હેતે પુરે હાથ ઝાઝી મુક્યા;
આમ વિના શરીર આ સુક્યાં. સુંદર. ૬
વૈશાકની શરવરી સુખકારી, અગાસીમાં ચંદ્ર છટા સારી;
ઉછંગે બેસારી કહી પ્યારી. સુંદર. ૭
જેઠ માસે જીવનની લીલા, મદન સરે મોહન સું ઝીલ્યાં;
ખુંચેછે કનૈયા વિના ખીલા. સુંદર. ૮
અષાડ માસ આવ્યો થઇ આંધી, પ્રીતમ પંથે દ્રષ્ટી બાંધી;
થાકી હવે વેદના બહુ વાધી. સુંદર. ૯
શ્રાવણ માસે સર્પના ડા, કર્યા વીધીએ અંકો આડા;
છબીલાએ વણ વાંકે છાંડ્યાં. સુંદર. ૧૦
ભાદરવે તો ગગડે ઘન ભારી, કૃપાળુએ કઠોરતા ધારી;
સખી શામે જીવતી મને મારી. સુંદર. ૧૧
આશો માસે ગરબે રમવાનું, ગમે નહીં પ્રિયવિન જમવાનુ;
ગિરધરલાલે રાખ્યું દમવાનું. સુંદર. ૧૨

## ગરબી.

હરી વિના ઘડી વાર ગમતું નથી જો;
મારા મનનું તે કષ્ટ કોને કહું કથી જો. હરી.
વદન ચંદ્ર વિના ચિત ચકોરની ગતી જો;
શલીલ વિના શફરી જેવી દુખદ છે અતી જો. હરી.
મર્મ ભરી મીઠી વાણી વદે શ્રી હરી જો;
શ્રવણ પાન સારૂ વૃત્તી ફરે બાવરી જો. હરી.
વેશ વાન શાન હરી રહ્યા ધ્યાનમાં જો;
ગમે તેમ બોલું ચાલું પ્રભુ તાનમાં જો. હરી.
પાસે હતા ત્યારે દિવસ મોજમાં જતા જો;
આજ એકલાને દિવસ વર્ષ સમ થતા જો. હરી.
કોમળ સ્પર્શ થકી હર્ષ હરી રેલતા જો;
શર્દ સમે રાસ અમ સંગાથે ખેલતા જો. હરી.

હરી સંગે સરસ રંગ છટા છાજતી જો;
જેવી વિદ્યુતથી મેઘ ઘટા રાજતી જો. હરી.
કુબજા દાસીએ વશ કીધા ગિર્ધરલાલને જો;
કહો ઓધવ કોણ ટાળે શોક સાલને જો. હરી.

---

## ગરબી.

**ઓધવજી સંદેશો કેજો શામને એ રાગ.**

રાધિકાજી કેહેછે સખીને વાતડી,
એકાંતે બેસીને નિજ આવાસજોઃ
સખી તું સ્નેહના લક્ષણ કહું સારી પેઠે,
વળી મારો છે તુજ ઉપર વિસવાસજો. રાધિકાજી.
મનમોહનની ચાલ તને કેવી કહું,
પ્રથમ પ્રેમનો નાખ્યો મુજપર પાસજો;
હસીને હેતે હેરી હૈયાને હર્યું,
મધુર વચને ઉપજાવ્યો ઉલ્લાસજો. રાધિકાજી.
મોટે નામે બોલાવીને પૂછિયું,
નટવર નંદકીશોરે મારૂં નામજો;
તે પછી પ્રશંશા કીધી રૂપની,
નવ યોવન તન છટા સરસ સુખ ધામજો. રાધિકાજી.
વદન શશી દ્રગ મૃગને અધર બિંબની,
બીજી ઉર કટી સિંહ તણી ઉપમાયજો;
આપીને પ્રસનતા દરશાવી ઘણી,
ગુણની પણ ગણના કરી તે ન ગણાયજો. રાધિકાજી.
રસિકપણુંને સમજણ મરિયાદા રૂડી,
નીતી ધર્મના મર્મ તણું શુભ જ્ઞાનજો;
લટક ચાલને બોલ મધુરની મોહની,
મસ્ત કરે પ્રેમીને નિશ્ચય માનજો. રાધિકાજી.
ચપળાઇને સુઘડાઈ ચાહ વધારતી,
વિચાર કરીને ઉચારતી સહુ વેણજો;

પ્રીતીની રીતીમાં પુરી પ્રવિણતા,
સરસ ભાગ્ય તેનું જેપર કરે નેણજો. રાધિકાજી.
કુંજ રંગને કોમળતા તનની કદી,
અનુભવવાનો આવે સુંદર લાગજો;
નંદન વન સુખ મનમાં તેની આગળે,
અલ્પ ઉર્ખાને માને નિજ મહા ભાગજો. રાધિકાજી.
એવી એવી રસીક પ્રેમની વાતડી,
પાસે બેસાડીને કેતા લાલજો;
રાધે તુજ વિણ ક્ષણ એક જુગ જેવી વિતે,
તે હવે કાં નથી લેતા મુજ સંભાળજો, રાધિકાજી.
એ કપટીને ખબર નથી મુજ પ્રેમની,
અનન્ય તેવો અડગ અપરંપારજો;
પ્રીતમ વિણ આ તન મન ઝુરે રાતદી,
અખંડ આંખે વેહેછે જળની ધારજો. રાધિકાજી.
વાલમ આવ્યાની વાટે વળગ્યાં રહે,
લાલચુંને વળી અધીરીયાં લોચનજો;
શું મુજને નહીં મળશે મનમાન્યા ફરી,
અલબેલા સુંદરવર દુખ મોચનજો. રાધિકાજી.
પતંગની ગતી તેવી મારી થઇ,
પ્રીતમ દીપક રૂપે મનથી માનજો;
પતંગ મળવા પ્રીયને પ્રાણ તજી દિએ,
દીપકને નથી તે વાતનું કંઈ ધ્યાનજો. રાધિકાજી.
સખી પ્રીતી મારી નટવર ઉપર યથા,
ચંદ્ર ઉપર જેમ ચકોર કેરી ન્યાળજો;
મળે નહીં જો શશી ચકોરને કદી,
તેમ મુજને પણ મળે ન ગિરધરલાલજો. રાધિકાજી.

---

## સંદેશા.

ઓધવજી આ વિનતી કેજો લાલને, તજવીજથી દરશાવી પ્રેહનું દુઃખજો;

જે દિવસથી ગોવિંદે ગોકુળ તજ્યૂં, તે દિવસથી સપને પણ નથી સૂખજો;
જો કદિ આવે વ્રજમાં વનમાળી ફરી, તો નહિં કરૂં મરજીનો ક્યારે લોપજો.
અહોનિશ અલબેલાની સેવામાં રહું, આ વખતે ઉતાર્યો જોઇએ કોપજો.
દુધ દહીંને માખણ મન ગમતી રીતે, રસિયાજીને આપીશ આવી ઘેરજો;
પ્રીતિની રીતિતો રાખિશ રંગથી, મોહનજી મનાવું આણે મહેરજો.
ઘરના કામ તમામ તજીને ગોઠડી, છેલ કુંવરશું કરીશ આવો રોજજો;
પ્રાણ થકી પ્યારા છે પ્રભુજી મુજને, પંકજ લોચન પ્રીતમ દે બહુ મોજજો.
ખચિત કરીને દયા દાસિની લાવજો, હાર હૈયાના પધારજો વ્રજમાંયજો;
મનમથ અરિ પીડેછે કોમળ જાતને, હવે હરી એહતાં ઝટ શાંતી થાયજો.
પગે પડી પ્રભુજીને ખોળા પાથરી, અરજ કરૂંછું કેજો આપે ધ્યાનજો;
ખાનપાન રંગતાન જરા નથી રૂચતાં, કહાંન વિના સઉ લાગેછે તોફાનજો.
મનના માન્યા મોહન મથુરાં જઇ રહ્યા, સહ્યા નથી હવે જાતા વ્રેહના તાપજો;
ઓધવજી છો આપ મિત્ર શ્રી કૃષ્ણના, ક્ષમા કરે એમ કેજો આ વિલાપજો.
અબળાની જાતીછે અવગુણની ભરી, ગુણસાગરહરી આણેમુજપર વ્હાલજો;
વિનતીમાં પણ વિવેક આવડતો નથી, એક વખત દ્યો દરશન ગીરધરલાલજો.

---

## બીજો.

ઓધવજી છબીલે મુજને છેતરી, કો કયમ કાઢું અંતર કેરી દાઝજો;
પ્રીત કરીને પાળી મારી પેટમાં, લુચાઇ કરતા નાવી એને લાજજો. ઓ. ૧
પરણીને હું આવી પેલી સાસરે, અણસમજુ નહિ જાણું સ્નેહની રીતજો;
પાતળીયાયે દીઠી પનઘટ ઉપરે, બોલાવી હસીન બાંધી પ્રીતજો. ઓ. ૨
દસ વખત દાંડામાં મંદીર આવીને, પ્રીતે કરતા છાંની મુજશું વાતજો;
વીનવીને મગજનો લાડુ માંગતા, અરપો દઉંતો રીસઇ જાતા નાથજો ઓ. ૩
બોરસળીનો હાર ગુંથાવે લાલજી, પછી કહે કે પ્યારી પેરાવજો;
પાસે જાઉં કે પ્રેમે બીડે બાથડી, કેવા જાઉંતો ઉલટી કરતા રાવજો. ઓ. ૪
સાસુ કે નણદલ સંગાથે બોલાવું, પડયૂં હોયને બેઠી હઉં દીલગીરજો;
મોહનજી મોળીડે આંસુ લુછિને, પાસે બેસી દેતા ઝાઝી ધીરજો. ઓ. ૫
પાણીંડાં ભરવાને સખીના સાથમાં, જાતી દેખી બોલાવે કરી સાનજો;
વૃંદાવનમાં જાય મને સંગે લઇ, વૃક્ષ ઘટામાં રંગે રમતા કાનજો. ઓ. ૬

આજંતી થાકી જાઉં જે વાટમાં, કેડે લઇને ચાલે દેવ મુરારજો;
એકે વાતે વીઠલજી નહિ દૂભવે, સંપૂરણ સુખ દેતા વિશ્વાધારજો. ઓ. ૭
શરદ સમેની સંભારૂં રૂડી રાતડી, રાસ રમાડી ઉપજાવ્યું જે વ્હાલજો;
વિરહ બાણથી વિંધાય આજે છાતડી, ક્યારે મુજને મળશે ગીરધરલાલજો. ઓ. ૮

---

## ત્રીજો.

ઓધવજી સાંભળીયે દુખડાં સામટાં, દીધાં તેની શીકહું તમને વાતજો;
ક્રુર થવું ગોવિંદજીને ઘટે નહી, કીધી જુઓ અબળા કેરી ઘાતજો. ઓ. ૧
અમૃત રસ પાઇ ઉછેરી આખરે, ઝાઝું દીધું જીવનજીયે ઝેરજો;
ઘરની નહિને નહિ રહિ હું તો ઘાટની, કૃષ્ને એવો કીધો કાળો કેરજો. ઓ. ૨
દીન દિન વાધે તનમનમાં અતી વેદના, વિપરિત બ્રેહ વિષ કરી આવે લ્હેરજો
કેતાં પણ બને નહિ કોઇને દીલની, સુજે નહિ શીકરવી એની પેરજો. ઓ. ૩
મનમાંને મનમાં સમજીને ઝુરવું, પુછે કોઇ તો કેવું મુજને રોગજો;
આંસડિયાં લઇને અગનીમાં નાખવાં, વાલાજી વણ પુરા લાગ્યા ભોગજો. ઓ. ૪
છેહ દેવોતો આવો તારે એટલી, શામાટે મમતા દેખાડી શ્યામજો;
કપટ કરીને કોમળ કાળજ કાપિયું, કામ કાઢિ લઇ વિસારી મુક્યું નામજો. ઓ. ૫
ખાવું પીવું સુંદર ફરવું ખેલવું, છોગાળા વણ મુજને ના સોહાયજો;
અલંકાર અંગારાવત બાળે મુને, તનમનમાં નિત બળતી રેછે લ્હાયજો. ઓ. ૬
અંબરને ગમે નહિ રૂડાં ઓઢવાં, અલબેલા વણ કોણ હવે જોનારજો;
અંજનને કુમકુમ કરીને આરસી, તે પણ જોવી ગમે ન એક લગારજો. ઓ. ૭
નિશદિન નેહ નટવરનો ઘુમે અંતરે, મોહનજીયે કીધું મોટું સાલજો;
મથુરાંમાં જઇને દાસીને મોહી રહ્યા, કુબડિયે વસ કીધા ગીરધરલાલજો. ઓ. ૮

---

## ચોથો.

ઓધવજી રસિયાયે કુળમાં મેળવ્યું, નવયોવન આ ખીલ્યું જવ ભરપૂરજો;
જતન કરીને જાળવીયું ભલિ ભાતથી, છુટી પડયું તે જોઇને દાઝે ઉરજો.
સદા સુધાકર સુખનો રેશે સંગમાં, એવું મેંતો જાણ્યું તું મનમાંયજો;
તેતો મિથ્યા કીધું કપટી કંથડે, મારા સમકો કેમ કરી રેવાયજો.
મીઠી મીઠી નંદકુંવરની વાતડી, સાચી સઘળી માની કરતી ફુલજો;

અંતરમાં મુજને આશા મોટી હતી, ભોળપણે મે કીધી ભારે ભૂલજો.
નિત્ય નવાં મિષ કરીને મળતી માવને, જળક્રીડા કરવાને જમુના ઘાટજો;
અહોનિશ રેતીતી ત્યારે આનંદમાં,ખબરે હતી નહીં થાશે આવો ઘાટજો.
સોનું સમજી સંઘર્યૂં પીતળ નીવડયૂં, તે જોઇ ઉઠે અંતરમાં તો આગજો;
દોષ હવે કેને દેવો દ્રગ દેખીને, પ્રીતે પાળ્યો કપટી કાળો નાગજો.
અબળાપર આવો જુલમ નથી છાજતો,અભય આપિને કેમ કરાવે ઘાતજો;
એટલું કરતાં અવગુણ નથી આવતો,અંતરમાં નિરખું છબિદિનને રાતજો.
વાંક નથી વાહલનો ઝાઝો શોકનો, વિધિયે સાને ઘડીયું કુંબજા સાલજો;
અંતર તો પડાવ્યો એણે પ્રેમમાં,વિસરાવ્યું મુજ પ્રતી મોહનનું વ્હાલજો.
ક્રૂર થયા શ્રી ક્રશ્ન મથુરાં જાઇને.કાગળનો પણ પડીયો શું ત્યાં કાળજો;
એક ઘડીએ ઘરમાંથી ખસતા નહીં,તે હવે ટૂંકી ન જુએ ગિરધરલાલજો.

---

## પાંચમો.

ઓધવજી અલબેલાને કેજો જઇ, કેવા થયાછે કાનુડા વિણ હાલજો;
દવે દાધિ હોય જેવી નાગરવેલડી,અહોનિશ અંતર ધુમેઉઠેની ઝાલજો.
કાયા તો બળીને થઇ ગઇ કોયલો, માયા મોહન કેરી નવ મુકાયજો;
ડાયા થઇ ને દાસીનું કહ્યું કરે, તે જોઇ મારૂં કાળજડું કપાયજો.
વરણન. વિઠ્ઠલ ઘ્રહે દુખનું વિસ્તારથી,વિદિત કરીને કેજો હરીને એમ જો;
કૃશ્ન પ્રેમરસ પીધોછે પેલા થકી, કાવ્યો તેવો જોગ ઠરે કો કેમજો.
કુબજાને ભગવાં ભભુતી શોભશે, જોગણ કરીને દેજો દિક્ષા શીખજો;
પૂર્ણ બ્રહ્મ વ્યાપક સઘળે પરમાણસે.ઘર ઘર અલેક જગાવી લેશે ભીખજો.
ગુહ્ય ગ્નાનમાં ગૌ ચ્યારૂ સમજે નહીં,ગોવિંદજીના ગુણનું એકજ ગ્નાનજો
માધવ મન હરીને મથુરાં જઇ રહ્યા, સદામને તો રેછે તેનું ધ્યાનજો.
ભોવનમાં ભણકારા વાગે લાલના, આવ્યા જાણી મળવા દોડું બ્હારજો;
દેખું નહી ત્યારે દાઝે દિલ દેહડી, ક્યારે આવી મળશે નંદકુમારજો.
રોઇ રોઇને નીર ખુટાડ્યું નેનનું, હીર ગયું હૈયાનું વાગે તીરજો;
ધીર નથી રેતી રહુંછું દિલગીરમાં, છેક મને વિસારી શામશરીરજો.
સુતી હશે રજનીમાં તોપણ સો વરા,ઝબકી જાગું જોવા જીવનપ્રાણજો;
સપનામા સામળીયાને સમજાવતી, વાલમ એટલી માનો મારી વાણજો.

નારીના અવગુણ નાથે નવ લાવવા, જોવું તેના અંતર કેરૂં વ્હાલજો;
કરગરી કરજોડી વીનવે કામની, પ્રાણદાન દ્યો મળીને ગીધરલાલજો.

---

## ગરબી.

બુદ્ધી રૂપી બાળા નવયોવનવતી, જતી રહીછે જેની તજી નિજ શામજો;
એવા પુરૂષને સુનું સઘળું ગામછે, નામ મળે નહીં તેને કહીં આરામજો.
મનિશા વિન માણસ તે ઘેલા સારખો,પ્યારી વિના પરીપૂરણ પામે તાપજો;
ધારી રહે નિત આગમબુદ્ધી નારનૂં,સારી કરે ચિંતવણી મનમાં આપજો.
હશે મુને પ્યારી મારી સંભારતી, ભારતી જેવી ભણેલ સમજે ભેદજો;
સપરવા દિવસમા મળશે આવિને, કંઠે વળગી વિસરાવશે મુજ ખેદજો.
ભાત ભાતના પદાર્થ કેરી સિદ્ધતા, કરશે મનિશા મનમોહન મુજ માટજો;
સંગે રહીને રમશે રંગે પ્રેમથી, ક્રમશે કાળ નદીના સુંદર ઘાટજો.
બુદ્ધી વિનાનો નર બાહુક જેવો દિસે, સમતા સ્થિરતા સુંદરી તજીદે સંગજો;
વસ્તી પણ વન બુદ્ધી વિનાછે મૂજને,માટે પ્યારી રાખ મળીને રંગજો.
બુદ્ધી આવેતો આવે સુખ મ્હેલને, ચતુરાઇ વાંકાઇ આવે સુંદર નારજો;
બેઠક બ્હાર વિનોદ વિલાસી વારતા, ભોજન શયનાદિક થાએ સુખકારજો.
બુદ્ધી સુધારે રૂપ રંગ પોશાકને, પાન ફુલ ચંદનનો અનુભવ દેયજો;
નિરમળ નોતમ રત્ન સમી પ્રિયકાર તૂં,વેગે આવી સુધ વાલમની લેયજો.
તારા વિના આ તરૂણી ત્રણે લોકમાં, થોક સુંદરી કેરા આપે શોકજો;
ગિરધરલાલ કહે બલિહારી બુદ્ધીને, પ્રીતમને મળી પૂર મોતીના ચોકજો.

---

## પદ વસંત.

રૂડી ઋતૂ વસંતની રાજતી, વૃત્તી આનંદ ઉરમાં આજતી; ટેક.
વ્રજ ભૂમીનો સુંદર બહાર છે, વૃક્ષ વેલીઓ ખીલી અપારછે;
પત્ર પુષ્પ વિવિધ રંગદાર છે, દશેદિશામાં સુગંધી સારછે. રૂડી.
મીઠે સૂરે કોયલડી ગાયછે, અંગો અંગમાં ઉમંગ છાયછે;
સેજે ક્રિયા રસીક સઉ થાયછે, રીપૂ ઉમયાપતીનો સોહાયછે. રૂડી.
કેસૂ કદમ્બ મોગરા માલતી, પક્તી અરવિંદ સરમાંય હાલતી;
તેવે લટકે મુગધાઓ ચાલતી, નંદલાલને કટાક્ષે ન્યાળતી. રૂડી.

સરખી વયની ષોડશ સુંદરી, બણીઠણી દીસતી પૂરંદરી;
ગ્રહી કનક થાળ રંગે ભરી, ગઇ મધુવનમાં જ્યાં શ્રીહરી. રૂડી.
તારા મંડળમાં જેમછે શશી, તેમ રૂપાળ રાધીકા મનવસી;
ચપળા જેવી એથની ક્રઠ ધસી,રહ્યા ગિરધારી ગોપીને જોઇ હસી.રૂડી.

---

## બીજું.

બોલ્યાં રાધિકા કૃષ્નશુ હાસ્યથી, અમે આવ્યા રમવાની આશથી.
એમ કહીને પીચકારી રંગથી, ભરી મારી પ્રિયાએ ઉમંગથી.
ઉડે અબીલગુલાલ તે સંગથી,ઝામી રમત વસંત ઉછરંગથી.બોલ્યાં.
જેજે ગોપીએ પીચકારી ધારથી, માર્યાં મોહનને ભીંજાવા પ્યારથી;
તેતે સુંદરીના રંગ મારથી, બચીને ઉભા અલબેલો બારથી. બોલ્યાં.
લટકાળાએ લટકો લગાવીને, લીધી પીચકારી સ્ત્રીની ઝુટાવીને;
એક એકના મુખડાં ભીંજાવીને,રાખી રમતી હારી બોલાવીને.બોલ્યાં.
રેલા રંગના સ્હેરેથી ચાલતા, નંદલાલ જુએ ખુબી ખ્યાલ તાં;
પછી ચુંદડીનો છેડો ઝાલતા,લુછે વદન વિઠલવર માહાલતા. બોલ્યાં.
આવી હતી જોબન મદ જોરમાં, નારી શાંત થઇ અર્ધ પોહોરમાં;
દીપી વદને આનંદ અંકોરમાં,મગ્ન ગીરધર નંદકીશોરમાં. બોલ્યાં.

---

## મ્હાડ રાગ.

કીજીએ કાંઇ મ્હેરરે પ્યારા, કીજીએ કાંઇ મ્હેર;
આવો હવેતો ઘેરરે, પ્યારા કીજીએ કાંઇ મ્હેર.
છૂં દાસી વિના મૂલનીરે, સુણિએ સ્વામીટેર;
અષ્ટ અંગે ચડયું જાયછેરે, સ્વામી જુદાઇનું ઝેરરે. પ્યારા.
ભર્યૂં ઘર ભાસે રાનસુંરે, ઠરે ન મન કોઇ ઠેર;
રાજીવ દ્રગ પીઉ છેલડારે, ચિતવું ચતુર બહુ પેરરે, પ્યારા.
ગુણજ્ઞ ગિરધરલાલજીરે, નયન થયાંછે નેહેર.
દરશને ટળશે દુઃખડાંરે, થાશે સ્વામી લીલા લ્હેરરે; પ્યારા.

---

## હોળી.

સ્વરૂપ રામચંદ્રનું જોઇ, પ્રસનતાથી મન દિધું પ્રોઇ;
યોગ માયા મિથિલેશ નંદની, વામ કરે રહ્યાં સ્હોઇ.
સૌમિત્રિ નંદન દક્ષિણ રાજે, અંજની સુત કર દોઇ;
જોડી રહ્યા સન્મુખ મ્હોઇ. સ્વરૂપ.
પદપંકજ શુભશામ શરિરના, પેખી પીડા દિધી ખોઇ;
પિતાંબર કટી મેખળા કંચન, અંતર કિલવિષ ધોઇ;
કસર સુખ રાખિ ન કોઇ. સ્વરૂપ.
જરકસી વાગે ઉર આચ્છાદિત, રતન સુમનહાર દોઇ;
કોદંડયુત ભુજદંડની શોભા, કોમળતા જ્યમ [illegible];
લખિ વિધિલોક અવરોહી. સ્વરૂપ.
નેનસુધાસર અનુગ્રહરે લે, મોદ મગન [illegible] હોઇ;
અરવિંદાનન અવિનાશીનું, નિરખી ચડયું તન મોહી;
ગિર્ધરલાલ મન રહ્યું મોહી. સ્વરૂપ.

### બીજી.

સરજુ તીરે ધુમમચી રહી, અબિર આંધી ગગને ગઇ. ટેક.
હોળી રમે છે પંકજ લોચન, રઘુવિર રંગ ભરી લઇ, મૃગમદ કેસર કુમકુમ ચંદન;
પિચકારી કંચનની ગ્રહી, નિશાન જરાય ચુકે નહી. સરજુ. ૧
અબિર ગુલાલ રૂમાલ ભરીને, તાલથી નાખે સમીપ જઇ, ગાલ કપાળ ને વાળ મરદિ;
ખ્યાલ ગાય સુરને લઇ, થાપ જોરે ડફને દઇ. સરજુ. ૨
એક તરફ છે દશરથ લાલા, સીતાજી બીજી તરફ સહી, પીતાંબર રંગરોળ થયાંછે;
રતિપુર અંગ બચ્યું નહી, છબી મનમોહન બની રહી. સરજુ. ૩
સુર વિમાનમાં બેસી જોતા પ્રભુની લિલા લક્ષ મોલઇ, પુરવાસી સરજુને કિનરે;
નિરખે ગિરધર ધન ધન કહી, સ્વર્ગની શોભા છે અવધમહી. સરજુ. ૪

---

### ખ્યાલ.

રમે રંગ પ્રેમ ચકચુર પ્રિતમને પ્યારી,
અહિકર ગોરીના છેલ ભરે રંગ બારી;
અલબેલી અધરને ડસી જાય છટકાવી,
સખી સામુ જોઇને હસે ગુલાલ ઉડાવી.

રસિયો રગડે મુખ રંગ અંગ લપટાવી.
ધરે સજ્ઞ ગોર પ્રિય ઊર કંચુકિ હટાવી.

---

ઝુલ.

ધસી એક બીજા કર ઝાલે, ભરે કેશને આંખ ગુલાલે;
પ્રિતમ કંચુકીમાં કર ઘાલે, પ્રિયા લગાવે થપ્પડ ગાલે;
નાજુકડીને નથી કહે રીત નહીં સારી. અહી.
પાલવ થાળુનો મુકો ફાટે અલબેલા,
છેકજ શું નિરલજ થયા આજ પ્રિય છેલા,
શું કેતાતા ડાપણથી રમવું પેહેલા,
ઘડી એક થઇ નહી થયા તમે તો ઘેલા.

ઝુલ.

જુઓ આંખ રંગે ભરિ મારી, ઝરે પાણિને ખટકે ભારી;
ઉખડિ સાળુની સરસ કિનારી, છુટી અંબોડાની લટ સારી;
રમવું રીતનું ઠીક જુઓની વિચારી. અહી.
છે પ્રીત ચિત્તમાં પુર રસિકવર મારા;
તોપણ પડદો રાખીયે રંગીલા પ્યારા. ૧
એકાંતે મળીયે તેના ઘાટછે ન્યારા;
સમજો છો સઘળું સ્વામી કામણગારા. ૨

ઝુલ.

એવુ કહીને રંગ કટોરો, ઢોળી રંગ્યો રૂમાલ કોરો;
સિર છેડો ઉડી આવ્યો ઓરો, ધર્યો પ્રીતમ નાખી તોરો;
અંક ભરાવી હોળી નાજુક નારી. અહિ ૧
પ્રીતમ કે પ્યારી રમત હોળીની એવી;
નહિ રહે બરાબર લાજ છુટ કંઇ લેવી. ૨
એ વસંત રતુને મસ્ત અતીસય કેવી;
તનમનમાં પોષે મદન વાસનાં તેવી. ૩

ઝુલ.

અંગ ઉમંગે રંગ રમાડી, ઇછા મનની પુરી પાડી;
તપાસિ સુંદર યોવન વાડી, પ્રિયા પ્હેર પેહણની સાડી;
કહે ગિરધર ઘડી આજની ખરી સુખકારી. અહી. ૪

## બીજો.

### સખી.

વસંત ઋતુમાં કંત કામીની, અનંત રંગ રમતા રાજેજી;
અંગ અનંગ ઉમંગની લ્હેરે, સ્હુરે પ્રેમાનંદ છાજેજી.
પરસ્પરે ભરે રંગ કેસરી, સંગ ધરે સુંદર સાજેજી;
નિશંક થઇને અંક ભરાવે. લંક દબાવે તજી લાજેજી. ૧

### ધોસો.

તજીને લાજ લાલ લલના, ગ્રજીને બાલ રમે છલના;
સજીને સાજ સરસ કલના, ભજીને ભાવમદન વળના.
તરંગી તરૂણ ભર્યા બળના, સુરંગી તનમન અંચલના;
જંગિતનમદન છટા ધારી, રંગી પીતાંબર ગિરધારીજી.

### ખ્યાલ.

પેરિ પિતાંબર પ્રમદા પંદર વર્ષની સુંદર ચોક અંદર,
લ્હેરિ લાલસું ગુલાલ ખેલાતિ રેલતિ રસ જાણે ચંદર. ટેક.
ઘેરિ આંખડી કમળ પાંખડી દિસે ફાંકડી અલબેલી,
ફેરી ફરીને ફંદ કરીને રંગ ભરીને કરેકેલી.
મ્હેરી મર્દને ઘેરી જર્દ કરીહસે તાળીદઇ રંગ રેલી.
હેરીયાર પિચકારી ધાર ઉપરથી માર અબીર એલી.
ટેરિ રાજી થઇ જીતી બાજી લહી ત્યાં સપડાવી પ્રિય સુંદરે,
લ્હેરિ લાલસું ગુલાલ ખેલતી રેલતિ રસ જાણે ચંદર. ૧
ધારિ પ્યારિ મુખ મારિ પિચકારી ગુલાલ ઉપરથી નાંખ્યો,
ઝારિ રંગસિર ઉંધી ધારી અબીરનો મારો રાખ્યો.
ન્યારિ કરી ઉરથી કંચુકી મારી રંગ પૂરી આંખ્યો,
પ્યારી પરવસ ઉભી રહીને પિઉએ રસ યોવન ચાખ્યો.
હારિ રમત મુખ પ્યારી કહે કરિ ગગત બારી પ્રિય એ કંદર,
લ્હેરિ લાલ સું ગુલાલ ખેલતિ રેલતી રસ જાણે ચંદર. ૨
કામ મત્રા ચકચૂર કાનુડો લખી ઉર હરખી લટકાળી,
ધામ વિષેથી સખી બોલાવી ચંદ્રાવળી આદી બાળી.
આમ તેમથી ઘેરી લાલને ચોળી ચણિયો નાકે વાળી,
નામ ચાલવા દિધા વિણ પેરાવી આંખ આંજી કાળી.

જેમ એક મળી કામનીએ પ્રભુ નાચ નચાવ્યા જ્યમ બંદર,
હેરી લાલસું ગુલાલ એલતી રેલતી રસ જાણે ચંદર. ૩
દાવ લાલનો આવ્યો ફરી ગરકાવ હર્ષે થઇ નવ યોવંન,
ભાવ ભામની ભૂસી કાડી થયા કોટી કામરૂપ મનમોહન. ૪
આવ હવે તું નચાવ નાગરી કહીને ગ્રહી ગોરી લાલન,
નાવ ગતી નાખી રંગ નદિયે ઉપર આપ કીધું આસંન.
ગાઓ ફાગ સખી કે ગિરધારી રંગ રાગ જોઇ સુંદર,
હેરિ લાલસું ગુલાલ એલતિ રેલતી રસ જાણે ચંદર. ૫

---

## વિનંતી.

હું અરજ કરૂં માહારાજ કૃષ્ન ગિરધારી,
કરી કૃપા સાંભળો શામ થઇશ આભારી. ટેક.
દિન બંધુ દ્વારિકાનાથ લાજ જાય મારી,
પ્રિયનાથ ગ્રહો મુજ હાથ વિપત્તી વિદારી.
નિજ જનના રક્ષક બની વખત લ્યો વિચારી,
જુઓ કૃપા દ્રષ્ટીથી શામ દયા દિલ ધારી.

### સખી.

અંધારા ભવ કૂપમાં, ડુબતાં કરૂં પુકાર,
કરૂણાસિંધૂ કાઢજો, હાથ ગ્રહી આ વાર.
માયા જગનો જંજાળ વિપત્તી ભારી,
કરી કૃપા સાંભળો શામ થઇશ આભારી. ૧
આવી છે બાજી હાથ રહે તેમ કરજો,
પ્રભુ શરણે જાણી અડચણ સઘળી હરજો.
મન મોહન મારા સ્વામી જગતમાં ઠરજો,
દિન રજની સાંજ સવાર શાંતી સુખ ભરજો.

### સખી.

કૈંક કલ્પથી કૃષ્નજી, વિરહ દરદની લ્હાય,
લાગીછે આ ઉરમાં, દરશનથી ઓલાય.
થાય અષ્ટ અંગમાં શ્રેષ્ટ લીલા સુખ જારી,
કરી કૃપા સાંભળો શામ થઇશ આભારી. ૨

અનુરાગ રૂપી એ નાગ ડસ્યો દુખ આપે,
કોમળ આ તનમાં લ્હેર ચડી સંતાપે.
તમ વિન કો જાદવરાય જીવન મુજ થાપે
પ્રભુ દરશન અમૃત ધાર થતાં સુખ આપે.

સખી.

વિષ ઉતરે વ્હાલા તણા, દરશનથી તત્કાળ;
સ્પર્શે સુખ સૌ સ્વર્ગના મળે દીન પ્રતીપાળ.
ગણી સેવક પ્રાણાધાર સ્તુતી લ્યો સ્વીકારી;
કરી કૃપા સાંભળો શામ થઇશ આભારી. ૩

દિન માસ વર્ષ કંઇ વીત્યા ગર્વે મન રાખે,
પસતાવો પ્યારા નાથ હવે દહી નાખે.
થતાં જ્ઞાન અર્કનો ઉદય દીઠું રૂપ આંખે,
પ્રભૂ વિના ભૂપ અનુપ હવે કોણ ઝાંખે.

સખી.

જાણ્યા પછી જીવન હવે, વાર કરો નહીં શ્યામ;
વિશ્વ વિષે તમ વિન બીજો, જણાય નહીં સુખ ધામ.
ગિરધારી ગ્રહો મારિ બાંય દોષ વિસારી;
કરી કૃપા સાંભળો શામ થઇશ આભારી. ૪

---

ધ્યાન.

ધ્યાન ધરૂં શ્રી કૃષ્ણ દેવનૂં તન ઘનશામ છબી સુંદર,
પદ પંકજપર કંચન તોડા રત્ન જડિત વિલસીત મનહર.
પિતાંબર ભરજરી વિરાજે કટી મેખલા તે ઉપર,
ઉપરણી અતી ઝીણી ઓઢી મૃદુ તન પડતું સાફ નજરે.
બ્રહ્મસૂત્ર ઘનશામ શરીરે ઈંદ્ર ધનુશવત એકંદર,
શોભા શ્રીવત્સલાંછન કેરી જોઇ મોહીરેછે શંકર.
કૌસ્તુભ મણી જળકાર કરે ઉરહાર કમળ કળીનો સુખકર,
મૃણાલ બાંહે બાજુ હિરાના કડા વેઢ અંગુળી ઉપર.
દ્વિભુજ દયા સિંધૂ દામોદર કંસ રિપૂ ગોવર્ધનધર,
પદ પંકજપર કંચન તોડા રત્નજડીત વીલસીત મનહર. ૧

વદન હસીત સુખ સદન શામનું અધર બિંબફળ મન આવે,
કોટી રવીશશી મુખપર વારૂં દરસનથી ભવ ભય જાવે.
નયન કમળથી નિરમળ અમૃત ભક્તજનોપર વરસાવે,
શશી શુકલ દ્વિતિયાનો જાણે એવી ભ્રુ નજરે આવે.
સહજ કટાક્ષે તેને કોટી બ્રંહ્માડો ઉત્પન્ન થાવે,
તેમજ સર્વે શાંત થઇ જાએ મહિમા શીવ બ્રહ્મા ગાવે.
વિશાળ ભાળે તિલક કેસરી એ છબી રાખું ઉર અંદર,
પદ પંકજપર કંચન તોડા રત્ન જડીત વિલસીત મનહર. ૨
કૃષ્ન પક્ષની નીશાં કેશ વાંકડીયાં વિઠલ સિર રાજે,
વૃંદાવનમાં વિહાર કરતાં નિકટ નદી યમૂના ગાજે.
ગાય ગોપના યૂથવિષે ફરતા રમતા હોય માહારાજે,
અસુર અધરમી નિપાત કરીને સુર મુનીના કરતા કાજે.
મોક્ષપૂરી દ્વારીકાં વસાવી છપ્પન કોટી સિર ગાજે,
પત્ર વાંચીને પોંચ્યા પ્રભુજી લક્ષ્મીની જાણી દાઝે.
દ્રુપદસુતાનો સાદ સાંભળી શામળીયે પૂર્યાં અંબર,
પદ પંકજપર કંચન તોડા રત્નજડિત વિલસીત મનહર. ૩
મોર મુકુટ સિર શોભે સુંદર મકરાકૃત કુંડળ કાને,
દિવ્ય ગંધચંદન તન લેપન વશિકરણી વાંકડી શાને.
માધવની મુરતી મનમોહન જ્યમ નીરખું ત્યમ વધુતાને,
અંતરમાં ઉછરંગ વધેને મુખથી નીકળે ગુણ ગાને.
તૃષીત નયન તૃપ્તી નવ પામે ચહે સદા દરશન પાને,
ધારી ધારી લવ ધરાય નહી મન કૃષ્ન છબી ધરીરે ધ્યાને.
એકવાર શ્રીકૃષ્ન કહે કંઈ કોટી કર્મ છુટે ગીરધર,
પદ પંકજપર કંચન તોડા રત્નજડીત વિલસીત મનહર. ૪

## ધર્મશાળા જેવું જગત છે.

ધર્મશાળા તેવી આ ધરણી અમે તમે પંથી જેવા,
જીવતર જામિની પૂરી થાતાં માંડીશું રસ્તો લેવા. ટેક.
એમ છતાં મારૂં તારૂં કરી ઝેર વેર રાખે મનમાં,
તેનેતો દુખ ડગલે ડગલે જ્યમ દાઘો વનચરે વનમાં.

અલ્પ વખત છે અમૂલ્ય માટે ચિત્ત ધરો હરી કિરતંનમાં,
જન્મ મર્ણું દુખ તેથી છુટીને રેશો હરીના ભુવંનામાં.
અણજાણે આવીને કરશે ક્રુર કાળ ઘા ગરદંનમાં,
ધન મિલક્ત માંશુક કે મિત્રો શ્હાય થાય નહી શાસનમાં.
અખંડ સુખ ઈચ્છો તો સેવો એકજ દેવાધીદેવા,
જીવતર જામિની પૂરી થાતાં માંડીશું રસ્તો લેવા.
રાજકાજમાં લાજ વધારે જ્યારે ડાપણ ડોળ ભરંમ;
અવળાનું સવળું કરી નાખે મિજાશ રાખે ખુબ ગરંમ.
અલખતને અલબેલી માટે દાવ પેચ કંઇ કરે કરંમ,
વેદ શાસ્ત્ર શ્રુતી પુરાણ કેરો સમજે નહિ મન સત્ય મરંમ.
લાખ બળીને રાખ થયા તુજ આંખ આગળે પ્રૌઢ પરંમ.
તોપણ તજે ન ગર્વ તંનનો ભજે ન ભગવત આણી શરંણ.
મિથ્યા જગની આશ તજીને કામ ક્રોધ છોડી દેવા,
જીવતર જામિની પૂરી થાતાં માંડીશું રસ્તો લેવા.
ઝાકળ જળના બિંદુ જાણે મોતી માળા કરવાને,
અભ્ર અડે પૃથ્વી દ્રગ દેખી દોડે તેને ધરવાને.
એવી રીતે આપ વિસારી તાપ મોહમાં ગરવાને,
વિના વિચારે અગ્નાની જન માંડે પગલાં ભરવાને.
નાશ થશે મોહ પાશ પડેથી આત્મગ્નાન ઉગરવાને,
ચેતો ઝટપટ ત્યાગી ખટપટ વાર નથી કંઇ મરવાને.
અસત્યને અંતરથી ત્યાગી સત્ય સજો પ્રભુની સેવા,
જીવતર જામિની પૂરી થાતાં માંડીશું રસ્તો લેવા.
જ્યાં સુધી મૃષ્ટી ઉપર દ્રષ્ટી સાચ્ય રાખશો દિલ અંદર,
ત્યાં સુધી સંચ પ્રપંચ ભુલવણી રેશે આત્મ થકી અંતર.
એજ વિશ્વ અગ્નાન સમજવું ટુટે નહિ ભવ દુખ તંતર,
આશા તૃષ્ણા પીડે સદોદિત ચિત ચમકાવે જમ કિંકર.
ઈંદ્રજાળવત જુઠી સૃષ્ટી જૂઠી જન કાયા સુંદર,
સાચૂં નામ શ્રીકૃષ્ન તણૂં છે પરાપાર જે પરમેશ્વર.
શર્ણું રહો હરીને કે ગિરધર મુક્તીપદ લ્હાવો લેવા,
જીવતર જામિની પૂરી થાતાં માંડીશૂં રસ્તો લેવા.

## અભિમાનીને જ્ઞાની કયાં ગણેછે.

શું સમજીને માન ધરેછે જનો રૂપ ધન યોવનનૂં,
લેશ માત્ર પણ વલણ તે તરફ થતૂં નથી જ્ઞાની જનનૂં.
હજામણ કહારણ તેમ વાણીયણ સોનારણ બ્રાહ્મણીસારી,
એવી સઘળી ઉપર સરખી નજર જ્ઞાનીની હ્યો ધારી.
બાવળ બોરડી બોરસળી બટમોગરાની પ્રીમળ પ્યારી,
ભિન્ન ભાવ તેમાં પણ તેને નથી વાણી માનો મારી.
દોટી મલમલ કુમાસ રેશમ ખરીને ખોટી કીનારી,
સમાનછે જ્ઞાનીને મનતો ઝૂંપડી ઘરને અટારી.
કાળું ગોરૂં બેડોળ ઘાટીલું લક્ષણ એ મીથ્યા તનનૂં. લેશ. ૧
જ્ઞાનીની ચેષ્ટા સઘળી છે સહજ સ્વભાવે ઉપરની,
રૂડી ભુંડીને તે નથી જોતા લખે લિલા પરમેશ્વરની;
ભાવે હસીને બોલો ભાવે મુખમરડી રો ભરી છરની,
પરવા નથી પેભાર તમારી હશો નાના મોટા ઘરની.
વ્યર્થ માનમાં રહિને વેઠશો પીડા વ્યવહારી જવરની,
અગર નમ્રતાપૂર્વક મળીને મોજ લેશો સુખ સાગરની.
તેમાં પણ જ્ઞાનીનેતો છે સમાધાન સહજે મનનૂં. લેશ. ૨
ચંચળ મનવાળાં જન ક્યારે પૂજન પ્રેમ ઘણે કરશે,
તનમન ધનથી સેવા કરીને ચરણોદક મસ્તક ધરશે.
એનાએજ વળી બદલઇ જઇને ક્યારેક નીંદા ઉચ્ચરશે,
દૂર રહીને પૂર દ્વેષથી વ્યર્થ કલેશ મનમાં ધરશે.
તોપણ જ્ઞાની સિંધુ જેવી સમતાથી લવ નવ કરશે,
અનેક નદીનું જળ લે તેમજ જ્ઞાની બ્રહ્માનંદ દરશે.
માન અને અપમાન નથી કંઇ કામ નથી તેને ધનનૂં. લેશ. ૩
ગમે દંત કરડીને હલકા શબ્દ કહો દુશ્મન દાવે,
અન ધનની કરો હાની કપટથી જેમ તમારૂં બળ ફાવે.
જોઇએ તેવા દુષણ દાખો રાખો હોંસ આબરૂ જાવે,
નહી બોલાવો નહી બેસારો ભલે કષ્ટ જાતે પાવે.
એ આદી લઇ દુષ્ટ વર્તણુક રાખો જેવી મન ભાવે,
તેથી પણ જ્ઞાનીની સુખમય સ્થીતી રતી નવ બદલાવે.

ગિર્ધરલાલ કહે સમતા સુખ પૃથ્વી તેજ વાયુ ઘનનું,
લેશ માત્ર પણ વલણ તે તરફ થતું નથી જ્ઞાની જનનું. ૪

---

## જ્ઞાનવિષે.

વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરી જે શાંતપણે વીચાર કરે;
પરમ તત્વનો બોધ તેહને આપો આપ સ્હેજેજ ફુરે.
પૃથ્વી પાણી તેજ વાયુ આકાશ ભૂત એ પાંચ રહ્યાં;
દિસે મળેલાં પદાર્થ અંદર તે સાથે વળી અન્ય લહ્યાં.
જ્ઞાન કર્મ કરવાને ઇંદ્રિય દશથી પણ માહીત થયા;
તેથી આગળ મન બુદ્ધી ચિત અહંકારને જાણી ગયા.
એ સઘળાની ઉપર જોયું ત્યારે તો જોનાર રહ્યા;
તેને જીવ કહે અજ્ઞાની જ્ઞાનીએ પરબ્રહ્મ કહ્યા.
સર્વ ઉપરછે સત્તા બ્રહ્મની તેજ સર્વનું મૂળ ઠરે;
પરમતત્વનો બોધ તેહને આપો આપ સ્હેજેજ ફુરે. ૧
પંચ ભૂત દશ ઇંદ્રિય અંતઃકરણાદિ સંઘાત તણું;
રૂપ ભ્રાંતીથી ભાસેછે આકાશ વિષે જેમ નીલપણું
ચેતન સુખરૂપ આત્માનો એ ચમત્કાર આશ્ચર્ય ઘણું;
ગગન કુસુમ શશસિંગ ન્યાયવત સંઘાતનુંછે મૃષાપણું.
ચેતનના એ ચમત્કારને નામ આપ્યું અજ્ઞાન તણું;
માયા નામ પણ તેનું કહ્યુંછે ચેતન સાથે એકપણું.
કનક કટક આકારે થયું પણ કનક ભાવ ક્યારે ન ફરે;
પરમ તત્વનો બોધ તેહને આપો આપ સ્હેજેજ ફુરે. ૨
નાશવંત સંઘાત તેથી છે દુખદાઈ ત્રણ કાળ મહીં;
સુખની આશ કરે નહીં તેમાં જેણે સત વસ્તુને લહી.
ઇંદ્રિય સર્વ દુઃખ રૂપ થઇ તવ વિષયો પણ તેવાજ સહી;
જ્યાં સુધી પ્રાપ્ત થયા નથી ત્યાંસુધી ઇચ્છા કરાવી નાખે દહી.
પ્રાપ્તકાળમાં રક્ષણ કરતાં સંકટ ગ્રાહા પીડેછે સહી;
નાશ થાય ત્યારે વળી ભારે બથા વિષે કંઇ બાકી નહી.

યથા વિધી વિચાર કરીને દેહાદિકની પ્રિત વિસરે;
પરમ તત્વનો બોધ તેહને આપો આપ સ્હેજેજ સ્ફુરે. ૩
સત્ય પૂર્ણ સુખ રૂપ અનુપમ એકજ ચેતન આત્મ રહે;
રહિત જન્મને મર્ણ સર્વદા ક્રિયા રહિત આનંદમાંહે.
દેહાદિક જડ પદાર્થ સઉથી ન્યારો સઉનું ગ્નાન ગ્રહે;
નિર્મળ નિરગુણ બ્રહ્મ તેજ નિજ મહિમા મધ્યે શોભી રહે.
એવું સ્વરૂપ છે ગિર્ધર તારૂં ગીતા ભાગવત વેદ કહે;
તત્વ મસી મહા વાક્ય અર્થના ગ્નાનવાનને મુક્ત લહે.
સ્થિતી સ્વરૂપ શ્રી કૃષ્ને દ્રઢ કરી તેનું અંતર ધ્યાન ધરે;
પરમ તત્વનો બોધ તેહને આપો આપ સ્હેજેજ સ્ફુરે. ૪

## એકાકી રેવા વિષે.

છોડ છંદ છળ યુક્ત અને અણસમજુ મતલબી મતિ મંદનો,
પાન કરી સંતોષ સુધાનું માન તોષ સ્વરૂપાનંદનો.
સંસાર તણું સુખ સ્નેહ વિષે સમજે બુદ્ધીવાળા સારૂં,
ધનમાલ વિષે સુખ સમજે મૂઢ જન એવું છે એ અંધારૂં.
સ્નેહ વિના ધનમાલ કદી છે શું તે વાત કરશે વારૂ,
શું તે હાસ્ય કરી કદી કેશે નથી કોઇ તમથી પ્યારૂં.
પણ જો સ્નેહ હશે સંબંધમાં તો મળશે સુખ અણધાર્યું,
અગર સ્નેહ બંધન હશે જ્યાં ન્યાત જાતથી જે ન્યારૂં.
તોજ અનુભવ સુખનો થાશે પ્રકાશ જ્યમ પૂનમચંદનો,
પાન કરી સંતોષ સુધાનું માન તોષ સ્વરૂપાનંદનો. ૧
ગ્નાન દ્રષ્ટીએ વીચારતાં સંસારજ ભ્રાંતી રૂપ ભાસે,
તો પછી સુખ તેનું પણ તેવું પામે ક્ષણેકમાં નાશે.
વળી સ્નેહમાં સુખ સંગાથે દુખ પણ રેછે કરી વાસે,
એવા સ્નેહને સાર શાને કરવો મોટો આયાસે.
સ્હેજે બની આવે તો સારૂં નહી તો કરવી નહીં આશે,
સદા કાળ સુખ સર્વોત્તમ છે આત્મગ્નાનને અભ્યાસે.
કાઢી નાખ સંકલ્પ સર્વથા મૂર્ખ સમાગમના ફંદનો,
પાન કરી સંતોષ સુધાનું માન તોષ સ્વરૂપાનંદનો. ૨

આત્મ રૂપછે સૃષ્ટી સારી જેમ કનક ભૂષણ સારાં,
નાના રૂપના ભાસે પરંતુ નથી કનકથી તે ન્યારાં.
ભુષણ માત્ર છે કંચન રૂપે નથી નઠારાં કે સારાં,
કંચન દ્રષ્ટી સુખકારી છે ઘાટ દ્રષ્ટીમાં દુખ ભારા.
આત્મ હીરાની પ્રભા જગત છે મિથ્યા ધન સુતને દારા,
અનુભવમાં આનંદ વિના નથી જેમ નથી દિવસે તારા.
દેશ કાળને કર્મ નથી સઉ પ્રભાવ છે આત્માનંદનો,
પાન કરી સંતોષ સુધાનું માન તોષ સ્વરૂપાનંદનો. ૩
વ્યવહાર દ્રષ્ટીએ વર્તવું તેમાં નિમગ્ન ક્યારે નવ થાવું,
તન નિર્વાહ ક્રિયા કરવી દુખ લાજ માન ભુલી જાવૂં.
બોલ ચાલને બેસ ઉઠ એકાકી આત્માને ધ્યાવું,
આવિ મળે કોઈ નરનારી કે બાળક તો તેવું થાવું.
રીઝી રેવું તે સંગે પણ નવ ખીજી ઝેર ક્યારે ખાવૂં,
વાત ચિતમાં તે શું મળવું તેમ તેનું ગાયું ગાવું.
ગિરધરલાલે સમજાવ્યું મન ત્યાગ કરી માયા છંદનો,
પાન કરી સંતોષ સુધાનું માન તોષ સ્વરૂપનંદનો. ૪

---

## હરી રાખે તેમ રેવું.

ક્યારે કોઇ ઠામ સુખ આરામ તમામ હોય,
ક્યારે કોઇ ઠામ દુખ આઠે જામ સહિયે;
ક્યારે કોઇ ઠામ સ્નાન ઉષ્ન નીરે થાય અને,
ક્યારે કોઇ ઠામ સીત જળે ન્હાઇ લઇએ.
ક્યારે કોઇ ઠામ હોય ભોજન મિષ્ટાન અને,
ક્યારે કોઇ ઠામ લૂખી રોટલીને ચહીએ;
એમ સ્થીતી ફરે તોએ, ગીરીધરલાલ કહે,
હરી ઇછા લહી સદા આનંદમાં રહિએ.
ક્યારે કોઇ ઠામ વસ્ત્ર ભુષણ સજીએ તન,
ક્યારે કોઇ ઠામ વાળી કોપીનજ રહિએ;
ક્યારે કોઇ ઠામ રંગમ્હેલ સેજ સુંદરને,
ક્યારે કોઇ ઠામ ભુમીપર સુઇ રહિએ.

ક્યારે કોઇ ઠામ નિશ હાંડી ઝાડ રોશનીને,
ક્યારે કોઇ ઠામ વશ અંધારાને થઇએ;
એમ સ્થીતી ફરે તોએ ગીરીધરલાલ કહે,
હરી ઇછા લહી સદા આનંદમાં રહિએ.
ક્યારે કોઇ ઠામ માન મહીપતી આપે બહુ,
ક્યારે કોઇ ઠામ તુછ તીરસ્કાર સહિએ;
ક્યારે કોઇ ઠામ ઘોડા ગાડી બેસવાને હોય,
ક્યારે કોઇ ઠામ અણવાણે પગ જઇએ.
ક્યારે કોઇ ઠામ નામ વિદ્વાનમાં ગણાયને,
ક્યારે કોઇ ઠામ મૂઢ મૂરખ સમઇએ;
એમ સ્થીતી ફરે તોએ ગીરીધરલાલ કહે,
હરી ઇછા લહી સદા આનંદમાં રહિએ.
ક્યારે કોઇ ઠામ બાળા બાર વરવાને ચહે,
ક્યારે કોઇ ઠામ વરી નારીથી સેકઇએ;
ક્યારે કોઇ ઠામ કામ ચિંતવિએ તેવાં થાએ,
ક્યારે કોઇ ઠામ ચિંતા કરીને સુકઇએ.
ક્યારે કોઇ ઠામ દાસ દાસી સેવા કરે અને,
ક્યારે કોઇ ઠામ માથે મટોડીએ વહીએ,
એમ સ્થીતી ફરે તોએ, ગીરીધરલાલ કહે,
હરી ઇચ્છા લહી સદા, આનંદમાં રહીએ. ૪

---

## શ્રીકૃષ્નની કૃપા.

### છંદ નારાચ.

થઇ કૃપા શું ઇષ્ટ કરિ અેષ્ટ આજને સમે,
પ્રસાદ જેહને પ્રમોદ પામિઓ અનપમે;
ઉદે અનેક પૂર્વ જન્મ કર્મનો થતાં પરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રિકૃષ્ન શ્યામ સુંદરં. ૧
પદારવિંદ શ્રી લખી પ્રમોદ પૂર ઉછળે,
કટી ખુબી વધે ઘણી પટે સુવર્ણ વર્તુળે;

ચિત્રા પરે અમૂલ્ય રત્ન હારછે મનોહરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રિ કૃષ્ન શ્યામસુંદરં. ૨
હિરે જડીત કુંડળોનિ કાંતિ કામ પૂરતી,
લજીત મેઘ શ્યામ કોટિકામ શ્રી મુખાકૃતી;
વિશાળ નેનના કટાક્ષ ગ્રેહ્ય ચિત્ત સત્વરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રિ કૃષ્ન શ્યામસુંદરં. ૩
મુકૂટની છટા રસીક વાંકડી વિરાજતી,
પ્રભા મણીની મોરપીંછ યુક્ત છાજતી અતી;
પ્રકાશ પર્મ શ્રેષ્ટ જેમ કોટિધા દિવાકરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રી કૃષ્ન શ્યામસુંદરં. ૪
દયાળ દીન બંધુ મોહ જાળને પ્રજાળજો,
સ્વરૂપ જ્ઞાન ભકિત દે મતી નઠારિ ટાળજો;
રહું પ્રિતે નિમગ્ન નાથ ધ્યાનમાં નિરંતરં,
અપૂર્વં આજ નિર્ખિયા શ્રી કૃષ્ન શ્યામસુંદરં. ૫
પ્રતાપ છે અમાપ આપ ભકિતનો રમાપતી,
ગુણાનુવાદ ગાય કૃષ્ન સ્હેજ થાય સદ્ગતી;
કૃપાથિ પાપિને થયુંછ પ્રાપ્ત ધામ અક્ષરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રિ કૃષ્ન શ્યામસુંદરં. ૬
પ્રતી પળે અતી જુદી છબી છટા નિહાળિયે,
ચિતે ધરા પ્રમોદ છાંય કલેશ કષ્ટ ટાળિયે;
કીધી પ્રભાત સાંઝ ઝાંખિ શ્યામની કૃપાકરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રી કૃષ્ન શામ સુંદરં. ૭
પળે વિસારૂં ના પ્રભૂ તમારૂં નામ પાવનં,
પદારવિંદદાસ હું હરી કરો નિભાવનં;
ગિરીધરે સ્તવ્યા પ્રિતે કૃપાળ શ્રી રમાવરં,
અપૂર્વ આજ નિર્ખિયા શ્રિ કૃષ્ન શ્યામસુંદરં: ૮

સમાપ્ત.